


વાર્ષિક
રૂ. ૬-૮-૦

તંત્રી:
ઇન્દુલાલ યાજ્ઞિક: રામનારાયણ પાઠક
(સાહિત્ય વિભાગ)
સહાયક: કા. ન. દેસાઈ, ચંદુલાલ ભટ્ટ

છૂટક
૧૦ આના

યુગધર્મ કાર્યાલય, રાયખંડ, અમદાવાદ, અને ઍડવોકેટ બીલ્ડીંગ, ૨૧ દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબઈ

નવું સ્વરૂપ ! નવાં આકર્ષણ !

# યુગધર્મ

પુસ્તક ૬ ચૈત્ર, ૧૯૮૧ અંક ૧

## લેખોનો અનુક્રમ



વાર્ષિક લવાજમ :

દેશમાં રૂા ૬-૮-૦, પરદેશના રૂા ૮-૦-૦

વર્ષની શરૂઆત (આસો, ૧૯૮૦) થી ગ્રાહક થનાર માટે રૂા ૬-૦-૦.

છૂટક નકલના દશ આના

## યુગધર્મના વાંચકોને અગત્યની સૂચના.

વ્યવસ્થાની સગવડ ખાતર આવતા માસથી યુગધર્મ કાર્યાલય કાયમને માટે મુંબઈ લઈ જવાનું ઠરાવ્યું છે. આ ફેરફાર મુજબ વૈશાખનો અને તે પછીના તમામ અંક મુંબઈમાં છાપીને ત્યાંથી જ પ્રગટ કરવામાં આવશે. તો આથી સૌ કોઈને સૂચના કરવામાં આવે છે કે સામાન્ય વ્યવસ્થા, તેમ જ તંત્રીને લગતા વ્યવહાર કાર્યને માટે ૧ લી મે, ૧૯૨૫થી તમામ પત્રવ્યવહાર

યુગધર્મ કાર્યાલય,
એડવોકેટ બિલ્ડીંગ,
૭૧, ક્વીન્સ રોડ, ફોર્ટ, મુંબઈ નં. ૧

ને એક જ સિરનામે કરવો. અમદાવાદને સિરનામે ૧લી મે પછી કશો પણ પત્રવ્યવહાર ન કરવાનું ખાસ ધ્યાનમાં રાખવા વિનંતિ છે.

# ઇતિહાસની અમૃતાક્ષરી

૧

બ્રહ્માંડો પ્રગટે–ડૂબે, યુગયુગો ઉગે અને આથમે,
વિશ્વો, કાળતરંગમાં ઉછળતા, ઉઠે, રમે ને શમે;
ને ભૂગોળ, ખગોળ, સિન્ધુ, સરિતા, ખંડો, ત્રિગુણી કલા,
માનવજાત, મહાપ્રજા, નૃપકુલોઃ સૌ બ્રહ્મ કેરી લીલા.

૨

અનન્ત તેજે અવકાશ પાથરી,
અનન્ત તારાગણીની કળા કરી,
અનન્ત વિશ્વોથી ભર્યું અનન્તને,
દિગ્કાલના મુગટધારક વન્દુ અનન્ત બ્રહ્મ એ.

૩

એહ અનન્તને પાટે, માંડી અક્ષર સાન્તના,
લખ્યા ગેબે મહામન્ત્રો, ગ્રન્થો એ ઇતિહાસના.

૪

પુષ્પે પુષ્પે જેમ પ્રકટે પરાગો,
પૂડે પૂડે જેમ મધના સુહાગોઃ
હૈયે હૈયે ગાજતી બ્રહ્મગીતાઃ
ઇતિહાસોના અમર ફૂલડે એમ મ્હેકે કવિતા.



૫

મનુદેહમાં ચેતન જેમ રાજે,
ને ચંદ્રમાં ચન્દ્રની તો વિરાજે,
ને દેવમાં જેમ દેવત્વનૂરઃ
એવાં આ સત્યને દેહે કવિતાનાં મહાપૂર.

૬

ઝીલીને વનની લક્ષ્મી ઉભે કો વડનું ધડ,
એવો બ્રહ્મ ઉભેલો છે, ઝીલી વિરાટનો વડ.

૭

પાને પાને માંડી પ્રારબ્ધરેખા,
રેખે રેખે ગેબની ગૂઢ લેખા;
શીળી છાયા પન્થીને પન્થ ભાવેઃ
એ વડલાનાં દૂધ પુરુષનાં પૌરુષોને પિલાવે

૮

પાડે તરંગો નિધિતીર ચાય,
સમીરણો વિશ્વ જ સ્પર્શી જાય;
પુષ્પો દશે દિશ પરાગ નાંખેઃ
સંસારી એ સકલને ઇતિહાસ ભાખે.

૯

ગૂઢ કો ઘૂમટી ઘૂમે પ્રકૃતિ ને પુરુષ એ;
એક બ્રહ્મલીલામાંથી બ્રહ્માંડો ગેબમાં વહે.

१०

પ્રારબ્ધવર્ષા ગગનેથી વર્ષે.
પુરુષાર્થવાળ્યાં ભીંજને પ્રફુલ્લે.
કલ્યાણલક્ષ્મી જગમાં છવાઇ રહે:
કીર્તિભેહારી પ્રજાઓનાં કીર્તિનાં જયગીત એ.

११

ઉછળે મોજાં ચુમ્બીને આભનીર,
ભીંજવે આવી પૃથ્વિને વજ્રનીર:
નભપૃથ્વીની ભેખડો ભવ્ય મધ્યે
ઘૂમે-ગર્જે ગહન ગહરાં કાળનાં પૂર વિકટે.

१२

રાજા, રાજ્યો, મહારાજ્યો, પ્રજા, મહાપ્રજા બહુ,
સંસ્કારો ને સંસ્કૃતિઓ: મોજાં એ કાલનાં સહુ.

१३

ઘડીક. લ્હો યે ઘડી બ્રહ્મની જ:
દિનેક. લ્હો યે દિન બ્રહ્મનો જ:
એ બ્રહ્મ કેરી લઘુછાંયડીમાં
આ લોકના યુગયુગો બહુ યે સમાયા.

પાંખો ખોલી આભ ને કાળ માપ્યાં,
પીંછે પીંછે ભવ્ય બ્રહ્માંડ સ્થાપ્યાં:
નેત્રો વર્ષે જન્મ ને મૃત્યુ બન્ને:
એવા ગરુડે પ્રભુજી ચ્હડીને ઘૂમતા દિગ્દિગન્તે.



ન્હાનાલાલ દલપતરામ કવિ.

# વિજ્ઞાનનો ચમત્કાર

આમવર્ગમાં વિજ્ઞાનના સામાન્ય સિદ્ધાંતો તથા નવી નવી શોધખોળો વિષેના જ્ઞાનનો પ્રચાર કરવા માટે અમેરિકામાં 'સામાન્ય વિજ્ઞાન' (પોપ્યુલર સાયન્સ) નામનું માસિક નીકળે છે તેનો ફેબ્રુઆરી મહીનાનો અંક મ્હારા જોવામાં આવ્યો. આપણા દેશમાં વૈજ્ઞાનિક શિક્ષણને માટે પ્રેમ કે ઉત્કંઠા ઉત્પન્ન થયાં નથી અને હુન્નરઉદ્યોગના શિક્ષણ માટે પણ વ્યવસ્થા નહીં જેવી છે. અમેરિકામાં દરેક આઠ માણસે એક માણસ પાસે મોટરકાર હોય છે એમ વાંચ્યું છે, તેને લીધે લાખો માણસો સામાન્ય મરામતનું કામ પોતે જ કરી લે છે. હાલમાં દોરડાં વગરના તાર 'રેડીઓ'ની માર્ફત ઘેરઘેર સારામાં સારાં ભાષણો અથવા સંગીત સાંભળી શકાય છે, અને તેને માટે જે સામગ્રી અથવા સાંચાકામ તૈયાર કરવું જોઇએ તે સોંઘામાં સોંઘી રીતે સામાન્ય માણસો કેવી રીતે ગોઠવી શકે તેની માહિતી લગભગ દરેક શિક્ષિત જનને આવાં માસિકો દ્વારા મળી શકે છે. ''

વિજ્ઞાનની શોધખોળને લીધે અને તે શોધખોળનો ઉપયોગ હુન્નરઉદ્યોગમાં કરવાથી અમેરિકાની પ્રજાની material પ્રગતિ ખુબ આગળ વધતી જાય છે. આ એક જ અંકમાંથી એકઠી કરેલી હકીકત વાચકવર્ગ સમક્ષ રજુ કરું છું.

"આજે મોટામાં મોટી આગબોટોમાં લગભગ ત્રણથી ચાર હજાર માણસો ખુબ મોજમજાહથી મુસાફરી કરી શકે છે. કાળા માથાના માનવીએ હવાનો ઉપયોગ કરીને હોડીઓ તથા વહાણો ચલાવવાં માંડયાં, અને તેમના અજબ સાહસ તથા ધીરજને લીધે પૃથ્વીપ્રદક્ષિણા કરવા જતાં અમેરિકા વિગેરે દેશો શોધી કાઢયા. પછી ઓગણીસમી સદીમાં વરાળનો ઉપયોગ કરવા માંડયો અને લાકડાંના વહાણોને બદલે લોખંડની મોટી મોટી આગબોટો કલાકના ૨૬ માઇલની ઝડપથી પવન કે ભરતીની દરકાર કર્યા વિના દોડવા મંડી ગઈ. પછી પેટ્રોલનાં મોટાં મોટાં એંજીનો થયાં, અને વિજળીનો ઉપયોગ પણ થયો. હાલમાં એક નવી શોધ થઇ છે તેમાં ફરીથી પવનનો ઉપયોગ કરવા માંડયો છે. આ વહાણમાં નથી સઢ કે નથી વરાળનો ઉપયોગ. હાલમાં ખલાસીઓ રાખવા પડે છે તેના ત્રીજા ભાગ જેટલાથી વહાણ ચલાવી શકાશે અને બળતણમાં ૮૦ ટકા જેટલો બચાવ થશે. આ વહાણમાં બે મોટાં ભૂંગળાં છે પણ તે ધુમાડા માટે નહીં, પણ તેના ઉપર પવન અથડાવાથી સંચાકામ ચાલે છે. એ ભૂંગળાંને ફેરવવા માટે એક નાનું એન્જીન હોય છે. ત્યાર પછીનું બધું કામ પવન માર્ફત થાય છે. આ વહાણ એક જર્મન ગૃહસ્થ ડૉક્ટર ફ્લેટનરની શોધનું પરિણામ છે અને આ માસિકના મુખપૃષ્ટ ઉપર આ વિચિત્ર વહાણની છબી આપી છે. આ નવું વહાણ માત્ર હવાઇ કિલ્લો નથી પણ તેમાં મુસાફરી શરૂ થઇ છે, અને અનુભવને પરિણામે તેમાં સુધારાવધારા થયાં જશે.

ફૉર્ડની મોટરગાડી જગજાણીતી થઇ છે. એના કારખાનામાં દરરોજ એક લાખ કારીગરો કામ કરે છે, અને દરરોજ ૭,૦૦૦ મોટરો અથવા તેનો પુરેપુરો સામાન તૈયાર થાય છે. પરદેશ મોકલવાની ગાડીઓ આગબોટ માર્ફત મોકલવામાં આવે તો ઘણો ખર્ચ થાય. તેની દરેક ગાડીનો પુરેપુરો ભાગ પેટીઓમાં એકઠો કરીને મોકલાય છે. દરરોજની લગભગ ૭,૦૦૦ મોટરો તૈયાર કરીને ૭ મહિના ઉપર એક કરોડ મોટરો એના કારખાનામાં તૈયાર થઇ હતી, અને આ માસિકમાં કરોડમી મોટર સાથે ફૉર્ડની છબી આપી છે. આ ગાડીઓ ઘણી જ સોંઘી વેચાય છે તેનું મુખ્ય કારણ એ છે કે દરેક દરેક વિધિમાં ઘણી જ કરકસર થાય છે.

લક્કડકામને માટે જોઇતાં લાકડાં માટે પોતાનું વન રાખ્યું છે. લોખંડને માટે પોતાની ખાણુ છે. કોલસાને માટે પોતાની જ ખાણ છે. અને લોખંડી કામનું કારખાનું પણ પોતાનું જ. દરરોજ ૩૦,૦૦૦ ટન કોલસો એના કારખાનામાં બળે છે પણ તેમાંથી કોઈ પણ પ્રકારનો બગાડ થતો નથી. આ કોલસામાંથી દરરોજ ૫૫,૦૦૦ રતલ એમોનીયમ સલ્ફેટ કાઢી લેવામાં આવે છે; ૧૭,૦૦૦ ગેલન બેન્ઝોલ નીકળે છે; ૨૨,૦૦૦ ટાર નીકળે છે, તેમાંથી એક કરોડ ક્યુબિક ફીટ જેટલો ગેસ નીકળે છે તેનો કેટલોક ભાગ ગામની મ્યુનિસિપાલિટીને વેચાતો આપવામાં આવે છે. તેમાંથી અનેક પ્રકારનાં તેલો નીકળે છે, મોનોક્સાઇડ નામનો ગેસ ફરીથી બાળવામાં આવે છે, અને રાખ તથા કંકરમાંથી સીમેંટ કરવામાં આવે છે. આ અજબ કરકસરની જોડે સરખાવો આપણા દરરોજના ચુલા, જેની પોણી ગરમી નકામી જાય છે અને આપણા ગરીબ દેશમાં પગલે પગલે ગેરવ્યય થતો જોઇએ છીએ.

પોતાના કારખાનાની સાથે હુન્નરશાળા રાખી છે તેમાં ગરીબ છોકરાંને અનેક પ્રકારનું શિક્ષણ મળી શકે છે અને કામ શીખી લીધા પછી કારખાનામાં નોકરી મળે છે ત્યારે શરૂઆતનો પગાર રોજના ૬ ડૉલર એટલે લગભગ રૂા. ૧૯ આપવામાં આવે છે.

### વિમાન

આપણે ત્યાં વિમાન ( એરોપ્લેઇન ) હજી સુધી ચમત્કારની ચીજ ગણાય છે પણ અમેરિકામાં તેનો ઉપયોગ ટપાલને માટે સામાન્ય થઇ ગયો છે. ઉત્તર અમેરિકાના બરફથી ઢંકાયલા પર્વતોમાં મુસાફરી કરવી ઘણી જ કઠણ છે અને જે પ્રદેશમાં જતાં ૩૫ દિવસ લાગતા હતા અને વારંવાર માણસોના જાન જતા હતા તેવી મુસાફરી ૭ કલાકમાં વિમાનથી થઇ શકે છે. હવાની મુસાફરી સરળતાથી અને વગર જોખમે થાય તેને માટે અનેક પ્રયત્નો થઇ રહ્યા છે. નાનાં નાનાં વિમાનો તૈયાર થયાં છે તેની છબીઓ આ માસિકમાં આપી છે. એક "બચ્ચાં" વિમાનમાં નવ હૉર્સ પાવરનું એન્જિન મુકયું છે તે છતાં આખા વિમાનનું વજન માત્ર ૨૦૫ રતલ થાય છે. તેની પાંખોની લંબાઇ માત્ર ૨૭ ફીટ છે, અને કેટલાંક વિમાનમાં તો પાંખો વાળી શકાય છે એટલે મોટરની માફક તબેલામાં મુકી શકાય. આવાં બચ્ચાં વિમાન કલાકે ૬૩ માઇલની ઝડપથી મુસાફરી કરી શકે છે. કોઇ ગૃહસ્થે મિ. ફૉર્ડને કહ્યું કે હવે વિમાનનો જમાનો આવ્યો છે એટલે મોટરગાડીનો ઉપયોગ ઓછો થશે તેના જવાબમાં ફૉર્ડે ઠીક જણાવી દીધું કે આગ-ગાડીને લીધે ઘોડા ઓછા થયા નથી, મોટરોને લીધે આગગાડી ( વરાળથી ચાલતી ગાડીઓ ) ઓછી થઇ નથી, અને વિમાનથી મોટરો ઓછી થવાની નથી. આજે આગગાડીઓમાં એવા સુધારા થતા જાય છે કે અમેરિકાના એક કીનારાથી બીજા કીનારા સુધી લેકર્ડ ગાડીઓ ત્રણ હજાર માઇલની મુસાફરી દર કલાકે ૭૫ માઇલની ઝડપથી કરે છે, અને ગાડીઓની રચના એટલી સુંદર હોય છે કે અંદર કાગળ પણ લખી શકાય

### વિજળી

નદીઓ તથા ધોધનાં પાણી વગર ઉપયોગે વહી જતાં હતાં તેમાંથી વિજળી કાઢી લઈને કરોડે રૂપીઆનું કામ થઇ શકે છે. નાયગરાના જગપ્રસિદ્ધ ધોધમાંથી કેટલી બધી શક્તિ ખેંચી લેવામાં આવે છે અને હજી કેટલી બધી ખેંચી શકાય !

દરીઆમાં ડુબેલાં વહાણોમાં ઝવેરાત કે સોનું હોય છે તેને કાઢવા માટે હવે કલાકો સુધી પાણીમાં ડુબકી મારી શકાય છે, અને મોટા વિજળીના દીવાઓને લીધે અંધારામાં ફાંફાં મારવાનું હવે રહ્યું નથી. એક જ આગબોટ 'લોરેન્ટીક'ની છબી આપી છે જેમાંથી ૩ કરોડ ડૉલર એટલે નવ કરોડ રૂપીઆનો માલ હાલમાં જ બહાર કાઢવામાં આવ્યો છે, અને એવી ઘણી આગબોટોમાંથી માલ કાઢવાનો પ્રયત્ન થઇ રહ્યો છે

### તાર વગરના સંદેશા

ટેલીગ્રાફ અને ટેલીફોનની શોધ થઇ તેને પચાસ વર્ષ થયાં નથી એટલામાં તો તાર વગરના સંદેશા મોકલવાની શોધ થઈ ગઇ છે અને તે એટલે સુધી કે ન્યુયૉર્કથી લંડન ૩,૦૦૦ માઇલ દૂર એવા સંદેશ સુખેથી મોકલી શકાય છે. આ શોધને લીધે કોઇ પણ ઠેકાણે થતું ભાષણ, સંગીત, કે નાટક ઘેર બેઠાં સાંભળી શકાય, પણ હવે તો દોરડાં વગરના વિજળીબળથી ૩,૦૦૦ માઇલ દૂર છબી દોરી શકાય છે, અને અમેરિકાના પ્રેસીડંટની છબી ન્યુયૉર્કથી લંડન મોકલેલી તે આબેહુબ ચિત્ર આ માસિકમાં આપ્યું છે.

### વરૂણ

આપણી મોટી મોટી નદીઓનાં પાણી દરીઆમાં વહી જાય છે અને નદીના પ્રવાહનો ઉપયોગ કેટલે

થોડો થાય છે ! યૂરોપ અમેરિકામાં દરેક નદીમાં હોડીઓ ફરે છે. નર્મદા અને તાપી જેવી નદીમાં હજારો હોડીઓ, સઢવાળી અને વરાળ અથવા પેટ્રોલવાળી દોડાદોડ કરી મુકે છે. ભારે માલ મોકલના માટે આગગાડી બહુ મોંઘી પડે છે, અને નદીઓ તથા નહેરો દ્વારા કુદરતી શક્તિ વાપરી શકાય. એમ ધારો કે પાશ્ચાત્ય દેશોના જેવી ધમાલ અને ધમપછાડા, અને જીવનકલહ આપણા દેશમાં ન લાવવાં હોય તો પણ નદીનું પાણી નહેરો માર્ફત વાપરવામાં ગાંડપણ નથી. બીજા પ્રાંતોમાં નહેરો થાય છે પણ નર્મદા અને સાબરમતીને કોઈ અડકતું જ નથી. યોજનાઓ થઇ છે પણ અંગ્રેજ સરકારને તો રેલ્વેને થતા નુકશાનનો વિચાર કરવાનો રહ્યો, કારણ કે રેલ્વે કંપનીના શેરો અંગ્રેજોના હાથમાં છે.

આ માસિકમાં એક પવનચક્કી બતાવી છે જેની ઉંચાઇ માત્ર ૨૦ ફુટ છે અને તેને પાંખવાળી ચક્કી નથી, પણ બે નાના સઢ છે અને ગમે તે દિશામાંથી પવન આવતો હોય તેને પકડી શકે છે; અને કિંમત માત્ર રૂ. ૧૫૦ છે. આપણા દેશમાં એ દરેક સ્થળે ઉપયોગી ન થાય પણ ગુજરાતમાં દરીઆ કીનારા પાસે આવેલાં સ્થળોમાં ખુશીથી વાપરી શકાય.

સૂર્યનાં કિરણનો જોઇએ તેટલો ઉપયોગ થતો નથી. યૂરોપ અમેરિકામાં તો હમેશ સુરજ જણાતો નથી પણ આપણે ત્યાં ચાર મહિના સુધી તો તાપથી ત્રાસ પામીએ છીએ. તે શક્તિનો ઉપયોગ સ્હેલાઈથી થઇ શકે. જમીનના ઉંડાણના ભાગમાં જે સખત ગરમી હોય છે તેના ઉપયોગ માટે પણ શોધખોળ થઇ રહી છે. આ પ્રમાણે પ્રાચીન સમયના દેવો, સૂર્યનારાયણ, વરૂણ, અગ્નિ, ઇન્દ્ર વિગેરેને મનુષ્યસેવા કરવી પડશે.

સુમન્ત મહેતા





# મોલીઅેર



All travelled Englishmen have enjoyed on the stage some of Moliere's most popular comedies—M. Jourdain, Scapin, and others. And all educated persons have at any rate read, Tartuffe and The Learned Ladies. But I doubt, if the ordinary British play-goer or the English general reader have even yet realised all the greatness of Moliere as a supreme master of the human heart—as a moral teacher, a prophet of the "nobler modes of life." Moliere, is intensely French..........If we are to know Moliere, we must see him with French eyes, estimate him with French esprit, and read him altogether in his volume of work..............

—Frederick Harrison, in the 'Fortnightly Review.'

જે દિવસથી " ભટનું ભોપાળું " દ્વારા મોલીએરની કાંઇક ઝાંખી, નવલરામે ગૂજરાતને કરાવી છે, તે દિવસથી તે વિશ્વવિખ્યાત નાટકકારની જેટલી થાય તેટલી પિછાન કરવાને ગૂજરાત ઉત્સુક થયું છે. પણ આજદિન સુધી તે ઉત્સુકતા સંતોખાઇ નથી. "ભટનું ભોપાળું" પ્રસિદ્ધ થયે આજ ૩૦–૪૦ વરસ થઇ ગયાં, છતાં એની કોટિમાં બેસી શકે તેવો મોલીએરના નાટકનો એકકે અનુવાદ હજુ સુધી ગૂજરાતીમાં થયો નથી. ઇ. સ. ૧૯૨૧માં ગૂજરાતી સાહિત્ય ભંડોળ કમિટી તરફથી " બિચારો " અને " ભૂલનો ભોગ " નામ આપીને મોલીએરનાં બે નાટકોનો " અનુવાદ " પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. પણ, શું અનુવાદની દૃષ્ટિથી કે શું નાટકની દૃષ્ટિથી, એ પુસ્તક છેક જ નિરાશા ઉપજાવે તેવું છે. આ લેખનો એક હેતુ, મોલીએરની કંઇક પિછાન ' યુગધર્મ 'ના વાચકોને કરાવવાનો છે, અને બીજો હેતુ ગૂજરાતી સાહિત્ય ભંડોળ કમિટી તરફથી પ્રસિદ્ધ થએલા અનુવાદને જરા ઝીણવટથી તપાસવાનો છે. તેમાંથી બીજી બાબતનો વિચાર આપણે પહેલો કરીશું.

ગૂજરાતી સાહિત્ય ભંડોળ કમિટી તરફથી, જે બે નાટકો અનુવાદને વાસ્તે પસંદ કરવામાં આવ્યાં છે તેથી મોલીએરના મહત્વનો આપણને મુદ્દલ ખ્યાલ આવતો નથી. જેમણે " ભટનું ભોપાળું " વાંચ્યું છે, તેમને તો આ બે અનુવાદ વાંચીને જરૂર નવાઈ લાગશે, ને મોલીએરને વિષે જે ઉંચો ખ્યાલ તેમણે બાંધ્યો હશે, તે જરૂર ઉડી જશે, એટલું જ નહિ પણ મોલીએર માત્ર એક ફારસીઓ જ હતો, એમ તેમને સ્પષ્ટ માલુમ પડશે. મારા આ મતને પુષ્ટિ આપનારાં ઘણાં કારણો છે અને તે નાટકોને વિગતવાર તપાસવાથી જણાઈ આવશે.

શરૂઆતમાં જ, નાટકનાં નામ પાડવામાં જ "અનુવાદકર્તા"એ થાપ ખાધી છે, અલબત જાણી જોઇને નહિ, કેમ કે તેઓ પ્રસ્તાવનામાં જ કબૂલ કરી દે છે કે, " આ અનુવાદો મૂળ ફ્રેન્ચ ભાષાના જ્ઞાનના અભાવે ઇંગ્રેજી ઉપરથી રચ્યા છે......"

એટલે ઇંગ્રેજી ભાષાંતર—( કયા લેખકના ઇંગ્રેજી ભાષાંતર ઉપરથી રા. મ્હેતાએ આ ' અનુવાદો ' કર્યા છે, તે જણાવ્યું હોત તો ઠીક થાત )—માં જે નામ છે તેનો જ 'અનુવાદ' ગૂજરાતીમાં આપ્યો છે. પણ અસલ ફ્રેંચ ભાષામાં પહેલા નાટકનું નામ L'Etourdi છે, જેનો અર્થ ગૂજરાતીમાં ' ગમાર ' અથવા ' ડફોળ ' એવો થઈ શકે, ' બિચારો ' તો નહિ જ. ઇંગ્રેજી ભાષાંતરકારે 'The Blunderer' એવું નામ આપ્યું છે તેનો અર્થ પણ, ગૂજરાતીમાં, રા. મ્હેતાના અર્થ કરતાં ઉપરના અર્થને વધારે મળતો આવે છે. છતાં, ઇંગ્રેજી નામથી ઉપરવટ થઈને, અનુવાદકર્તાએ

શા માટે અર્થ વગરનું નામ આપ્યું હશે? તે જ પ્રમાણે બીજા નાટકના નામ વિષે. બન્નેના ફ્રેંચ નામથી આપણને, નાટકનાં મુખ્ય પાત્રો, કે જે મૂરખરાજ છે, તેમને વાસ્તે હસવા શિવાય બીજી એકે લાગણી થતી નથી. પણ "બિચારો" અને "ભૂલનો ભોગ" એ શબ્દોની અંદર કંઇક દયાનો ભાવ ભળેલો છે, અને તે નાટક વાંચ્યા પછી, આપણા હૃદય પરની છાપથી ઉલટો જાય છે.



મોલીએર

શેક્સપિયર અને મોલીએર, જે જમાનામાં થઈ ગયા, તે જમાનાના લોકોની નીતિ શિથિલ હતી. એટલે તેવા લોકો-પિટ ક્લાસ-ને રાજી રાખવા, બન્ને નાટકકારોએ પોતાના નાટકોમાં ઘણી જગાએ અશ્લિલતાનો છૂટથી ઉપયોગ કર્યો છે. તેનાં ઉદાહરણ આપવાં અશક્ય છે, પણ પ્રસ્તુત અનુવાદમાં એક બે ઠેકાણે જે અણછાજતા પ્રસંગો દોરાયા છે, તે જ માત્ર હું બતાવીશ.

૧૫૫મે પાને પ્રકાશિકા, રજનીને કહે છે:

"બ્હેન ત્યારથી તું આ ગામડામાં આવી છે ત્યારથી અહીંની બધી કુમારિકાઓ તારી ફરિયાદ કરે છે, એમાં કાંઇ નવાઇ જેવું નથી. તારી આંખના પ્રહારો બધા પુરુષોને ગાંડા જ બનાવી દીધા છે. પણ તારે એક સ્વાર્થી થવું નહોતું. અમને એકેક તો રહેવા દેવો હતો!"+

+ આ વાક્ય શુદ્ધ ગુજરાતી છે કે?

વળી, ૧૬૧મે પાને બાપ-દિકરી વચ્ચે ત્રીજા માણસની હાજરીમાં નીચે પ્રમાણે સંવાદ થાય છે:

"ત્રિપુરાશંકર—પણ બેટા, તું મારા વિષે શું ધારશે? તું મને હમણાં જ મળી, એટલામાં તો હું પાછી તને બીજાને આપી દેવાને તૈયાર થઇ ગયો છું. આ ભાનુશંકરભાઇના પુત્ર લલિતકુમાર જોડે તારાં લગ્ન કરવાનું નક્કી કરી બેઠો છું. હેં હેં હેં! હા હા હા હા!

રજની—(શરમથી નીચું જોઇને) બાપુ, હું તમારી આજ્ઞા માથે ચડાવું છું.

ત્રિપુરાશંકર—હા હા હા હા! જોયું અરવિંદ........ કેવી લુચ્ચી છે! હેં હેં હેં........"

યૂરોપીય સમાજમાં બાપ-દિકરી વચ્ચે આવો પ્રસંગ યોગ્ય છે. પણ ગૂજરાતમાં તો અસંભવિત છે, એટલું જ નહિ, પણ અણછાજતો છે.

ભાષાંતર પણ કેટલેક ઠેકાણે છેક જ કૃત્રિમ થઈ ગયું છે.

"ત્રિપુરાશંકર (વાંચે છે)—તે મહા ભલા ભગવાને મને હમણાં જ બહુ સારા સમાચાર આપ્યા છે....."

આખું વાક્ય શુદ્ધ ગુજરાતી નથી, એટલું જ નહિ, પણ "મહા ભલા ભગવાન" એ પ્રયોગ કઢંગો લાગે છે.

વળી, જુઓ પાન ૮૨મે,

"ભાનુશંકર (એકલો)+—બસ, મારા ભલા સ્વભાવ, તું શાંત થા,... મારા ગુસ્સા, હું કબુલ કરું છું કે......"

વિશેષ ટીકાની જરૂર છે? ભાષા કૃત્રિમ છે એટલું જ નહિ; પાત્રો પણ કૃત્રિમ છે. પણ તે વાંક સુધારી રા. મ્હેતાનો નથી. એક વાત અહીં લખવા જેવી છે અને તે એ કે ૧૩૩મે પાને લલિતકુમારને માર પડે છે, બે જણ તેને મારવામાં સામેલ છે, છતાં તે રોતો નથી. ઉલટું જાણે રૂપીઆ મળતા હોય તેમ ઠંડે પેટે સામા સવાલો કરે છે. જો કે ઢોંગ કરવો હોય ત્યારે લલિતને રોતાં બરાબર આવડે છે!

સ્વાભાવિક રીતે જ, પ્રસ્તુત "અનુવાદો" વાંચીને મને નવલરામનું "ભટનું ભોપાળું" યાદ આવ્યું. નવલરામે પણ રા. મહેતાની માફક મોલીએરના 'The Doctor in Spite of Himself'ના ઈંગ્રેજી ભાષાંતર ઉપરથી જ ગુજરાતીમાં અનુવાદ કર્યો છે. પણ ક્યાં "ભટનું ભોપાળું" અને ક્યાં "બિચારો" અને "ભૂલનો ભોગ"! જો કે, અસલ ફ્રેંચમાં આ

+ ગુજરાતીમાં સ્વગત એ શબ્દ અહીં વપરાવો જોઇએ. પણ આ તો ઇંગ્રેજી aloneનો અનુવાદ હશે!

ત્રણે નાટકોનો હાસ્યરસ બહુ ઉંડો નથી, માત્ર શબ્દ-ચાતુરીનો, ફારસના જેવો છે; છતાં, એક બાજુએ જ્યારે નવલરામે, તેવાએ હાસ્ય રસને વધારે સરસ સ્વરૂપમાં રજુ કર્યો છે, ત્યારે રા. મ્હેતા પોતાના અનુવાદમાં મૂળમાં છે તેટલોએ હાસ્ય રસ રાખી શકયા નથી. એટલે જે ઉત્કંઠા, 'ભટનું ભોપાળું' બહાર પડયા પછી ગૂજરાતના વાચકવર્ગને, મોલીએરના નાટકો વાંચવાની હતી, તે કદાચ પ્રસ્તુત અનુવાદોથી દબાઇ જાય તો નવાઇ નહિ! કેમ કે એ અનુવાદ જેવાં દમ વગરનાં ફારસ વર્તમાન ગૂજરાતી રંગભૂમિ ઉપર ઘણાંએ ભજવાય છે. આને સારૂ આપણે રા. મ્હેતાને બહુ દોષ દઇશું નહિ, કેમ કે મૂળે જ તે નાટકો, મોલીએર જ્યારે કાચી અવસ્થામાં હતો તે વખતે લખાયલાં; તેમાં નથી કાંઇ વસ્તુનું ઠેકાણું, કે નથી વિચારનું ઠેકાણું. પાત્રોમાં હુંજી, પુંજી ને રતનીઓ; એક તરફ એક નાયિકા અને નાયિકાનો પિતા, અને બીજી તરફ નાયક અને તેનો પિતા. તે ઉપરાંત એક ફાલતુ યુવાન, જે નાયિકાને મ્હાવામાં નાયકનો હરિફ હોય છે, અને એક નોકર, જે પોતાની શબ્દચાતુરીથી, નાટકમાં હાસ્યરસ લાવે છે. મોલીએરનાં શરૂઆતનાં નાટકોનું આ વસ્તુ અને આ પાત્રો. એમાં ખરો મોલીએર દેખા દેતો જ નથી. ખરો મોલીએર જોવો ને જાણવો હોય તો વાંચોઃ ભણેલી ભામાઓ (The Learned Ladies), જૂઠો મંદવાડ (The Imaginary Invalid), સાહેબજાદો (The Shopkeeper, who wanted to be a Gentleman).

આ પ્રમાણે આ બે અનુવાદો—(ઉપર કરેલા અવલોકન પછી, તેમને અનુવાદ કહેવા કે તરજુમા, તેનો નિર્ણય કરવાનું હું વાચકને સોંપું છું)—ના દોષોમાંથી અગત્યના હતા તે અહીં બતાવ્યા છે. એ સઘળા દોષો બે કારણોને લઇને છેઃ એક તો નાટકોની પસંદગી ખોટી થએલી છે; અને બીજું, ફ્રેંચ ભાષાના જ્ઞાનના અભાવે, ઇંગ્રેજી ઉપરથી અને તેયે શબ્દેશબ્દ તરજુમો થયો છે તે. હજુએ, એક ઉણપ બતાવવાની રહી જાય છે. આ પ્રમાણે પરભાષાના કોઇ શિષ્ટ લેખકની કૃતિઓનું ભાષાંતર કરવામાં આવે છે, ત્યારે તે લેખકની ટુંક પિછાન, શરૂઆતમાં ઉપોદ્‌ઘાત રૂપે આપવામાં આવે છે. રા. બ. ક. ઠાકોર, જેમના ઉપોદ્‌ઘાતો એક કરતાં વધારે પુસ્તકો, અને તેયે ગૂજરાતી સાક્ષરોના પુસ્તકોના, મુગટરૂપે શોભે છે, તેઓ પોતે જ, આ અનુવાદોના પ્રસિદ્ધકર્તા થઇને એ વાત ભૂલી ગયા એ એક મોટી નવાઇ! છેવટે મોલીએર જેવા સમર્થ નાટકકારની વાનગી, ગુજરાતને પીરસવાની ભંડોળ કમિટીની ઇચ્છા સ્તુત્ય—અતિ સ્તુત્ય હતી; પણ ઇચ્છાને અનુરૂપ પરિણામ નથી આવ્યું, એમ સાફ સાફ કહી દેવામાં મને કશો આંચકો લાગતો નથી—અને જ્યારે નીચે આપેલી મોલીએરની અલ્પ ઓળખાણને વાચકો વાંચશે ત્યારે તેઓ મારા મતને મળતા જ થશે.

મોલીએરનું ખરૂં નામ ઝયાં બાપ્તીસ્ત પોકલે (*Jean Baptiste Poquelin*) હતુંઃ મોલીએર તો માત્ર તખલ્લુસ જ છે. તેનો જન્મ પારિસમાં ઇ. સ ૧૬૨૨ના જાન્યુઆરીના બીજા અઠવાડીઆમાં થયો હતો. તેના બાપનું નામ ઝયાં પોકલે હતું, અને તેનો ધંધો ઘરના શણગારની ચીજો વેચવાનો હતો. તે ઉપરાંત તે વખતના ફ્રાંસના રાજા લુઇ ૧૩માનો તે નોકર પણ હતો. એટલે કે તેનું કામ, રાજાની સવારી બહારગામ જાય ત્યારે જે ગામમાં તેનો ઉતારો થવાનો હોય ત્યાં, અગાઉથી જઇ, રાજાના ઉતારાને યોગ્ય રીતે શણગારવાનું હતું. આ નોકરી વંશપરંપરાને વાસ્તે હતી. એટલે જો મોલીએરે ધાર્યું હોત, તો તેના બાપના મુઆ પછી તેને પોતાને તે નોકરી મળી હોત. પણ, મોલીએરની બાબતમાં મનુષ્ય ધારે છે કંઇ, ઇશ્વર કરે છે કંઇ, એ કહેવત ફેરવવી પડશે. ઇશ્વરે તો તેને સાધારણ કુટુંબમાં જ, અને રાજ્ય દરબારમાં નોકરી કરવાને સરજ્યો હતો. તેનાં માબાપ, કે જેમનો ધંધો વંશપરંપરાથી ઘરશણગારની ચીજો વેચવાનો હતો, તેમણે પણ પોતાના પુત્રને તે જ ધંધામાં નાખવાનું ધાર્યું હતું. પણ મોલીએરે કર્યું કંઇક. પહેલાં તો, સમજણો થતાં ૧૯–૨૦ વરસની ઉમ્મરે જ્યેષ્ટ પુત્ર તરીકે બાપની જગા ઉપરથી પોતાનો હક ઉઠાવી લીધો—તે વખતમાં રાજ્યદરબાર જોડેનો સંબંધ ઘણો ઉપયોગી છતાં, પોતે હાથે કરીને તોડી નાંખ્યો. અને પછી, તે જ રાજાના પુત્ર—લુઇ ૧૪મા—સાથે ફરીને સંબંધ બાંધ્યો. પણ તે સંબંધ પહેલાંના જેવો શેઠ-ચાકરનો નહિ, પણ જીગરજાન દોસ્તનો—તે એટલે સુધી કે મોલીએરના એક પુત્રનો ગૉડ ફાધર+ ૧૪મો લુઇ

+ ધર્મપિતા

થયો. આગળ, બન્ને જણનાં ગાઢ સંબંધના દાખલા આપીશું. પણ એ બધું મોલીએરની અસાધારણ ચમતકારી બુદ્ધિને લઇને જ બની શક્યું.

મોલીએરની માતું નામ મારી ક્રેસે (Marie Cresse) હતું. તે બિચારી ૧૨ વરસમાં ૬ છોકરાંને જન્મ આપી ૩૦ વરસની ઉમ્મરે મરી ગઇ, જે વખતે મોલીએર માત્ર ૧૧ વરસનો જ હતો. ૧૪ વરસનો થયો ત્યાં સુધી પોતાના જીલ્લાની ગામઠી નિશાળે લખતાં-વાંચતાં, તથા ગણિત અને થોડું લેટિન શીખ્યો. સાથે સાથે પોતાના બાપની દુકાને બેસતો અને વેપારનું વ્યવહારિક જ્ઞાન પણ મેળવ્યું. વળી, બીજે ત્રીજે, સાંજના પોતાના દોસ્તો જોડે, અથવા પોતાના નાના(માના બાપ)ની સાથે નાટક જોવા પણ જતો. પણ તે વખતનાં નાટકને નાટક કહેવાં કે ભવાઇ કે રામલીલા? પ્રખ્યાત ફ્રેંચ લેખક વોલ્તેર, જેણે પણ મોલીએરનું એક ટૂંકું પણ અધૂરું જીવનચરિત્ર લખ્યું છે તે, આ વિશે જણાવે છે કે

"એ વખતે નાટકો હજુ હમણાં જ દાખલ થયાં હતાં. સાહિત્યનું એ અંગ જેને શરૂઆતની કાચી અણઘડ સ્થિતિમાં લોકો તિરસ્કારે છે, તે પુખ્ત વયે આવીને સંપૂર્ણતાને પામ્યા પછી દેશ અને સાહિત્યના શણગારરૂપ બને છે......ઇ. સ. ૧૬૨૫ સુધી તો પારિસમાં કોઈ નટ જ હતા નહિ. ફક્ત કેટલાક રામલીલાવાળાઓ એક ગામથી બીજે ગામ ફરતા તે જ. એક નાટકના લેખકને રૂા. ૧૦ જેટલી ભારે રકમ મળતી!"

આવી સ્થિતિ એકલા પારિસ કે ફ્રાંસમાં નહિ પણ આખા યુરોપમાં હતી. તે સમયનાં નાટકો કેવાં હશે તેનો ખ્યાલ વાંચનારને એ ઉપરથી સહજ આવશે. આવાં નાટકોનો પણ આપણો મોલીએર રસિયો હતો. તેનું કારણ વાચક પોતે જ શોધી લેશે. મોલીએરની નાટકકાર તરીકેની શક્તિ, જે તેનામાં ઢાંકી પડી હતી તેને આથી કાંઇ જાગૃતિ મળી, એટલું જ; બાકી હજુ તેને પૂરેપૂરી ટટાર થવાને વાર હતી.

૧૬૩૬ માં, ૧૪ વરસની ઉમ્મરે, પારીસની કોલેજ દ કલેરમોંમાં મોલીએર દાખલ થયો, જેમાં ભણનારની સંખ્યા ૩,૦૦૦ જેટલી હતી, અને ભણાવનારા ૩૦૦ પાદરીઓ હતા. કોલેજમાં લેટિન ભાષા અને માતૃભાષા ઉપરાંત સામાન્ય તત્ત્વજ્ઞાનનો અને પછી કાયદાનો અભ્યાસ તેણે કર્યો. આ પ્રમાણે, ફ્રાંસનો, અને એક રીતે આખી દુનિયાનો, મહાન હાસ્ય રસનો લેખક જેને આપણે કેળવણી કહીએ છીએ તે પામેલો હતો. પણ એ ઉપરથી એમ નથી સમજવાનું કે કોલેજની કેળવણીએ કોઇ પણ રીતે તેની બુદ્ધિમાં વધારો કર્યો હોય, કે તેના ગૂઢ હાસ્ય રસને ઉત્તેજન આપ્યું હોય. જો મોલીએર ૨૦મી સદીમાં જન્મ્યો હોત તો જરૂર કોઇ કોલેજના માસિકમાં તેના પ્રખ્યાત થયા પછી નોંધ લખાત કે

"અમને જણાવતાં ઘણી જ મગરૂબી થાય છે કે રા. રા. ઝયાં બાપ્તીસ્ત પોકલેં જેનાં નાટકો ઘણી જ ખ્યાતીને પામ્યાં છે, અને ખુદ રાજા પણ જેમને જોવાને પધારે છે તેઓએ અમારી કોલેજમાં કેળવણી લીધી છે."

પણ કમનસીબે તે બિચારાનો જન્મ ઇ. સ. ની ૧૭ મી સદીમાં થયો હતો. કોલેજની કેળવણીની તેના ઉપર કાંઇ પણ અસર થઇ હોય તો તે આટલી જ કે, મૂળથી જ તેના મનનું વલણ તત્ત્વજ્ઞાન તરફ હતું, તેને જોઇતો ખોરાક મળ્યો. ક્વચિત્ મોટી ઉમ્મરે તેની વાતચિતમાં ફિલસુફીની છાંટ આવતી. બાકી, જેને સારૂ આપણે તેને માન આપીએ છીએ, જેના સારૂ આખી દુનિયાનો તે એક સમર્થ નાટકકાર ગણાય છે, અને જેને લઇને ગુજરાતીઓ તેને ઓળખવા—સમજવા—અનુસરવા માગે, તે કાંઇ જુદી જ વસ્તુ છે. તે તો તેને કુદરત તરફથી જ મળેલી હતી. અત્યારે માત્ર આસપાસના સંજોગોને લીધે તે છાની—ઢંકાએલી પડી હતી અને વખત આવતાં, અનુકૂળ સંજોગો પ્રાપ્ત થતાં જરૂર ઉઘાડી પડવાની.

અત્યાર સુધી, મોલીએર પોતાની ઇચ્છાઓ ને સંજોગોથી તણાતો જાય છેઃ એટલે તેના જીવનમાં કાંઇ નવું ને ચમતકારી નહિ જણાય. અહીંઆં તેના જીવનના નાટકનો ૧લો અંક પૂરો થાય છે. ઇ. સ. ૧૬૪૨ માં ઝયાં બાપ્તીસ્ત પોકલેં, ૧૭ મી સદીના કોઇ પણ છોકરા જેવો જ હતો. મા વગરનો, બાપથી તરછોડાયલો, તત્ત્વજ્ઞાનમાં મશગુલ એવો ૨૧ વરસનો મોલીએર તેનામાં હજુ જાણવા જેવું, અસાધારણ કંઇ જ ન હતું. પણ એ જ યુવાન, આગળ ઉપર રમુજી અને હાજરો, દરેક જાતના ઢોંગઢોંગ અને ડોળપાલુઓનો કટ્ટો દુશ્મન, દાક્તર વૈદ્ય હકીમના પોપટીઆ જ્ઞાન તથા ખોટી ને ક્રૂર રૂઢિને તિરસ્કારનાર, મંકને ગાંગડે ગાંધી થવા, અધુરા જ્ઞાને પંડિતમાં ખપવા માગતી ઓઓની અને આખી મનુષ્યજાતિની પોતાનામાં હોય તેના કરતાં વધારે દેખાવ કરવાની, નિર્બળતાને ચાબકા મારનાર, અને સૌની ઠેકડી કરનાર બનવાનો છે.

ઈ. સ. ૧૬૪૩ ની સાલથી મોલીએરના જીવનનો બીજો અંક શરૂ થયો. તે વરસમાં બે અગત્યના બનાવ તેના જીવનમાં બન્યા. એક તો, રાજાને ત્યાં તેનો બાપ જે નોકરી ઉપર હતો, અને જે, તેના બાપના મુઆ પછી તેને જ મળી હોત, તેના ઉપરથી તેણે પોતાનો હક ઉઠાવી લીધો: એટલે કે, બીજા શબ્દોમાં કહીએ તો, સંપૂર્ણ આત્મશ્રદ્ધાથી પોતાની જ બુદ્ધિ ઉપર સઘળો આધાર રાખવાનો મોલીએરે નિશ્ચય કર્યો. અને તે મુજબ તે વર્ષના ડીસેમ્બર મહિનાની ૨૮ મી તારીખે, તેણે પોતાની નાટકમંડળી સ્થાપી. આ મંડળીના માલીક કહો, નટ કહો, લેખક કહો, કે મંત્રી કહો, જે કહો તે ફક્ત ચાર જણ હતાં. એક તો મોલીએર પોતે; અને બીજા ત્રણ જણ ભાઈબેન હતાં, તેમનાં નામ: જોસેફ બેઝાર્ત, માદીલેઇન બેઝાર્ત અને જનેવીવ બેઝાર્ત. આ ત્રણ જણને એક ચોથી બાળક બ્હેન હતી, તેની સાથે જ ભવિષ્યમાં મોલીએર લગ્ન કરવાનો હતો.

હવે જ્યારે મોલીએરની રામલીલા મંડળી ઉભી થવાની ખબર તેના બાપને પડી એટલે તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે ઘણાએ ધમપછાડા કર્યા; શામ, દામ ને ભેદ અજમાવી જોયાં, પણ તેનું કશું વળ્યું નહિ. છેવટે, હારીને, મોલીએરના માસ્તરને તેના શિષ્યને સમજાવવાનું કહ્યું. પરિણામ એ આવ્યું કે, મોલીએર સમજી જવાને બદલે ગુરૂજી સમજી ગયા, અને પોતે પેલી નાનકડી નાટક મંડળીમાં નટ તરીકે જોડાયા: **पुत्रात् शिष्यात् पराजयः** વળી એક વાર સત્ય ઠર્યું.

આ નાટક મંડળીનું નામ, The Illustrious Theatre (વિખ્યાત નાટકમંડળ), એવું રાખવામાં આવ્યું હતું. એમાં, ફક્ત માદીલેઇન શિવાય, રંગભૂમિનો અનુભવ કોઈને હતો નહિ. થીએટરના અભાવે, પારિસના એક લતામાં આવેલું એક 'ટેનીસ-કોર્ટ,' ત્રણ વર્ષના પટાથી, ભાડે રાખ્યું, અને તેના ઉપર, અથવા બીજા લતામાં જાય તો ત્યાં પણ એવા જ 'ટેનીસ-કોર્ટ' ઉપર, પોતાના "કસાયલી કલમ" વાળા લેખકોના ખેલો આપણી "વિખ્યાત" નાટક મંડળી ભજવી બતાવતી. ડુક દૉર્લેઆં (Duc d'Orleans) કે જે અમીરના આશ્રય હેઠળ એ મંડળી હતી, તેણે એક વખત પોતાનાં જુનાં ઉતારી નાખેલાં કપડાં તેને ભેટ કર્યાં. પણ, આખા વરસનું સરવૈયું કાઢ્યું, ત્યારે તો ખોટ જ જણાઇ. દેવું કરીને પણ મોલીએરે પોતાની મંડળીને ટકાવી રાખી: અને એ દેવું પાછું ભરપાઈ ન થઇ શકવાથી, બે વાર તેના ઉપર વારંટ નીકળ્યાં, એક વખત જેટલામાં પણ જવું પડયું. પણ પોતે પસંદ કરેલા માર્ગમાં તેને એટલી શ્રદ્ધા હતી કે તે સર્વ સહન કર્યું, અને નાટક મંડળીને ચાલુ રાખી. પારિસમાં ટટ્ટુ ન ચાલ્યું એટલે ગામડામાં નસીબ અજમાવવાનો વિચાર કર્યો. તે મુજબ ઇ. સ. ૧૬૪૫ની સાલમાં મોલીએરે પોતાનો મુકામ પારિસથી ઉઠાવ્યો, અને લગભગ ૧૩–૧૪ વરસ ફ્રાંસની દક્ષિણે અને પૂર્વે, એક ગામથી બીજે ગામ રખડયો. કઇ સાલમાં, ક્યાં અને કયે ગામ તે ગયો તે વાંચવું, ગુજરાતી વાચકોને રસહિન લાગશે; તેથી માત્ર એટલું જ અહીં જણાવવું બસ છે કે, આ ૧૪ વરસમાં તેની બાલ જીંદગીમાં જાણવા જેવું થોડું છે. તેના શિવાય, ગામડાંઓમાં બીજી ઘણીએ નાટકમંડળીઓ—રામલીલાઓ—ફરતી હતી, તેના જેવી જ મોલીએરની મંડળી હતી. તેમની માફક મોલીએર પણ પરભાષાનાં નાટકોના તરજુમા કરી, તે ગામડાંમાં ભજવી બતાવતો. અને આપણે જે બે નાટકોની ટુંક સમાલોચના આ લેખની શરૂઆતમાં કરી છે, તે ઈટાલીઅન ભાષાનાં નાટકના મોલીએરે કરેલા અનુવાદ છે. એટલે ગુજરાતી સાહિત્ય ભંડોળ કમિટીએ જે બે નાટકો મોલીએરનાં કહીને પ્રસિદ્ધ કર્યા છે તેમાં આપણને ચોથી વારનું પીંજણ મળ્યું છે; મોલીએરે ઇટાલીઅન ભાષામાંથી ફ્રેંચ ભાષામાં અનુવાદ કર્યો; ફ્રેંચનો ઇંગ્રેજી તરજુમો, અને ઇંગ્રેજી ઉપરથી ગુજરાતીમાં "અનુવાદ"! "ગુજરાતી! સંસ્કૃતની દીકરી! તને અધમ કોણ કહે!" —અધમ તો ન કહી શકાય, પણ દયાપાત્ર તો જરૂર છે. ત્રણ ત્રણ મંડળો અને સધન સંસ્થાઓ તારા સાહિત્યની અભિવૃદ્ધિને અર્થે હયાત છે; પણ તે બધાં મોટે ભાગે ઇંગ્રેજી પુસ્તકોનો તરજુમો કરાવવામાં જ પોતાની સાર્થકતા માને છે! અસ્તુ. આપણે મોલીએરના બાલ જીવનની વાત પડતી મુકી, આડા ઉતરી ગયા, તે હવે પાછી શરૂ કરીએ. આ અરસામાં પરભાષાનાં નાટકોનાં ભાષાંતર ઉપરાંત, મોલીએરે, પોતે પણ કેટલાંએક સ્વતંત્ર ફારસો, અને રમુજી પ્રવેશો લખ્યા. આમાંના ઘણાંખરા, તેણે પાછળથી પોતાનાં આખાં, ને લાંબાં નાટકોમાં મેળવી દીધા.

ઇ. સ. ૧૬૪૫ થી ૧૬૫૯ સુધીનાં ૧૪ વરસ મોલીએર એક ગામથી બીજે ગામ પોતાની નાની "વિખ્યાત નાટક મંડળી"ને લઇને ભટક્યો. જો કે તે ૧૪ વરસ, ઉપરછલ્લી દૃષ્ટિએ નકામાં જણાશે, છતાં જરા ઊંડા ઉતરીશું તો માલુમ પડી આવશે કે, આવી ભટકતી જીંદગીમાંથી જ મોલીએર ઘણું શીખ્યો. તરેહતરેહના, વિચિત્ર સ્વભાવના લોકોના પ્રસંગમાં આવીને, મનુષ્યસ્વભાવને પૂરેપૂરો તેણે જાણી લીધો; અને તે એટલે સુધી કે તેના પ્રખ્યાત નાટકોની મહત્તા થોડે અંશે પેલાં ૧૪ વરસના અનુભવને જ આભારી છે. એ મુદત દરમિયાન, મોલીએરે જેટલું વ્યવહારિક જ્ઞાન મેળવાય તેટલું મેળવ્યું; દુનિયાના સ્ત્રીપુરુષના ગુણઅવગુણ, હસવા લાયક ખામીઓ કે દયા ખાવા જોગ દોષો નિહાળ્યા, અને એ બધાં જ્ઞાન ને અનુભવ મગજમાં ભરી દીધાં. આમ, મોલીએરના જીવનનો બીજો અંક તેના જીવનકાર્યની તૈયારીમાં ગયો: તેના જીવનનો ત્રીજો અંક, તે જ ખરી અગત્યનો છે, કે જેને વાસ્તે ઉપરની તૈયારી અજાણતાં જ તેણે કરી હતી. તેના જીવનનો ત્રીજો અંક અગત્યનો એટલા માટે કે જે જ્ઞાન અને ડહાપણનો ભંડાર તેણે બીજા અંકમાં એકઠો કરી લીધો હતો, તેનો લાભ દુનિયાને—પોતાના યુગના લોકોને એકલાને નહિ, પણ ભવિષ્યની અને દૂરદૂર દેશની પ્રજાઓને પણ—સ્થાયી રૂપમાં આપ્યો. ઇ. સ. ૧૬૫૮ માં, મોલીએરના જીવનના બીજા અંકની સમાપ્તિ અને ત્રીજા અંકની શરૂઆત થઇ. તે સાલમાં રાજાના ભાઇએ આપણી "વિખ્યાત નાટક મંડળી," જેના નટોની સંખ્યામાં ઠીક ઠીક વધારો થયો હતો, તેને પોતાના આશરા નીચે લીધી; અને તેની જ વગસગથી તે મંડળી, ૧૪ વરસની લાંબી મુદતને અંતે, પોતાની જન્મભૂમિ પારિસમાં પાછી ફરી. સૌથી પહેલો ખેલ રાજાની સમક્ષ ભજવી બતાવ્યો, પણ તે ખેલ, કે તેમાં મોલીએરનો અભિનય, બેમાંથી એકકે, કોઇને ગમ્યાં નહિ. તેનું કારણ કેટલાક એવું આપે છે કે તે નાટક કરૂણ રસથી ભરેલું હતું; જ્યારે મોલીએરનાં અત્યાર સુધીનાં તેમજ હવે પછી લખાનારાં, બધાં નાટકો હાસ્યરસથી ભરેલાં હતાં; એટલે કરૂણ રસવાળા નાટકનો અભિનય તેને ફાવ્યો નહિ. વળી બીજાઓનું એવું માનવું છે કે મોલીએરનો અભિનય ૨૦મી સદીના દૃષ્ટિબિંદુથી જોતાં તો, બરાબર જેવો જોઇએ તેવો જ હતો. પણ ૧૬ મી સદીમાં નાટકો નવાં જ દાખલ થયેલાં હતાં, એટલે તે વખતના લોકોને અભિનયનું જ્ઞાન ઓછું હતું. કરૂણ રસવાળા નાટકમાં ધમપછાડા મારે, હાથપગ વીંઝી નાખે અને ગર્જનાના જેવા અવાજે બોલે, તે જ સૌથી સરસ નટ એવું તે વખતના લોકોનું માનવું હોય એમ લાગે છે. તેથી, મોલીએરનો શાંત, અને કરૂણ અભિનય તેમને એકદમ નવો લાગ્યો, એટલું જ નહિ પણ તેને તેમણે ધિક્કારી કાઢ્યો.

આ લેખકને પોતાને આ બીજું કારણ વધારે સબળ ને બંધબેસ્તું જણાય છે; અને તેનો પૂરાવો આપણને બીજી રીતે પણ મળે છે. ઉપરનું કરૂણ રસ વાળું નાટક ભજવાયા પછી તરત જ મોલીએરે નાટકના તખ્તા ઉપર આવીને ઘણી નમ્રતાથી પોતે જાતે લખેલું એક "નાનું સરખું ફારસ" ભજવી બતાવવાની રાજાની રજા માગી. એ ફારસમાં મુખ્ય પાઠ મોલીએરે પોતે લીધો હતો, અને પોતાના અભિનયથી તેણે એકલા રાજાને નહિ, પણ ત્યાં હાજર રહેલા બધાને એવા તો હસાવ્યા કે ત્યાં ને ત્યાં જ રાજાએ મોલીએરને સદાને વાસ્તે પોતાની મદદ આપવાનું વચન આપ્યું. તે પળથી ફ્રાંસ દેશના રાજા અને એક નાની સરખી નાટક મંડળીના લેખક વચ્ચે મૈત્રીનાં બીજ રોપાયાં. તે જ વખતે રાજાએ મોલીએરને હવેથી પારિસમાં જ રહેવાની આજ્ઞા કરી; તેની નાટક મંડળીને એક અલગ થીએટર પણ કરાવી આપ્યું. રાજાની દોસ્તી આટલેથી જ અટકી નહિ, પણ આગળ ઉપર આપણે જોઇશું તેમ, મોલીએરને, જીંદગીના અનેક સુખદુઃખના પ્રસંગે, લુઇ રાજા એક મોટા ટેકારૂપ થઇ પડયો, કેમ કે, મોલીએરનું ખરેખરૂં જીવન તો હવે જ શરૂ થાય છે; દુનિયાની લાતો અને ઠોકરો તેને હવે જ વાગે છે; પારિસમાં આવ્યા પછી, મનુષ્યસ્વભાવમાં રહેલી અદેખાઇ, નીચતા ને વેરઝેરનો ખરો કડવો અને અંગત અનુભવ હવે જ તેને મળે છે. અત્યાર સુધી, નિમકહલાલ અને ગાઢ દોસ્તો, પોતાની જ નાટક મંડળીના નટો કે જે તેને અતિશય વફાદારીથી વળગી રહ્યા હતા, તેને લીધે, જેને જીવનસંગ્રામ કહે છે, તેની તેને મુદ્દલે ખબર ન હતી: અત્યાર સુધી, તે ગરીબ હતો, પણ મનની શાંતિને લીધે સુખી હતો. છતાં માત્ર ઉપરઉપરથી જોનારને તો હજીએ મરતાં સુધી મોલીએર સુખી જ લાગતો, કેમ કે તેનો ખરેખરો હાસ્યરસ હવે જ બ્હાર નીકળી આવ્યો.

ઇ. સ. ૧૬૫૯, કે જ્યારે તેણે પારિસમાં પગ મુક્યો, તે ઇ. સ. ૧૬૭૩ સુધી માત્ર ૧૪ વરસ જેટલી ટુંક મુદતમાં નાનાં મોટાં બધાં મળીને ૩૦ નાટકો—હાસ્યરસપૂર્ણ નાટકો અને એક એક અંકનાં ફારસો તેણે લખ્યાં. એ નાટકોની ઝીણી તપાસ આગળ ઉપર રાખીને, આપણે મોલીએરના બાહ્ય જીવનની જ વાત કરીશું. એ નાટકો લખીને રાજાથી તે રંક એહૃત સુધી બધાને તેણે ખુશી કર્યા, અને સારા પૈસા કમાયો એટલું જ નહિ, પણ એ નાટકો દ્વારા પોતાના દેશબંધુઓને કંઇક જ્ઞાન આપ્યું અને દુનિયાના સાહિત્યમાં એક તદ્દન નવીન દિશા ખોલી બતાવી. પણ આ બધું તો આપણને અત્યારે અને તે ૨૦મી સદીમાં સુઝે છે. બિચારા મોલીએરને પૈસા અને લોકપ્રીતિ મળ્યેથી ઉલટું દુઃખ થયું. કોઇનું સારું જોઇને, અને બીજાની ચઢતી થતી જોઇને, અદેખાઇથી બળી જનારા લોક જગતમાંથી કદી જવાના નથી. મોલીએરનો દિનમાન ફરતો જોઇને તેના ઉપર ખૂદ રાજાની અને તેથી, દરબારના બીજા અમીર ઉમરાવની પુષ્કળ મહેરબાની જોઇને, બીજી હરિફ નાટક મંડળીઓ વાળા તેને કેમ જંપીને બેસવા દે ? એક નાટક મંડળીમાંથી અનેક રીતે ભોળવીને, લાલચો આપીને, કે વધારે પગાર આપીને, નટનટીઓને નસાડી, પોતાની નાટક મંડળીમાં લાવવાનો રિવાજ હજુએ ગુજરાતમાં ચાલે છે. મોલીએરના વખતમાં ફ્રાંસમાં પણ તે ધમધોકાર ચાલતો હતો. પણ, મોલીએરે જાતે એવું નીચું કામ કદી કર્યું નથી, જો કે તેના દુશ્મન તેની પોતાની નાટક મંડળીમાંથી તેના પોતાનાં નટનટીઓને ફોસલાવી લઇ જવાનો ઘણો પ્રયત્ન કરતા. પણ જેવો મોલીએર પોતે ઉદાર અને મોટા મનનો હતો, તેવા જ વફાદાર અને ઉદાર નોકરો, નટનટીઓ, તેને મળેલાં હતાં. પણ, મોલીએરના અંગત દુશ્મન એકલા નાટક કંપનીવાળા હતા એમ નહિ. બીજા નાટકના લેખકો પણ એના નાટકને મળતી વાહવાહ જોઇને બળી જતા, અને લાગ આવ્યે પજવવામાં બાકી રાખતા નહિ. વળી એક ત્રીજો જ વર્ગ તેનો સખત દુશ્મન હતો, અને તે ફ્રાંસનો અમીર વર્ગ. મોલીએરને બે વર્ગ વાસ્તે બહુ જ તિરસ્કાર હતોઃ એક તો વૈદ્યડાક્તર અને બીજા આળસુ અમીર વર્ગ. વૈદ્યહકીમના ડોળઘાલુ જ્ઞાનને પીંખી નાંખવામાં તેણે બાકી રાખી નથી. તે જ પ્રમાણે, જ્યારે જ્યારે તેને પોતાના નાટકમાં કોઇ મૂરખના સરદારનું પાત્ર દાખલ કરવું હોય, ત્યારે, નામઠામ આપ્યા વગર માત્ર Le Marquis (એક અમીર) એમ તે ગોઠવી દેતો. એટલે અમીર વર્ગના ઘણા લોકો મોલીએરના ઉપર ચીડાઇ રહ્યા હતા, તે એટલે સુધી કે એક દિવસે, લાગ આવતાં, એક અમીરે તો મોલીએરનું માથું અને ચ્હેરો પકડીને પોતાના કોટના બટન સાથે જોરથી ઘસ્યાં !* બિચારા મોલીએરને આથી મ્હોં ઉપર સખત કાપા પડ્યા અને લોહી વહેવા લાગ્યું. વળી, એક દિવસે એક શહેરદાદા, 'ટાઇટ' થઇને વગર ટિકીટે થીએટરમાં પેસવા જતા હશે, તેને "ડોરકીપરે" અટકાવ્યા; એટલે તેમણે તે બિચારાનું ત્યાં ને ત્યાં જ ખૂન કર્યું ! આ બે બનાવો તો માત્ર વાનગી રૂપે જ અહીં આપ્યા છે. વરસમાં આવા બનાવો તો કેટલીએ વાર બનતા. ટુંકામાં, કહેવાનું એટલું જ કે મોલીએર જેવા કોમળ હૃદયના માણસને તે બધું લાગ્યા વગર કેમ રહે ? જો કે તે એવો તો સમજુ હતો કે બ્હાર, કોઇની આગળ કે પોતાના નાટકમાં પણ પોતાનું આંતર દુઃખ તેણે બતાવ્યું નથી. ઉલટું, આવા દુઃખની વચ્ચે ઉભો ઉભો તે તો હસ્યો જ છે ! (અપૂર્ણ)

—બાણુરાવ ગ. ઠાકોર

* વોલ્તેરનું નામ વાંચનારાએ અત્યાર અગાઉ સાંભળ્યું છે. તેને પણ, ઉપરના જ કારણથી એક અમીરે મેથીપાક ચખાડ્યો હતો !



# હિંદુઓની શારીરિક અવનતિ

હિંદવાસીઓ—તેમાં પણ મુખ્યત્વે હિંદુઓ—એવા સંજોગો અને વાતાવરણોમાં ઘેરાયલા છે કે તેમની શારીરિક સ્થિતિ દિનપરદિન નબળી, તેજ વિનાની અને મંદ થતી જોવામાં આવે છે. વૃદ્ધ સ્ત્રીપુરૂષોની એ એક મુખ્ય ફરિયાદ છે કે હમણાંના જમાનાના યુવકો અને યુવતિઓનાં શરીરો, અગાઉના જમાનાની સરખામણીમાં બળમાં, ઉદ્યોગમાં અને સહનશક્તિમાં ઘણાં પછાત છે. વાંચન, વિદ્યા, વિચાર, વાણીવિલાસ, ભાષણ આપવાની કળા વિગેરે માનસ ક્રિયાઓમાં હમણાંના યુવકો તથા યુવતિઓ આગલા જમાનાને ઘણો પાછળ હઠાવી દે છે. પરંતુ કદાવર શરીર, સખ્ત મજુરી અને મહેનત, ટાઢ, તડકો, ભુખ, તરસ સહન કરવાની અને પોતાનો બચાવ કરવાની શક્તિ, એ આગલા જમાનામાં આ જમાના કરતાં વધારે પ્રમાણમાં આપણા વૃદ્ધો ધરાવતા હતા. આ સવાલ હવે ઘણી ગંભીર હદે પહોંચ્યો છે અને તેની બારીક તપાસ કરી જેમ માનસિક કેળવણીને સર્વત્ર હિંદમાં પ્રમુખપદ આપવામાં આવ્યું છે તેમ શારીરિક કેળવણી ઉપર પણ યોગ્ય લક્ષ આપવાનો વખત આવી લાગ્યો છે.

પંડિત મદનમોહન માલવીઆજીએ હિંદુ મહાસભાના અધ્યક્ષસ્થાનેથી આ વિષયને વારંવાર મેઘનાદથી ચર્ચ્યો છે. તેમણે હિંદુ એટલે "નિર્બળ અને હિચકારો" એવી માન્યતા જણાવી છે. ગાંધીજીના હિસાબે તો સામાન્ય હિંદુ એટલે બીરૂ, અને મુસલમાન એટલે મવાલી ગણાય છે. હિંદુ બીરૂતા તજે તો મુસલમાન મવાલી મટી આમીલ સભ્ય બને. લાલા લજપતરાય પણ હિંદુઓની નબળાઇ ઉપર વારંવાર આંસુ પાડે છે. સ્વામી શ્રદ્ધાનંદજીને તો એ વિષયમાં ખુબ રસ હોવાથી બોલવા કરતાં તેઓ કાર્ય જ કરી બતાવે છે. આ રીતે મુખ્ય વિચારકો હતવીર્ય હિંદુ પ્રજાને ઉંડી ઉંઘમાંથી જગાડવા મહા પ્રયત્નો કર્યા જાય છે. કોઇ પણ નિષ્પક્ષપાત દ્રષ્ટા સહેજે જોઇ શકશે કે હિંદુઓનું શરીર નિર્બળ અને મન હિચકારૂં થઇ ગયું છે. પ્રસંગ પડ્યે કસોટી ઉપર ચડતી વખતે ઘણાખરા હિંદુઓ ધૈર્ય, સહનશક્તિ અને ઓજસ્વીપણું બતાવતા નથી. ભયંકર વિપદ સમયે કુટુંબરક્ષા અથવા ગામરક્ષા કરતાં જીવનરક્ષાને પ્રધાન પદ આપવામાં આવે છે. હમણાં હમણાં તો એટલા બધા દુઃખમય પ્રસંગો ઉપરાઉપરી બન્યા છે કે જેમાં હિંદુઓનું હિચકારાપણું દીવા જેવું ઉઘાડું દેખાઇ રહ્યું છે. અને દરેક હિંદુને એથી વધારે શરમાવનારૂં બીજું શું હોઇ શકે? મલબારમાં બ્રાહ્મણો, નાયરો અને થીઆઓની સંખ્યા મુસલમાનો કરતાં ઘણી જ વધારે છે. છતાં છેલ્લા મોપલાઓના બળવામાં હિંદુઓએ બતાવેલું હિચકારાપણું, નબળાઇ અને બ્હીકણપણું ઘણાં જ અક્ષમ્ય ગણાય. સૌએ ભેગા થઇ સંગઠન કરી પોતાના જાનમાલ અને કુટુંબોનું રક્ષણ કરવાનું કોઇને સુઝ્યું જ નહીં. સૌ પોતપોતાનાં જીવનના રક્ષણ માટે જ દોડયા. તેઓ પોતાના અને બંધુઓના બાહુનો આશ્રય તજી પોલીસ અને લશ્કરીઓના રક્ષણ માટે ફાંફાં મારી થોડાઓને હાથે જાનમાલની પાયમાલી પામ્યાં, એથી વધારે શોચનીય શું હોય? મુલતાન ખાતે, જ્યાંના હિંદુઓ વિશેષ વીર્યવાળા ગણાય છે, ત્યાં પણ ઉપલા બનાવોની લઘુ આવૃત્તિ થઇ. ગુલ્બર્ગામાં તો હિંદુઓ ૫૮ ટકા જેટલા અને સર્વે રીતે સારી સ્થિતિવાળા છે. ત્યાં પણ પોતાના ૧૧ દેવાલયોના બચાવ માટે એક પણ હિંદુ બહાર પડયો નહીં. શાહજહાનપુર, અમૃતસર વગેરે ઠેકાણે પણ એવા જ બનાવોની આવૃત્તિઓ થયેલી છે. હિંદુઓને કપાળે તો એ જ કલંક રહ્યું- દરેક પ્રસંગે હિચકારાપણું અને નબળાઇ દાખવીને પુષ્કળ માર ખાઈ જાનમાલની નુકશાની ભોગવવી, અને છેવટે સર્વત્ર તિરસ્કાર અને અનુકંપા મેળવવાં. આ લખનારે એક મુસલમાન ધર્મઝનુનીને હાથમાં મોટી છરી લઈ ૫૦૦ હિંદુઓના ટોળાંને એક કલાક સુધી રોકી રાખ્યાનો દાખલો નજરે જોયો છે. અને હાંફળાફાંફળા બની અહીં તહીં દોડી જાય, બુમો પાડી છેટે ઉભા રહી તદ્દન અક્રિય રહેલાં હિંદુઓના ટોળાં માટે કોને અભિમાન થાય? એક પણ બહાદુર માણસ પોતાની માતાનું દૂધ દેખાડવા આખા ટોળામાંથી બહાર પડયો નહીં. બીજે

એક પ્રસંગ પણ યાદ છે કે જેમાં બે લુંટારાઓ ૫૦-૫૦ ગાડાંની જાનોને વરરાજા સહિત લુંટી ચાલ્યા ગયા હતા. નહીં કોઇએ એક આંગળી સરખી ઉંચી કરી, અને નહીં કોઇએ પોતાનું ઝવેરાત છુપાવવા પ્રયત્ન કર્યો. દરેકે માત્ર બેબાકળા થઇ સૌને લુંટાતા જોયાં કર્યું. હમણાં પણ મીરખાન લુટારાની નાની નાની ટોળીઓ દરેક ગામમાં જઇ, દંડ વસુલ કરી, આગળ વધતી હતી, પરંતુ કોઇએ આંગળી ઉંચી કરી નહીં. ગામડામાં મુસાફરી કરી આવતા બે સીપાઇઓને શહેરના મેળામાં કોઇએ ખોટી ભુમથી લુંટારા તરીકે ઓળખાવ્યા. એકદમ દોડાદોડ અને નાસભાગ ચાલી રહી. સીપાઇઓ અને વસ્તી સર્વે ગભરાઇ ભાગવા લાગ્યાં. ભારે અવ્યવસ્થા થઇ રહી. ઘણાને ઉતાવળમાં વાગ્યું, ચીજો ખોવાઇ, બાળબચ્ચાં મુસ્કેલીથી મળ્યાં, છતાં એ ખોટા ભયને લગતી ખરી તપાસ કરવાની કોઇની હિંમત ચાલી નહીં. યુરોપ અને અમેરિકામાં આથી ઉલટું બને છે. ત્યાં ધીરજ અને પુરૂષત્વના ગુણો વધારે ખીલેલા જણાય છે. હિંદમાં સાધારણ પ્રસંગોમાં શહેરોમાં પણ રસ્તે ચાલનારાઓ કોઇ મવાલીથી હેરાન થતા માણસને રક્ષણે દોડતાં અચકાય છે. અરે, કોઇક દાખલામાં તો સ્ત્રીઓને પજવતા મવાલીને શિક્ષા કરવાની રાહદારીઓ હિંમત ધરાવતા નથી. રેલ્વેમાં મુસાફરી કરતો એક જ પઠાણ કે કાબુલી બીજા મુસાફરોને સતાવતો જોવામાં આવે છે, છતાં સ્વરક્ષણ અથવા પરરક્ષણ માટે પુરૂષત્વ કોઇ વિરલ જ બતાવી શકે છે. કુરૂક્ષેત્રના મોટા મેળામાં અનેક અત્યાચારો અધર્મીઓ તથા ગુંડાઓને હાથે થયા, પરંતુ લાખો એકત્ર થયેલા હિંદુઓ તે અટકાવી શકયા નહીં. સેંકડો અંત્યજોનાં ટોળાંને બિભત્સ ગાળો દેતાં અને મોટી લાકડીથી મારતાં એક દેશી રાજ્યના અમલદારને તેના બંધુ અમલદારો અથવા તો શહેરના સંભાવિત ગૃહસ્થોમાંથી કોઇ પણ અટકાવવાની હિંમત કરી શકયું નહીં. ખેડુતો ઉપર ખોટા અને અન્યાયી જુલમ કરતાં રેવન્યુ ખાતાના નાના અધિકારી વિષે ઉપરીઓને ફરિયાદ કરી નિર્દોષોને ન્યાય અપાવવા કોઇ પણ તૈયાર થતું નથી. મને અનુભવ છે કે લાંચીઆ અને જુલમી અધિકારીઓ ઉપર ફરિયાદ થઇ કેસ ચાલે, હજારો પુરાવા મોજુદ છતાં તે રજુ કરી દોષિતને શિક્ષા કરાવવા કોઇક જ તૈયાર થાય છે. આટલું માનસિક અને શારીરિક હિચકારાપણું લોકોને અધમ દશામાં લાવી મુકે છે. લોકો છતાયલા, સૌથી હણાયલા, સ્વમાનની લાગણીરહિત, અલ્પ સ્વાર્થની ટુંકી નજરથી જોનારા, વ્યકિતરક્ષણ અને સ્વાર્થને જ જાણનારા, વ્હેમો તથા ખોટા રિવાજોને વશ થયેલા અને ધર્મગુરૂઓ તથા સત્તાની માયાવી જાળમાં સપડાયલા દિવસે દિવસે અવનતિને પામે છે. આવી સ્થિતિ થવાનાં કારણો અને તેના ઉપાયો હવે તપાસીએ.

અલ્પ બાળવયથી જ બાળકના મનમાં માતાઓ તથા વડીલો બ્હીકનું સામ્રાજ્ય જમાવી મુકે છે. બાળકને દબાવવા, ચુપ રાખવા અને શાંત કરવા, ભૂત, પ્રેત, હાઉ વગેરેની બ્હીક બતાવે છે. 'છાનો રહે, નહીં તો ભૂત અથવા હાઉ ખાઇ જશે' એ રીતે નાનપણથી બાળકનાં બાળહૃદયને બ્હીક તથા ભયના વાતાવરણમય બનાવી મુકવામાં આવે છે. છોકરાઓમાં એ ભૂતપ્રેતની બ્હીક એટલી ઉંડી પેસી ગઇ હોય છે કે, રાત્રિએ વડીલને સાથે રાખ્યા વગર કોઇ એકાંત સ્થળમાં જવાની હિંમત કરતું નથી. બાળકોમાં એ સંસ્કારો એટલા ઉંડા હોય છે કે મેં તેમને ઘણી વખતે એકલાં પરસ્પર ભૂતપ્રેતોની વાતો કરતાં સાંભળ્યા છે. આ સંસ્કારો, છોકરાઓ મોટા થાય છે તેમ વિરૂદ્ધ સંસ્કારોના અભાવે વધારે વિકાસને પામતા જણાય છે. ભૂતપ્રેત હોવાની ઘણી જગ્યાઓમાં માન્યતા હોય છે, ત્યાં ઉંમરે પહોંચેલા પણ એકલા જતાં ડરે છે. રાત્રે સ્મશાનમાં એકલો જનાર તો હજારોમાંથી એકાદ વિરલ જ નીકળે છે, અંગ્રેજોના એક કબ્રસ્થાનમાં મધ્ય રાત્રિની ચાંદનીમાં સ્નેહીની કબર પાસે ઘુંટણીએ પડી શાંતિથી પ્રભુની પ્રાર્થના કરતી એક અંગ્રેજ બાળાનું દશ્ય હજુ પણ મારી યાદદાસ્તમાં તાજું જ છે. આ પ્રમાણે આપણામાં તો બ્હીકના સંસ્કારો બાળપણથી જ રોપાય છે.

આસપાસના વાતાવરણને લીધે ધીમેધીમે યુવકનું હૃદય હિચકારૂં બની જાય છે. ચારે તરફ વહેમો, અજ્ઞાન ભરેલા રિવાજો તેને ઉત્તેજન આપે છે. મારામારી અથવા જરા ભયવાળા કોઇ પણ સ્થાનમાં માતાઓ પોતાના યુવક છોકરાઓને મોકલતાં ડરે છે. 'ભાઇ, ત્યાં જઇશ નહીં,' એ તો સાધારણ ઉપદેશ જ છે. સ્કૂલોમાં માનસિક ગોખણપટ્ટી કરતા છોકરાઓની આસપાસ બહાદુરી વધારે તેવું એક પણ ચિન્હ હોતું નથી. ઘણીખરી સ્કૂલોમાં કસરતશાળાઓ હોતી નથી, અને હોય છે ત્યાં પુરતાં સાધનોને અભાવે

અંગકસરત નિયમિત રીતે થતી નથી, અને જવલ્લે થોડા જ ભાગ લે છે. યુવકોનાં શરીરમાં જે યુવાન લોહી વહે છે તેને ઉત્સાહિત કરવાનાં સાધનો હાલ બહુ થોડાં જ જણાય છે.

વિશેષ નુકશાન તો જૈન ધર્મ અને વૈષ્ણવ ધર્મનાં આંતરિક રહસ્યને લોકો સમજ્યા નથી, તેથી જ થયું છે. અહિંસાનો ખોટો અર્થ થવાથી જ વ્યક્તિ જીવન નિર્બળ બની ગયું, અને સમાજ હિચકારો બન્યો. માત્ર ક્ષત્રિયોને જ યુદ્ધ કરવાની ફરજ છે, બીજાઓને માટે તે વર્જ્ય છે, એ ભાવના પણ યુવાનોમાં શૂરાતન લાવવાની વિરોધી નીવડી છે. અહિંસા એટલે બાયલાપણું એવો ખોટો ભાવ ઠસી ગયો છે. ખરો અહિંસક બહાદુર જ હોય છે એવું મહાત્મા ગાંધીજીનું કહેવું સત્ય જ છે. જે પોતે બીજાના રક્ષણ માટે સમર્થ થઇ શકે છે, તે જ અહિંસાનો ખરો અર્થ જાણે છે. નિર્બળ માણસ અહિંસાને દીપાવી શકતો નથી. જેનું શરીર દૃઢ હોય અને હૃદય પ્રેમમય હોય તે જ અહિંસાનો પાઠ સમજી શકે છે.

અંગ્રેજી પાઠશાળાના યુવકોને જુઓ, દરેક દરેક સ્પોર્ટસ્મેન હોય છે. કેવા તૈયાર, ઓજસ્વી અને તેજવાળા લાગે છે! આપણા યુવકો પણ ક્રિકેટ, ફૂટબોલ, ટેનિસ, હોકી અને બીજી કેટલીક પાશ્ચિમાત્ય રમતો રમે છે. પરંતુ શહેરોના યુવક જીવનમાં જ અનિયમિતપણે એ રમતો રમાય છે. ગ્રામ્ય જીવન તો શુષ્ક જ થતું જાય છે. આપણા ગામડાઓમાં ૩૦-૪૦ વર્ષ પૂર્વે જાતજાતની રમતો રમાતી. દરેક યુવક એમાં મોજ માણતો. સિંહટચો, ગેડીદડો, દડાલંગેરીઆ, આંખમીચી, વગેરે અનેક જાતની ગ્રામ્ય રમતો ગામડામાં પ્રચલિત હતી. વૃદ્ધો પણ ઉત્તેજન આપતા. છોકરાઓ તોફાની વૃત્તિના રહેતા જેથી તેમના યૌવનનો વસંત ઉત્સાહિત જ રહેતો. નાચવું, કુદવું, તરવું, કુસ્તીઓ કરવી, દોડવાની સરતો કરવી વગેરે ઉત્સાહક અને તેજને ઉદ્દિપ્ત રાખનાર સામગ્રીઓ ચાલુ તૈયાર જ રહેતી. હોળી આદિનાં તોફાનો પણ એ જ દૃષ્ટિથી ખેલાતાં અને લોકો પણ એ દિવસોમાં યુવાનોના ત્રાસને આનંદથી સહી લેતા. છોકરાઓ પરસ્પર મારામારી કરી. આવતા. કયારેક લોહી પણ નીકળતું. કયારેક કોઇના સંભાળમાં નહીં રાખેલા બાળવાના પદાર્થો પણ ઉપડી જતા. સાથે આવવાની આનાકાની કરનાર યુવકને બળજોરીથી ઘરની બહાર કાઢતા. આવા આવા ઘણા ત્રાસો યુવકો આપતા હતા. પરંતુ હવે લોકોમાં ખાલી સભ્યતા વધી છે, જુની કાંઇ પણ ખર્ચ વગરની આનંદ અને શિક્ષણ આપતી રમતો અદૃશ્ય થવા લાગી છે, એ રમતો રમવાનો જુસ્સો ઠંડો પડયો છે. સરકારના શાંત અમલમાં વ્યક્તિને પોતાનું રક્ષણ કરવાનું રહ્યું નથી. પોલિસની સુવ્યવસ્થા ઉપર આધાર રાખી તે પોતાનું કુદરતી શૌર્ય ભૂલી જાય છે. કયાંક કયાંક ક્રિકેટ વગેરે રમતો દાખલ થઇ છે, પણ તે અધુરાં સાધનોથી અને અનિયમિતપણે જ રમાય છે, પદ્ધતિસર રમતાં અને રમાડતાં કોઇને આવડતું નથી. શહેરોના યુવકોમાં પણ રમતગમતનો વાયુ બહુ જુજ પ્રસરેલો હોય છે. આપણે આપણી જુની વગર ખરચની મરદાનગી ભરેલી રમતો ગુમાવી છે અને ખરચાળ બહુ સાધનોની જરૂર વાળી વિદેશી રમતોનો આપણી ગરીબાઇને લીધે આપણે સાર્વત્રિક ફેલાવો કરી શકતા નથી. આમ બન્ને બાજુએ સુકા જ રહી જઇએ છીએ.

શણગારેલા ઘોડા ઉપર બેઠેલા, મૃગયા અથવા યુદ્ધના પોષાકમાં સજ્જ થયેલા, આગળ પાછળ પચાસ પાણીદાર ઘોડાઓ ઉપર બહાદુર યુવકોથી ઘેરાયલા, પાણીદાર ઘોડાઓને નચાવતા, કુદાવતા અને રમાડતા દેશી રાજાઓ અથવા રાજકુમારો તહેવારોના પ્રસંગોમાં બહાર મેદાનમાં જઇ અનેક જાતની બળની, હથીઆર વાપરવાના ચમત્કારની, બહાદુરીની અને કળાની હરીફાઇઓ કરાવી ઇનામો આપતા, ત્યારે શૌર્ય અને હિંમતનાં મોજાં સર્વેના હૃદયોમાં ઉછાળા મારતાં. સ્ત્રીઓ પણ પ્રસન્ન નયને આવા રાજવીઓને વધાવતી. એ દિવસો ગયા, સોનાના સૂરજ આથમ્યા. હવે તો યુરોપીઅનોની સંગતમાં આનંદ માનનારા, અંગ્રેજી વિલાસ અને ફેશનમાં ફસાયલા, સેમ્પીનની બાટલીઓ, ખુશામતીઆઓની ખુશામત, વેસ્યાઓના નાચ, ઘોડદોડની સરતો, વિલાયતની ખર્ચાળ મુસાફરીઓ, યુરોપીઅનોની ડીનર પાર્ટીઓ, નિર્દોષ પક્ષીઓને મારવાના શિકારો અને પોલીટીકલ એજંટોની ખુશામતો વગેરેમાંથી ફુરસદ કેટલાકોને કયાંથી મળે? ઘરકબાજી, પ્રજાદમન અને ઉડાઉપણાનાં નવાં નવાં સાધનો શોધવામાં જ બુદ્ધિનો ઘણેભાગે ઉપયોગ થાય છે, એટલે પ્રજાને શૌર્યના પાઠો કોણ શીખવે? એ જુનાં ચિત્રો હવે આછાં જ થતાં જાય છે.

હિંદના કેટલાક નાના નાના જમીનદારો અને પૈસાદારો પણ પોતાના પુત્રોને ભભકદાર સદ્‌ગૃહસ્થો બનાવવા ઇચ્છે છે. કાઠીઆવાડ, બંગાળ, બિહાર, મદ્રાસ, મુંબઈ વગેરે ઠેકાણે એવા જમીનદારો તથા પૈસાદારો મોટી સંખ્યામાં છે. વગર મહેનત કર્યે ખેડુતો પાસેથી, પરભાર્યું આકારેલું મહેસુલ મળી જાય તેમાંથી એ જમીનદારો અને ધનવાન યુવકો વાડી, ગાડી અને લાડીમાં જ સર્વસ્વ હોવાનું માનનારા થાય છે. માથાના વાળને પટીઆં પાડી, ઉપર કિંમતી સાફો બાંધી, રેશમી મોજાં ઉપર વિલાયતી બુટ પહેરી, તેના ઉપર કોટ, પાટલુન, જૅકેટ, નેકટાઈ, કૉલર લગાવી, સોનાની ફ્રેમવાળાં ચશ્માં પહેરી અત્તર સેન્ટવાળા રૂમાલ ખીસામાં ઘાલી, રૂપાની મુંડવાળી લાકડી હાથમાં રાખી ફરતા યુવકો સંપૂર્ણ ગૃહસ્થો બની જાય છે. શારીરિક મહેનતનું કામ અથવા મજુરી કરવી એ ગૃહસ્થાઇની બહારની વાત છે. જમીનદારીના સુતારો લાકડું ઘડે, લુહારો લોઢાં બનાવે, દરજી કપડાં શીવે, અને ખેડુતો અનાજ પેદા કરે અને સદ્‌ગૃહસ્થો ઉડાવે એ સર્વે કુદરતી બનાવો જ છે. શરીરે સ્વચ્છ, નાજુક, મોજીલા, દબદબાવાળા અને મગરૂર, એ લક્ષણો એમનાં ખાસ ચિન્હો હોય છે. દિવસે સુવું, રાત્રિએ જાગવું, ડૉક્ટરોની દવાનું નિત્ય સેવન કરવું, વિલાસ અને વૈભવમાં મહાલવું, એ બધું એ સ્વર્ગજીવીઓ માટે નિયત જ થયેલું છે. સેવા કરવાને નોકરો, નામું લખવાને ગુમાસ્તાઓ અને ખેડુતોની પાસે પૈસા કઢાવવાને કારભારીઓ હોય છે. રહેવાને બાદશાહી મકાનો, ફરવાને મોટરકારો, રેસમાં દોડાવવાને ઘોડા, જુગાર રમવાને પૈસા, ખુશામત કરવાને ખુશામતીઆ, મશ્કરી કરવાને ગાયકો, મનને ખુશ રાખવા માટે સેમ્પીનની બાટલીઓ, આ ઉપરાંત આ દિવ્યજીવીઓને શી વધારે જરૂર હોય? ગાંધીજીનો સાદાઇનો સંદેશો હજી આ વર્ગમાં નથી પહોંચ્યો. હિંદનો એ વર્ગ હજી સાદાઈ ઉપર આવી, દેશોદયની દાઝ ધરાવનો થયો જણાતો નથી. કોઈ કોઇ નીકળે છે, પણ તે આંગળીના વેઢે ગણાય તેટલા જ છે. ધર્મગુરુઓ અને મઠાધિકારીઓ પાસે હિંદના યુવકોએ ઘણી આશા રાખવી નિષ્ફળ છે. અંધ શ્રદ્ધાળુઓની અજ્ઞાનતાથી પુજનીક, સ્ત્રીઓના વહેમોથી ઇશ્વરતુલ્ય માન પામતા, વાડી, ગાડી, લાડીના વિલાસોમાં [illegible] સાર્થક માનનારા ધર્માચાર્યોથી પ્રજાના યુવકોનું શું હિત થઇ શકે? યુવકોનાં હૃદયનો તનમનાટ, ઉત્સાહિત આવેગવાળાં પુરો, હૃદયમાં વિકાસ પામતા વસંતના વેગોને વિવેક અને ધાર્મિક મીઠા રસથી નિયમિત કરનાર ખરા ધર્મગુરુઓ હિંદમાં તો વિરલ જ છે. કાશીની પવિત્ર ભૂમિમાં, જગન્નાથજીની શીતળ છાયામાં, હરદ્વાર અને હૃષિકેષમાં, પતિતપાવની ગંગાજીના કિનારા ઉપર, ગયા, શ્રીરંગજી, નાથદ્વારા, વૃંદાવન, બાલાજી વગેરે પુણ્યક્ષેત્રોમાં રાજાઓની સંપત્તિને પણ ઝાંખી પાડનાર મઠાધિપતિઓ ઘણા જોયા. તેમનો ભવ્ય વૈભવ પણ જોયો. પરંતુ દેશ અને લોકોની ઉન્નતિ થાય, ભક્તોનાં હૃદયનો વિકાસ થાય એવી સામગ્રીની તો સર્વત્ર ન્યૂનતા જ જોઇ. ઘણી આશા રાખી શકાય ત્યાંનાં દ્વાર તો બંધ જ છે.

હિંદમાં મધ્યમવર્ગના ગૃહસ્થો સાધારણ રીતે પોતાનાં બાળકોને વિશ્વવિદ્યાલયની ઉપાધિઓ અપાવવાના લોભી હોય છે. સાહિત્ય, કાયદો અને વૈદક એ ત્રણ વિષયોના ક્ષેત્રમાં જ ઘણાખરા યુવકો ઘુમી રહ્યા છે. કલકત્તાની વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ કરવા આવતા ટુંકાં સાધનોવાળા એ વિદ્યાર્થીઓ નાની નાની ગંદી અસુખાકારી ગલીઓમાં આવેલાં વિદ્યાર્થી ભોજનગૃહોમાં રહે છે. ચોમાસામાં કાદવથી ભરેલી એ ગલીઓના આ ભોજનગૃહોમાં નથી સુખશાંતિ, નથી સ્વચ્છતા અને નથી ખુલ્લી હવા. ભોજન પણ સાધારણ રીતે શરીર-પોષક, શુદ્ધ અને સારી રીતે રાંધેલું હોતું નથી. યુવકો એ સ્થળોમાં લાંબા વખત સુધી ગોખણપટ્ટી કર્યા કરે છે, અથવા સમાન મિત્રોની સાથે મળી સસ્તાં નાટકગૃહો, સીનેમાગૃહોમાં જઇ શૃંગાર અને પ્રેમનાં દશ્યો જોઇ મનને ખુશ કરે છે. અથવા હમણાંના સુધારામાંથી ઉદ્‌ભવેલાં સસ્તાં ભોજનગૃહોમાં જઇ હલકાં ઘીતેલની બનાવેલી મીઠાઇઓ અથવા કડક ચ્હાના પ્યાલા પીએ છે. આ પ્રમાણે ભવિષ્યના કાયદાશાસ્ત્રીઓ, ડૉક્ટરો અને ડેપ્યુટી મૅજીસ્ટ્રેટોનાં બાળજીવન આવા વાતાવરણમાં પસાર થાય છે. કલકત્તા, મદ્રાસ અને મુંબઇની વિશ્વવિદ્યાલયોના પદવીદાન સમયે હજારો યુવકોને જોયા છે; પણ ઑક્સફર્ડ, કેમ્બ્રિજ યુનિવર્સિટીઓના અન્ડર ગ્રેજ્યુએટ સમા તેજસ્વી, ઓજસવાળા, પ્રફુલ્લ તથા સંપૂર્ણ વિકાસ પામેલ શરીરોવાળા વિરલ જ જોયા છે. ઘણાખરા યુવકો તો શરીરે પાતળા, ફીક્કા ચહેરાવાળા, ટુંકી નજર અથવા આંખના દોષને લીધે ચશ્માં ચડાવેલા,

પ્રતિભા અને વીર્ય વગરના જોવામાં આવ્યા. એઓનાં માબાપની મહત્વાકાંક્ષા તો એટલી જ હોય છે કે છોકરાને વિશ્વવિદ્યાલયની ઉપાધિ અપાવી, પૈસાદાર છોકરી સાથે લગ્ન કરાવી, સારી સરકારી નોકરી અથવા ઑફિસમાં નોકરી અપાવી, પૌત્રાને ખોળામાં બેસાડી રમાડવાં. પોતાના પુત્રો યોગ્ય નિયમિત કસરત કરે, મિતાહારી ભોજન અને નિયમિત સ્વચ્છ રહેણીકરણી રાખે, સાદાઇ અને સુઘડ જીંદગી ગુજારે, મરદાનગી-ભરેલી રમતગમતોમાં ભાગ લે, શરીર કષ્ટ સહન કરી શકે તેવું બનાવે અને ખેતી જેવા ઉદ્યોગોમાં જીવનને જોડે,—આ બધા હેતુ પાર પડાવવા માટે જેમણે પ્રયાસ આદર્યા હોય એવાં માબાપ વિરલ જ હોય છે. આવી રીતે આ શિક્ષિત યુવકોનો શારીરિક વિકાસ ઘણો મંદ રહે છે. તેઓ નબળાં હોવાથી એક ખરા સ્વદેશવત્સલ પ્રજાજનની ફરજો સંપૂર્ણપણે પાળવા સમર્થ થતા નથી, અને પ્રસંગ આવે પોતાનાં આત્મીય જનો તથા કીમતી માલમીલ્કતનું મવાલીઓ, બદમાસો અને હરામખોરોથી રક્ષણ કરી શકતા નથી. એમનાં પરાક્રમો તો કલમ અને જીવ્હા દ્વારા જ થાય છે. પરંતુ પોતાની મીલ્કત અને સ્ત્રીઓના રક્ષણ માટે પણ તેઓ પોતે અશક્ત હોવાથી ભૈયાઓ અને પઠાણોને નીભાવવા પડે છે. આવા યુવકોની આ નામરદાનગી ભરેલી જીંદગી દેશોદય કરી શકતી નથી, અને તેથી પ્રજા બળવાન, શૌર્યવતી અને વીર્યવતી બની શકતી નથી.

હિંદનો ૮૫ ટકા ખેડુત વર્ગ ખુબ મહેનતમજુરી કરે છે. તેમના છોકરાઓ પણ બાળપણથી મહેનતુ છે. પરંતુ ગરીબાઇને લીધે, સંપૂર્ણ ખોરાકના અભાવે અને સાધનોની ન્યૂનતાથી ખેડુતો પોતાના છોકરાઓનાં શરીરોનો વિકાસ કરી શકતા નથી. દૃઢ શરીરવાળા હિંદની મીલોના મજુરોનાં શરીરોને દારૂનું વ્યસન વિકસવા દેતું નથી. સાંકડી ચાલો, અગવડભરેલી ઓરડીઓ અને સંકડામણમાં પડેલા એ મજુરો ટુંક-જીવી સહેજે થઇ જાય છે.

બાળલગ્ન વિરૂદ્ધ ઘણી સાંસારિક કૉન્ફરન્સોમાં ઠરાવો પસાર થયા, મોટા મોટા અગ્રગણ્યોએ મુક્તકંઠે તેનો નિષેધ કર્યો, ડૉક્ટરોએ જેને અત્યંત ધીક્કારી મુક્યા, હિંદીઓના શુભેચ્છકોએ પરદેશથી પણ જે ત્યજવા સલાહ આપી, અને શાસ્ત્રોમાં પણ જે વિહિત નથી છતાં એ બાળલગ્નો હિંદના મનુષ્યવૃક્ષોની મુખ્ય બદી છે. એવાં ઉંડાં મૂળ એ બાળલગ્ન પ્રથાનાં છે કે તેના ઉપર અનેક શસ્ત્રાઘાતોની ઘણી જાણવાજોગ અસર થતી નથી. સાધારણ માળીને પૂછતાં પણ જણાશે કે વયમાં નહીં આવેલ વૃક્ષનાં ફળો નાનાં, અસ્વાદિષ્ટ અને અપરિપક્વ થાય છે, તેવી રીતે વયમાં નહીં આવેલ માબાપથી ઉત્પન્ન થયેલ બાળકો શરીર, મન અને બુદ્ધિએ અપૂર્ણ અને વિકાસ પામેલાં હોતાં નથી. આવાં બાળકો કદમાં નીચાં, દેખાવમાં મડદાલ અને કરમાયલાં જેવાં જણાય છે. શાસ્ત્રી, પંડિત અને ધર્મગુરૂઓની અંધશ્રદ્ધાથી રક્ષાયલી આ ખરાબ અને ભવિષ્યની ઉત્તરોત્તર નબળી પ્રજાને ઉત્પન્ન કરનાર આ પ્રથાને બંધ કરવા મોટા પ્રયત્નો કરવાની મુખ્ય જરૂર દરેક સમજુ હિંદુ ઉપર અવશ્ય રહેલી છે. હિંદુ જાતિય વૃક્ષમાં પુષ્ટ, વિકસેલાં અને સ્વાદિષ્ટ ફળો જોવાં હોય તો આ કુપ્રથાનો તો મૂળમાંથી ઉચ્છેદ જ કરવો જોઇએ.

દારૂ, અફીણ, ભાંગ, ચરસ, ગાંજાનો ઉપયોગ પણ પ્રજાની શારીરિક અવનતિ માટે જવાબદાર છે. હિંદની શૂરવીર કોમો, રાજપુત, કાઠી, જાટ વગેરેમાં આ વ્યસનો જડ ઘાલી બેઠાં છે, અને મનુષ્યને ધીમે ધીમે પાશવ સ્થિતિમાં દોરી જાય છે. રેવ. એન્ડ્રુઝના જણાવ્યા પ્રમાણે આ બદી ખુબ પ્રસરેલી છે. પ્રજાનાં તન, મન અને ધનને તે મોટું નુકશાન કરે છે. વિશેષ દુઃખમય એટલું જ છે કે ઘણા ઉચ્ચ કેળવણી લીધેલ અને જેઓની વિદ્યા, બુદ્ધિ અને સમજણમાંથી પ્રજાને મોટી આશા રાખવાની છે, તેઓ પણ આ બદીમાં સપડાયલા છે. મીલોમાં કામ કરતો મજુર વર્ગ અને હિંદની અતિ પ્રાચીન અનાર્ય જાતિઓમાં પણ એનો ઉપયોગ વધ્યો છે. મોટી પેદાશના લોભે રાજ્ય અને દેશીરાજ્યો આ બદીના ફેલાવામાં ઘટાડો થાય તે જોવા નારાજ છે.

હિંદના મોટા કરોડાધિપતિ વેપારીઓ તથા જમીનદારોનો ઘોડદોડનો શોખ અને તેમાં કાંકરા થતાં નાણાંનો મોટો વ્યય સર્વત્ર જાણીતો જ છે. એવા એક મોટા રેસના શોખીન સદ્‌ગૃહસ્થના અશ્વાગારની મુલાકાત લેવાનું લેખકને સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું હતું. કેટલી સંભાળ, સ્વચ્છતા અને દેખરેખ એ ઘોડાઓ ઉપર રાખવામાં આવ્યા હતાં! સ્વચ્છ બાદશાહી તબેલાઓ એ અશ્વોને માટે હોય છે. નિયમિત વજન કરેલો ખોરાક, દરરોજ ડૉક્ટરી તપાસ, નિયત કરેલા સમયે નિયમિત કસરત, ખુલ્લી હવા, ઉંચા પગારના યુરોપીઅન

કેળવનારની સૂક્ષ્મ દેખરેખ અને માલીકનો ઊંડો રસ, એ ખરેખર બહુ મોટા પ્રમાણમાં જોયાં. એ જ ધનિકના પુત્રોને પણ જાણ્યા. નોકરોના હાથમાં ઉછરેલા એમના ઉપર પિતાએ અંગ્રેજોના પ્રમાણમાં ઘણું જ ઓછું લક્ષ્ય આપ્યું હતું. પરિણામ પણ તેવાં જ નીવડયાં.

આપણા જનસમૂહમાં આ વિષય પરત્વે સૂક્ષ્મ વિચાર કરવાની જરૂર છે, અને દેશકાળને યોગ્ય મર્યાદિત સુધારાઓની તો બહુ જ અગત્ય ઉત્પન્ન થઇ છે. આપણા જીવનના પ્રવાહને, લોકોના ઐહિક અને પારલૌકિક કલ્યાણને માટે સમયાનુસાર શાસ્ત્રોનાં વચનોને અને આજ્ઞાઓને કાળના પ્રવાહની સાથે વહેતાં બનાવવાં એ તો બહુ જ જરૂરનું થઇ પડયું છે. આપણા રિવાજો, આપણી રીતો, આપણા પહેરવેશો, આપણા અલંકારો, આપણી ફેશનો, આપણા વ્યવહારો અને આપણાં રાજ્યો વારંવાર સમયના તરંગ મુજબ બદલાતાં જ જાય છે. જગત પરિવર્તનશીલ છે. તે મુજબ કોઈ અતિ અગત્યના કારણે પ્રવેશી ગયેલી બદીઓ અને સડાઓને પ્રસંગનો નાશ થયે તજી દેવાની જરૂર છે. સમગ્ર હિંદના શાસ્ત્રીઓ, આચાર્યો અને પાશ્ચિમાત્ય કેળવણી લીધેલ વિચારકોની એકત્ર કોંગ્રેસ આ વિષયમાં થોડોઘણો સફળ પ્રયાસ કરી શકે. પુરાણો પણ કહે છે કે, પ્રાચીન એ કાંઇ સર્વે સારૂં જ હોતું નથી, તેમ આધુનિક સર્વે ખરાબ પણ હોતું જ નથી. પ્રાચીન અને અર્વાચીનમાંથી જે ઉત્તમ હોય તે જ ગ્રહણ કરવાનું છે.

ભૂત, પ્રેત, ભુવા, દૈત્ય, રાક્ષસો વિગેરેથી બાળકોને ડરાવી-મુંગા રાખવાનું છોડી દેવાની જરૂર છે. બાળકોની વૃત્તિ વાર્તાપ્રિય હોય છે. હિંદમાં રામાયણ, મહાભારત, રાજપુતોની વીર ઉજ્જ્વળ કથાઓની વાતોથી માતાઓ રીસાયલાં બાળકોનું સમાધાન કરે તો કેવું સારૂં? ભીમ, અર્જુન, ભીષ્મ, કૃષ્ણ, રામ, પ્રતાપ, શિવાજી, પૃથ્વીરાજનાં પરાક્રમો બાળકોનાં હૃદયમાં ઉતરી, નસેનસ સંસ્કારો ફેલાઇ જાય તો હિંદમાં સોનાનો સૂરજ જરૂર ઉગે.

ગામડાંઓની રમતગમતનો અસ્વચ્છતા ભરેલો ભાગ ત્યાગી ચાલુ જમાનાને યોગ્ય બનાવી તેમનું પુનરુજ્જીવન કરવાની ઘણી જ આવશ્યકતા છે. રાષ્ટ્રીય કેળવણી મંડળોએ આ સવાલ ઉપર ધ્યાન આપી તેનું સાહિત્ય અને સાધન ઉત્પન્ન કરવાં જોઇએ. આ રમતો જો નિયમિત અને યોગ્ય પ્રથાનુસાર રમવામાં આવે તો રમનારાનાં શરીરો હલકાં, બળવાન અને ઘાટીલાં થાય, અને રાષ્ટ્રીય શાળાઓમાં એ વિભાગના અભાવનું મ્હેણું પણ સહેજે ટળી જાય.

બાળકોને સાદા, સરળ અને કાંઇક કષ્ટમય જીવનનો અભ્યાસ પાડવાની માબાપોએ જરૂર કોશિશ કરવી જ જોઇએ. પ્રાચીન બ્રહ્મચારીનાં સેવામય, તપોમય જીવનનું અને તપોવનના પવિત્ર, શાંત વાતાવરણમાં થતા અભ્યાસનું આધુનિક સમયાનુકૂલ અનુકરણ થાય, એ હિંદના સંજોગોમાં ઇષ્ટ જ છે. શ્રી શ્રદ્ધાનંદજીનું કાંગડી ગુરૂકુલ, બોલપુરનું રવિબાબુનું શાંતિનિકેતન, ગાંધીજીનો સાબરમતી આશ્રમ અને બીજા કેટલાક આશ્રમો આ ભાવનાના બીજમાંથી પ્રકટ થયા છે. બ્રહ્મચારીઓ અને સ્નાતકોની ભાવના વિશેષ દૃઢ થાય એ ઘણું જ અગત્યનું છે. મોજશોખ અને વિલાસી જીવન એ કુહારો પ્રજાના પ્રજાત્વનો નાશ કરવાનાં મુખ્ય સાધન મનાયાં છે. પ્રાચીન ઇતિહાસમાં આવા સેંકડો દાખલાઓ મળી શકશે. તેમાં આરામ અને મોજમજાભરેલી જીંદગી ગુજારતી પ્રજાને સાદું, કષ્ટમય જીવન ગાળતી પ્રજાએ જીતી લઇ સ્વાધીન બનાવી હતી. જે પ્રજાને સ્વતંત્ર, સ્વાધીન સ્વરાજ ભોગવવાની પ્રબળ આકાંક્ષા હોય, તેનાથી મોજીલું, વિલાસી અને અનીતિમય જીવન ગુજારી શકાય નહીં. દેશપ્રેમ અને શૌર્યના ઉંડા સંસ્કારો સ્ત્રીપુરૂષોની રગેરગમાં ઉંડા ઉતરેલ હોવા જ જોઇએ. જે પ્રજા પોતાના કુદરતી હક્કો અને ફરજો મુકી પરદેશીઓની ધુરા નીચે રહી, બળવાનોથી રક્ષણ કરાવવાનું ઇષ્ટ માને છે, તે પ્રજાનું નામ જ ધરાવવા યોગ્ય થઈ પડતી નથી. પોતાની વ્યક્તિઓનાં બાહુઓનાં બળ, હૃદયની હિંમત, અંતઃકરણનું શૌર્ય, વિશુદ્ધ દેશપ્રેમ અને કલ્યાણકારી સૂક્ષ્મબુદ્ધિ જે પ્રજા ધરાવે છે તે જ ખરી પ્રજા તરીકે ગણાય. જીવનના દરેકે દરેક પ્રસંગમાં બાહુ અને બુદ્ધિબળથી જ દરેકે દરેક વ્યકિતએ પોતાનાં જાનમાલનું રક્ષણ કરવું એ જ સૌની ફરજ છે. અહિંસાનો સિદ્ધાન્ત સ્વરક્ષણની વિરૂદ્ધ નથી. મજબુત, વીર્યવાળા અને તેજસ્વી થવું, એ સૌનો જન્મસિદ્ધ હક્ક છે. ઉપનિષદ્ કહે છે કે **उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत।** ઉઠો, જાગો અને શ્રેષ્ટ પુરુષો પાસે જઇ જ્ઞાન મેળવી લો. કોઇ પણ મનુષ્યને બીજાની માલમીલકત કે હક્કો દબાવવાનો અધિકાર નથી. પરંતુ પોતાની માલમીલકત,

સ્ત્રીઓનું પાતિવ્રત્ય, અને પોતાના હક્કો બીજાઓ ખોટી રીતે દબાવવા આવે, ત્યારે તો સૌ કોઇએ પોતે મનુષ્યત્વ ધરાવે છે અને પોતાનાનું રક્ષણ કરવા સમર્થ છે તે બતાવી જ આપવું જોઇએ.

દરેક સુધરેલા દેશમાં બાળસૈનિકો ( Boy Scouts ) ની સંસ્થા સારી રીતે પ્રગતિ પામેલી જોવામાં આવે છે. જાપાન, અમેરિકામાં તો દરેક બાળકને બાળસૈનિક થવાનું ફરજિયાત હોય છે. લશ્કરી જીવનમાં રહેલી સાદાઇ, કઠિનાઇ, કષ્ટમય રહેણી, પોતાના ઉપર આધાર રાખવાની ટેવ, સાવધપણું, ક્વાયત, હુકમને તાબે થવાની ટેવ, નિયમિતપણું, મુસાફરીનાં કષ્ટો, ટુંકાં સાધનો વગેરેનો બાળપણમાં જ અનુભવ મળી જાય છે. જાપાનમાં તો એ સંસ્થા ખુબ પ્રગતિ પામેલી છે. પોતાના દેશ ઉપર કેટલી મમતા અને ખરા હૃદયનો ભાવ એ બાળકો ધરાવે છે ! દેશ ઉપર મરી ફીટવું અને અત્યંત પ્રેમ રાખવો એ આ બાળકોને સ્વભાવસિદ્ધ થઇ ગયું છે. અને સ્વદેશને માટે સૌથી પ્રિયમાં પ્રિય વસ્તુઓ અને સગાં સંબંધીઓનો ભોગ આપતાં એઓ બીલકુલ પાછા હઠતા જ નથી. હિંદમાં પણ એ બાળસ્વયંસૈનિકોની સંસ્થા અસ્તિત્વમાં આવી છે, પણ એ છોડ હજી તદ્દન બાલ્યાવસ્થામાં જ છે. ડૉ. ઍસન્ટ જેવાંઓ તેને ઉછેરવા સખત મહેનત કરે છે, પરંતુ હજી પ્રગતિ અને વૃદ્ધિ બહુ જ ધીમાં છે. હિંદના દરેક પ્રાંતમાં, જીલ્લાઓમાં, શહેરોમાં, કસ્બાઓમાં અને ગામડાંઓમાં આ સંસ્થા ઉંડાં મૂળ નાંખી દૃઢ થાય એવું દરેક સમજુ હિંદી ઇચ્છશે. મારા એક પારસી અધ્યાપક મિત્રનો પંદર વર્ષનો છોકરો એકલો બાળસૈનિક તરીકે યુરોપ, અમેરિકા ખાતે ૭ માસ ફરી આવ્યો. તેના સર્વાંગનું સ્થિતિસ્થાપકપણું, પ્રફુલ્લ આનંદિત ચહેરો, કાર્યસાધકપણું કોઇ પણ પિતાની છાતીમાં ગર્વ આણે તેવાં છે. આપણાં બાળકો મજબુત, તેજસ્વી, ઉત્સાહી અને બળવાન બને તો કેવું સારૂં ! આપણા હિંદુઓમાં ભકિતની પ્રથા ઉંડી અને સર્વત્ર ફેલાયલી છે. તેમાંનો થોડો અંશ આપણે જરૂર આપણા દેશને માટે આપી શકીએ.

સીલોન ( લંકા ) ની દરેક સ્કૂલોમાં ફરજિયાત મુક્કાબાજી ( boxing ) શીખવવામાં આવે છે. એ પ્રયોગો લખનારને બહુ જ ગમ્યા. સ્વરક્ષણને માટે એના જેવો કોઇ પ્રયોગ નથી. સીધા સોટા જેવા, કસાયલા શરીરવાળા, તંદુરસ્ત અને લાલચોળ મુખવાળા એ યુવાનોને જોઇને નજર ઠરી. આપણી તરફ સ્કૂલોમાં આ પ્રયોગ જરૂર શીખવવા અને દાખલ કરવા યોગ્ય લાગે છે. મુષ્ટિપ્રયોગ કેટલી તકેદારી, આંખની સાવચેતી અને કળાથી કરવામાં આવે છે ! રક્ષણ કરવામાં પણ ચપળતા અને વિધતવેગનો અનુભવ થાય છે. કસાયલા મુષ્ટિબાજને કોઇ હથીઆરની જરૂર પડતી નથી. તેની વજ્ર જેવી મુઠી પોતાનાનું રક્ષણ કરવા સમર્થ છે. હિંદની સ્કૂલોમાં તો એ અહિંસાનું રક્ષણ કરનાર પ્રયોગ જરૂર દાખલ કરવો ઘટે છે.

મહારાષ્ટ્રની મુસાફરી દરમ્યાન ઘણે સ્થળે કુસ્તીના ઘણા અખાડા જોવામાં આવ્યા. પૂર્વમાં લૈયા લોકોના હનુમાનજીના આશ્રય હેઠળ બનાવેલા ઘણા અખાડા છે. ગુજરાતમાં વડોદરામાં જુમ્માદાદાનો અખાડો અથવા કોઇક બીજે સ્થળે કવચિત્ ત્રીજ અખાડા છે. પાશ્ચિમાત્ય કસરતશાળાના ધોરણ ઉપર એ અખાડા રચાયલા છે. પંજાબમાં અને વિશેષ કરી શીખ લોકો તો આ અખાડાના ઘણા જ શોખીન હોય છે. આવા અખાડા આપણા ગુજરાતમાં ગામે ગામ દાખલ થઇ, યુવાનોનાં શારીરિક બળ અને દેખાવને કેળવે તો બહુ ઉત્તમ પરિણામો નીપજે. પોચા અને નબળા ગુજરાતી અને બંગાળીઓને માટે તો આ અખાડા રસાયન જ છે. શક્તિ મેળવવાની દવાઓ પાછળ પૈસા ગુમાવનારને માટે તો આ અખાડાની તાલીમ આશીર્વાદ સમાન થઇ પડે. કુસ્તી મારવી, દોડવું, ભાર ઉપાડવો, સ્નાયુઓને મજબુત બનાવવા, શરીરને કસેલું બનાવવું, એ અખાડાની તાલીમથી બહુ સહેજે બની શકે છે. પંજાબના અને વાયવ્ય પ્રાંતના મલ્લોની કુસ્તીમાં જે કળા, શિક્ષણ અને તાલીમ જોવામાં આવે છે તે આ અખાડાની પ્રસાદી જ છે. દરેક યુવક કસાયલો, ચપળ, વેગવાન અને ઉત્સાહી થાય એવું ઇચ્છનારે અખાડા સ્થાપવા કોશિશ કરવી જોઇએ.

લાઠીમારની રમતો વાયવ્ય પ્રાંત, બંગાળ અને પંજાબમાં ઘણી જ જોઇ છે. ગામે ગામ સુપ્રસિદ્ધ લાઠીમારો હતા. તલવાર ધરાવનાર સામે પણ લાઠીમાર થઇ શકે. ઇંગ્લંડની રેસોમાં અગ્રગણ્ય અશ્વોની પ્રસિદ્ધિ પેઠે એ પ્રાંતોમાં મુખ્ય મુખ્ય લાઠીમારોનાં પરાક્રમો મુક્તકંઠે લોકો ગાતા. વાંસની તેલ પાયેલ મજબુત લાકડીઓ અને નાની ચામડાની ઢાલથી બે ઉસ્તાદ

લાકડીબાજની પરસ્પરની હરીફાઈ, ઘા બચાવવાની, ઢાલ ઉપર ઝીલવાની, ચપળતાથી ખસી જવાની, ખોટી લાલચ આપી સામાનો બચાવ તોડવાની, વિજળીના વેગે ફટકાઓ મારી પાછા હઠી જવાની કળા બહુ જ રસ ઉપજાવે છે. આ લેખકે મીરજાપુરના બે લાકડીબાજ વચ્ચેની હરીફાઈભરેલી લાકડીની રમત ત્રણ કલાક સુધી જોઈ હતી. છેવટે પરિણામમાં કોઈ જીત્યું નહીં. આ લાકડીની તાલીમ પણ યુવકોને અત્યંત ઉપકારી છે. હાથના સ્નાયુઓ કસાઈને અત્યંત મજબુત અને થાકે નહીં તેવા થાય છે. હથીઆરોના કાયદા મુજબ તલવારબાજી શીખવાનું હિંદના યુવકોના નસીબમાં હજી નથી. પણ આ લાકડીની તાલીમ પણ ઘણી હીતાવહ થઈ પડે તેમ છે. ધનવાન યુવકોની પણ આ તાલીમ લેવાથી નબળાઈ, નાજુકાઈ અને હીચકારાપણું ભાગી જ જશે.

ક્રિકેટ, ફુટબોલ, હોકી, ટેનિસ વગેરે પાશ્ચિમાત્ય રમતો આ દેશના યુવકોમાં અને વિશેષે કરી શહેરી યુવકોમાં સારી રીતે પ્રસરેલી છે. રમતના શોખ ખાતર યુવકો રમે છે પરંતુ શરીરને કસવા, મજબુત થવા અને અસલ સ્વરૂપે ખરા સ્પોર્ટસમેન બનવાનું કોઈ સમજતું નથી. ગામડાઓમાં પણ એ રમતો નકલી રીતે રમાતી પ્રચલિત થઈ છે, પણ પદ્ધતિ, કાયદા અને સાધનના અભાવે માત્ર વખત કાઢવા અને ગમ્મત મેળવવાના સાધન તરીકે જ તેનો ઉપયોગ થાય છે. યુરોપમાં દોડવાની, હલેસાં મારવાની, ઘોડેસ્વારીની, તલવારબાજી શીખવાની વગેરે રમતો હજી હિંદમાં બાળ વયમાં જ છે. હિંદીઓને તો દરેક રમતમાંથી કેમ બળવાન અને મજબુત થવાય તે જ શીખવાનો મુખ્ય ઉદ્દેશ હોવો જોઈએ.

સ્વયંસેવક દળ રચવાની સંસ્થા હિંદમાં ગાંધીજીના યુગ પછી સારા વિકાસને પામેલ છે. સ્વયંસેવકોમાં ત્યાગ છે, દેશદાઝની લાગણી છે, નેતાઓ પ્રત્યે વિશ્વાસ પણ છે; પરંતુ નથી તેમાં લશ્કરી કવાયત, નથી લશ્કરી તાલીમ, અને નથી સુવ્યવસ્થા. ઘણી વખત ...સેવકો વ્યવસ્થાને બદલે ગેરવ્યવસ્થા કરી મુકે છે. પોતાના જ પ્રોગ્રામને તોડે છે. આખા દળમાં જે એકતા, સંગઠન અને સંબંધ જોઈએ તે તુટી જાય છે. ઘણી વખત નેતાઓ પણ યોગ્ય હોતા નથી, જેથી આ સ્વયંસેવક દળ સંપૂર્ણ કળાને પ્રાપ્ત થયેલ નથી. હજી તેની બાલ્યાવસ્થા જ છે.

યુનિવર્સિટીના વિદ્યાર્થીઓને લશ્કરી તાલીમ આપવાનો ડૉ. પ્રાંજપેનો ઠરાવ સેનેટમાં ઉડી ગયો એ શોચનીય ગણાય. કલકત્તામાં મરહુમ ડૉ. મલ્લિકે પણ વિશ્વવિદ્યાલયના યુવકોને તાલીમ આપવાને માટે ઘણો પ્રયાસ કરેલ. ઘણા યુવકો તો પ્રથમ મંગળાચરણમાં, વૈદક દષ્ટિએ ત્યાજ્ય ગણાય છે. ઘણાઓ છાવણીનાં કષ્ટ, સખ્ત તાલીમ, રાત્રિનો પહેરો, જાતે જ જાતનાં નોકર બની રહેવું, લશ્કરી સ્વચ્છતા, વહેલું ઉઠવું વગેરે જોઈ છેટેથી જ ભડકી જાય છે. ગુજરાતીઓ ઉપર તો એ વિષયનો ખાસ દોષારોપણ થાય છે. યુવકોનાં માબાપોની તો એક જ માન્યતા હોય છે કે રાજપુતો અને લડાયક કોમોનાં છોકરાંઓ લશ્કરી તાલીમ શીખે. આપણાં છોકરાંઓને એ શીખવાડીને શું કરવાનું છે ! ઘરનાં સુંવાળાં બીછાનાં અને ખાવાને મળતાં સારાં પકવાનો મુકીને કષ્ટમય જીવન ગુજારવાનું ઘણા થોડા યુવકોને પસંદ પડે છે. છેલ્લા મોટા યુદ્ધમાં એકે એક યુવક અને યુવતિ સેવાભાવથી પ્રેરાઈ દેશ માટે લશ્કરના યોગ્ય વિભાગોમાં યુરોપ ખાતે જોડાયાં હતાં. એવો જુસ્સો આપણા દેશમાં કયારે ઉદય પામશે ? વિશ્વવિદ્યાલયના યુવકોને લશ્કરી તાલીમ આપવાની પદ્ધતિમાં કેટલીક ખામીઓ પણ છે છતાં એવી ખામીવાળી પદ્ધતિ પણ હાલની સ્થિતિમાં આશીર્વાદ સમાન છે. જો સ્વરાજ લેવું હોય તો તાલીમની તો ખાસ જરૂર પડશે. ઘરની મોજમજા ભોગવતાં સ્વરાજ મળે તેમ નથી.

નિર્બળ હિંદુઓ દિનપરદિન ઘટતા જ જાય છે. રૂક્ષ, ક્ષીણ અને દૈવત વગરનાં શરીરવાળા હિંદુઓ ઇન્ફ્લ્યુએન્ઝા આદિ રોગોના ભોગ થઈ પડે છે. છેલ્લા વસ્તીપત્રક (૧૯૨૧) ઉપરથી જણાય છે કે ૧૮૮૧માં દર હજારની વસ્તીમાં ૭૪૩ હિંદુઓ હતા, ૧૮૯૧માં ૭૨૩ ગણાયા, સને ૧૯૦૧ માં ૭૦૩ ની સંખ્યા થઈ, સને ૧૯૧૧ માં ૬૯૩ જ રહ્યા અને સને ૧૯૨૧ માં ૬૮૪ હિંદુઓ દર હજારે ગણાયા. આ રીતે હિંદુઓનો ઘટાડો ધ્યાન ખેંચે તેવો મોટો છે. બીજી કોમો વૃદ્ધિને પામે છે, માત્ર હિંદુઓ જ ઘટે છે. બાળલગ્ન, નિર્બળ રહેણીકરણી, કસુવાવડો, પ્રસવ સંબંધી ગેરવ્યવસ્થાઓ વગેરે કારણોથી હિંદુઓનો ઘટાડો થાય છે. શ્રી કૃષ્ણનો ઉપદેશ યુદ્ધાય કૃતનિશ્ચયઃ ભુલાઈ ગયો છે. કર્મયોગના

પાડ ઝાંખા થઇ ગયા છે. હિંદુઓનું ગૌરવ લુપ્ત થઇ ગયું છે તેમાં કોઇ સુધારો કરવા ઇચ્છનારને મહા નિંદા સાંભળવી પડે છે. આ અધોગતિમાંથી હવે જલદી છુટાય તેમ સારૂ છે.

હિંદની બહાદુર, શૂરવીર, લશ્કરી કોમો અફીણ, દારૂ અને ગરીબાઇથી પીડાય છે. તેમનું શૌર્ય અને તેમનાં શરીરો ખરાબ થઇ ગયાં છે. તેમના ગરાસો, જમીનો દારૂ અને અફીણના વ્યસનમાં સાહુકારોને ત્યાં ગીરવાં છે. આથી આ વર્ગ બહુ ઉતરતી સ્થિતિમાં આવી પડ્યો છે. આજકાલનાં છેલ્લી ઢબનાં વિજ્ઞાનના શાસ્ત્રીય યુદ્ધનાં સાધનોની અને કળાઓની તો હિંદમાં આશા જ નથી. પરંતુ સાધારણ લશ્કરી તાલીમ પણ મુશ્કેલ થઇ પડી છે. સરકાર એ માટે ઉદાસીન છે અને પ્રજાનો મોટો ભાગ પણ તેવી જ વૃત્તિ ધરાવે છે. એટલે થોડા વિચારકોને જ એ સવાલ સંબંધે પોકાર કરવાનો રહ્યો.

ખેતી જેવા ઉત્તમ ધંધાઓને યુવક વર્ગ તિરસ્કારી બેઠો છે. દેશમાં ૮૫ ટકા લોકો કૃષિજીવી છે. મોટો ભાગ ખેતી ઉપર જ નિર્વાહ કરે છે. ખેતીમાં સુધારો કરી તેને વિજ્ઞાન અને શાસ્ત્રીય શોધખોળોનો લાભ આપવો એ કેળવાયલા યુવકોનું કર્તવ્ય છે. એ વિષયમાં રસ લઇ ખેતી અને ખેડુતોને ઉચ્ચ દશામાં આણવાની ઘણી જ જરૂર છે. હિંદના ભૂતપૂર્વ વાઇસરૉય લૉર્ડ રીપન ઉત્તરાવસ્થામાં પોતાના હાથે ખેતીનો ધંધો કરતા હતા. એ પ્રમાણે આપણા નેતાઓ અને યુવાનોએ એ ધંધાને પોતાના શિક્ષણ, બુદ્ધિ અને મુડીનો લાભ આપવો જોઇએ. હિંદમાં બુદ્ધિજીવી થયાકરતાં શ્રમજીવી થવું હવે વધારે ઉપકારક છે. એક ગૃહસ્થ ખેડુત હમેશાં માનને યોગ્ય છે. પૃથ્વી માતાની શ્રદ્ધાપૂર્વક સેવા કરતાં અનાજ, રસકસ, ઘીદૂધ પેદા કરવાં એ આર્યોની ઉત્તમોત્તમ ભાવના છે.

સમાપ્તિમાં ઉપનિષદનાં વચનોથી જ વિરમીશું:

"આપણા બન્નેનું તે સાથે રક્ષણ કરો; આપણા બેનો તે સયોગ કરો; આપણે સાથે પુરુષાર્થ કરીએ; આપણું અધ્યયન તેજસ્વી થાઓ; આપણે એક બીજાનો દ્વેષ ન કરીએ. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ"

ડુંગરસી ધરમસી



# શો કળજગ છે ના!

આજે થંડી હોવાથી છોકરાં જરા મોડાં બહાર નીકળ્યાં. ઇન્દુ ખીસામાંથી દાળીઆ ખાતો હતો અને નાનાભાઈ બિન્દુની રકાબીમાં પૂરીઓ હતી તે પડી ન જાય તેટલા માટે વચમાં વચમાં તેને ઝાલવામાં મદદ કરતો હતો. બાબુ ભાખરી વચ્ચે થીનું ઘી રાખીને કોરેથી ફરતાં બટકાં ભરી કાંગરી રચતો હતો. તારા પાસે બોર હતાં. તેણે બાબુને એક બોર બતાવીને કહ્યું "જો કેવું મોટું બોર છે! તારી પાસે છે કાંઈ?" બાબુ કહે "પણ મારી પાસે તો ભાખરી છે. તારા બોરથી એ મોટી!" પદ્મા બે હાથ પહોળા કરી વચમાં બોલી ઊઠી "કોઇની પાસે આવડી મોટી ભાખરી હોય?" વીનુ આવીને કહે "કોઇની પાસે મોટી આકાશ જેવડી ભાખરી હોય?" ઇન્દુ આકાશ તરફ આંગળી કરી કહે "આકાશમાં તો જો ચાંદો હોય!" બાબુ કહે "આકાશ જેવડી ભાખરી ને ચાંદા જેવડું ઘી!" બધાં છોકરાંને આ વાત બહુ ગમી ગઇ તેથી બધાં "આકાશ જેવડી ભાખરી ને ચાંદા જેવડું ઘી" કહીને કૂદવા લાગ્યાં. બાબુએ ભાખરીનું છેલ્લું બટકું જરા મોટું હતું છતાં બધા ઘી સાથે મોંમાં મૂકી દીધું. બિન્દુની રકાબીમાંથી પૂરીઓ પડી ગઇ. પદ્મા પણ ખાવાનું ભૂલી ગઇ અને નાચવા લાગી. કીકો શાંત ઊભો ઊભો તમાસો જોતો હતો અને ખીસામાંથી કાજુ ખાતો હતો. એટલામાં કંપાઉન્ડની દિવાલ આગળ કાંઇ ધબાકો થયો અને એક કુરકુરિયું ઊં ઊં કરવા લાગ્યું. વીનુ "મારા મોતીઆને વાગ્યું" કહેતો દોડયો એટલે તેની પાછળ ઇન્દુ "મારી ફૈના, મારી ફૈની" કરતો દોડયો. બીજાં છોકરાં પોતપોતાની ગતિ પ્રમાણે તે તરફ જવા લાગ્યાં. ત્યાં જઇને જુએ તો એક પોટકું પડેલું. વીનુના મ્હોમાંથી "અરે! આ તો જામફળ" એવો ઉદ્‌ગાર નીકળી ગયો. ઇન્દુ તેના તરફ બે હાથ લાંબા કરી જાણે આ પોટકાને હજી સમજી જ ન શકયો હોય તેમ આશ્ચર્યચકિત થઇ ઊભો રહ્યો. કીકો આ સાંભળી દોડી આવ્યો અને સાૈથી પહેલાં પોટકાના કાણામાં હાથ ઘાલી જામફળ કાઢી ખાવા લાગ્યો. ત્યારે જ જાણે બધાંને ખાવાનો વિચાર આવ્યો હોય તેમ બધાં છોકરાં 'જામફળ જામફળ' બોલતાં ભેગાં થઇ ગયાં. અને એક પછી એક જામફળ લઇ ખાવા લાગ્યાં. તારાએ એક જામફળને બચકું



ભરી પદ્માને બતાવ્યું "જો મારે રાતું નીકળ્યું !" બિન્દુ આવી પહોંચ્યો હતો તે કહે 'મને.' બીજી તરફ બાણુએ બીજા જામફળને બટકું ભર્યું અને કહે "જો મારે ધોળું નીકળ્યું !" અને બિન્દુ કહે 'મને.' નટુ હીરા મનુ સર્વ આમાં ભળ્યાં. સર્વને ખાતા જોઇ બિન્દુ રડવા લાગ્યો એટલે ઇન્દુ તેને "નહિ હોં ભાઇ, જો હમણાં તને સરસ ખોળી દઉં હોં" કહી સાન્ત્વન આપી જામફળ ખોળવા લાગ્યો પણ તેને એકકેય પસંદ પડતું નહોતું. કીકો પોતાનું જામફળ પોતાના હાથમાં જ રાખી બીજાને "જોઇએ તારૂં કેવું લાગે છે" એમ પૂછી પૂછીને બીજાનાં જામફળો ચાખવા ને ખાવા લાગ્યો. તારાએ તેને બહુ જ ડાહ્યું મ્હો કરી કહ્યું "અરે એ તો વાણીઆં છે, એનું એઠું ખવાય કે ?". કીકાએ બહુ ચતુરાઇથી જવાબ આપ્યો "પણ હું ખાધેલા ભાગથી નથી ખાતો." હજી ઇન્દુની પસંદગી પૂરી થઇ રહી નહોતી. તેને બીજાનાં લીધેલાં જામફળો સારાં લાગતાં હતાં અને પોટકામાંથી એકકેય પસંદ પડતું નહોતું. બિન્દુ પોતાની મેળે જામફળ લઇ શરૂ કરી શકે તેમ હતું પણ તેને પોતાની મેળે લેવાનું સૂઝતું નહોતું, ભાઈના વચન પર જ તે આધાર રાખી રહ્યો હતો અને હજી નહિ મળવાથી ધીરજ ખોઇ હવે રડવા માંડયો હતો. બીજાં કોઇ છોકરાંને તે બે ભાંઇઓને કંઇ આપવાનો વિચાર આવતો નહોતો. હવે કીકાએ નવો પ્રયોગ શરૂ કર્યો. તેણે ખાવા ઉપરાંત જામફળ ખીસામાં ભરવા માંડયાં. તેનું જોઇને બાણુએ એક મોટું જામફળ પસંદ કરી લીધું અને ખીસું ફાટેલું હતું છતાં તેમાં જોર કરી નાંખવા લાગ્યો. પદ્મા પાસે ખીસું નહોતું એટલે તેણે ઘાઘરીની ઝોળી કરી તેમાં ભરવા માંડયાં. હવે બધાં એ જ પ્રમાણે કરવા માંડયાં અને તેથી એટલી સ્પર્ધા ચાલી કે દરેકને એમ લાગ્યું કે 'મારાં જામફળો બીજો લઇ જાય છે.' સર્વ તેથી ખાવાનું છોડી એક બીજાનાં ઝૂંટાવવા લાગ્યાં અને બૂમાબૂમ થઇ ગઇ. કેટલાંક ખરેખર આંસુ પાડતાં હતાં અને કેટલાંક માત્ર બૂમો પાડતાં હતાં. પાસેના ઘરમાં ઠાકોર બેઠા બેઠા કૉપીબુક લખતો હતો તે આ સાંભળી "શું છે શું છે" કરતો બહાર આવ્યો. હીરાના હાથમાં જામફળ જોઇ "જામફળ ખવાય કે ? તાવ આવે" કહી તેના હાથમાંથી ફેંકી દેવરાવવા તે આગળ ગયો અને જામફળનું પોટકું જોઇ તેણે પૂછ્યું "આ પોટકું ક્યાંથી ?" પદ્માએ કહ્યું "આકાશમાંથી પડ્યું !"

ઠાકોરે આ હકીકત માની તો નહિ પણ આસપાસ જોઇ "અરે આમ જામફળ ખવાય ? તાવ આવે" કહી ડોળા કાઢી સૌને હાથ ઝાલી ધધડાવી બધાનાં જામફળ પાડી નાખ્યાં. પછી બધાને શીખામણ દેતો હોય તેમ બોલ્યો "જો મીઠા વિના જામફળ ખાઈએ તો તાવ આવે. તે જાઓ એક જણ મારા ટેબલમાંથી છરી લઇ આવો ને એક કોક ઘેરથી મીઠું લઇ આવો." કીકો દોડીને છરી લઇ આવ્યો અને ઠાકોર સાથે ભાઇબંધી કરી તેની પાસે બેસી જામફળનાં ચીરિયાં ખાવા લાગ્યો. ઇન્દુ મીઠું લેવા ગયો હતો તેની ખાસ કોઇએ રાહ તો જોઇ જ નહોતી પણ તે મીઠું લાવ્યો એટલે ઠાકોરે "હાં. ઠીક કર્યું. ડાહ્યો છોકરો" એમ કહી એક પાંદડામાં મીઠું મૂક્યું અને સપાટાબંધ છરી અને મ્હો ચલાવવા લાગ્યો. જામફળ ઘણાં હતાં પણ તે હવે આખા પોટકાનો ધણી થઇ બેઠો હતો અને કોઇને મીઠા અને ચીરિયાં કર્યા વિના ખાવા દેતો નહતો. તેનું મોઢું ભરેલું હોય, તે દરમિયાન જ તેના હાથ બીજાંઓ માટે કામ કરતા હતા તે સિવાય બીજાંને ખાવાની તક રહી નહોતી. ઇન્દુ બિન્દુ હજી પ્રેક્ષકો જ રહ્યા હતા અને 'મને' 'મને' ના વ્યર્થ ઉચ્ચારો વચ્ચે વચ્ચે કરતા હતા પણ ટોળામાં કોઇ રોતું નહોતું, કોઇ લડતું નહોતું.

પોટકું પડયાને હવે થોડો વખત થયો હશે. કંપાઉન્ડના દૂરના દરવાજે થઇને આ તરફ એક ગામડીઓ આવ્યો અને પોટકું માગવા લાગ્યો. ઠાકોરે સૌથી પહેલી ચલતી પકડી અને ઘરમાં જઇ પાછું પહેલાં પેઠે કૉપીબુક લખવાનું શરૂ કર્યું. બીજાં છોકરાંને હવે જ જામફળ ખાવાનો લાગ મળ્યો માટે બધાં પાછાં પોટકા આસપાસ વીંટાયાં અને જામફળ વીણવા લાગ્યાં. પેલો માણસ નજીક આવી પોટકું લેવા જતો હતો એટલે કીકાએ બૂમ પાડી "જતો રહે નહિ તો મારી બાને કહી દઇશ" એટલે તારા પદ્મા નટુ મનુ સર્વે બા અને બાપાને સંબોધી લંગભંગ રોવા જેવી બૂમો પાડવા લાગ્યાં. અવાજ સાંભળી લક્ષ્મીપ્રસાદ બહાર આવ્યા ને પૂછ્યું "શું છે ?" પેલા ગામડીઆએ કહ્યું "ભાઇ જામફળનું પોટકું વેચવા લઇ જતો હતો, વચમાં થાક્યો ને વંડીએ પોટકું ટેકાવ્યું તે આ બાજુ પડી ગયું."

લક્ષ્મીપ્રસાદ: "તમારૂં પોટકું તમને લેવા નથી દેતાં ! છોકરાંય તે !"

પેલાએ કહ્યું "શો કળજગ છે ના !"

દ્વિરેફ

# સાંસારિક બદીઓ નિર્મૂળ કરનાર ધર્મબળ*

પ્રાર્થનાસમાજ એ ધાર્મિક સંસ્થા છે. મુંબઇમાં તેની સ્થાપના ૫૮ વર્ષ પૂર્વે થઇ હતી. ગુજરાતમાં તેની સ્થાપના અમદાવાદમાં ૫૫ વર્ષ પૂર્વે મર્હુમ રા. બા. ભોળાનાથ સારાભાઇએ કરી હતી. તેમની રચેલી પ્રાર્થનામાળા જેમણે વાંચી હશે તેઓ સહજ સમજી શકશે કે ઇશ્વરની સાત્ત્વિક ઉપાસના–સ્તુતિ–પ્રાર્થના કરવા આ સંસ્થા સ્થપાઇ હતી. અહીં સાપ્તાહિક ઉપાસના –પ્રાર્થના–ધાર્મિક ઉપદેશ થાય છે. ઇશ્વરને પ્રિય એવાં કાર્યો કરવાં એ ભક્તિનું મુખ્ય અંગ ગણાય છે. આથી સંસારનાં કાર્યો ધર્મ અને નીતિની દષ્ટિથી થવાં જોઇએ એ પ્રાર્થનાસમાજનો મુખ્ય સિદ્ધાંત છે. આથી સંસારના વ્યવહારમાં જ્યાં જ્યાં અસત્ય, અન્યાય, ક્રૂરતા, અનીતિ વિ. જોવામાં આવે છે ત્યાં ત્યાં તે વ્યવહારને સુધારી તેમાં સત્ય, ન્યાય, દયા, ક્ષમા, શાંતિના અંશો લાવવાને પ્રાર્થનાસમાજ યત્ન કરે છે. આ રીતે વિચાર કરતાં જુની ધર્મસંસ્થા પેઠે પ્રાર્થનાસમાજ માત્ર આત્માના મોક્ષ અને પરલોકના સુખ માટે જ ચિંતન કરીને બેસી રહેતો નથી. વ્યક્તિગત જીવન શુદ્ધ અને પવિત્ર બનાવવા પ્રાર્થનાસમાજિસ્ટ યત્ન કરે છે તે ઉપરાંત પોતાના મનુષ્યબંધુને પણ સહાય કરી તેના જીવનને પણ શુદ્ધ અને પવિત્ર કરવા મદદ કરે છે. આથી આપણા સાંસારિક રિવાજોમાં જ્યાં જ્યાં અસત્ય, અન્યાય કે જુલમ હશે ત્યાં ત્યાં તે સુધારવા તે યત્ન કરશે. પ્રાર્થનાસમાજ એ બંગાળામાં પ્રવર્તેલ બ્રાહ્મસમાજનું અંગ છે. આ બ્રાહ્મસમાજના પ્રથમ સ્વરૂપ, રાજા રામમોહનરાયે સ્ત્રીઓ ઉપર થતો જુલમ અટકાવવા સતીનો ચાલ બંધ કરાવ્યો અને બીજા બ્રહ્મોસમાજિસ્ટ પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરે વિધવાઓની ફરજિયાત વૈધવ્યાવસ્થા દૂર કરવા ભગીરથ પ્રયત્નો કર્યા. કેશવચંદ્ર સેને સ્ત્રીઓ અને મજુરોને જ્ઞાન આપવા પાઠશાળાઓ અને રાત્રિશાળાઓ અને સસ્તાં વર્તમાનપત્રો કાઢયાં અને દારૂનિષેધની હીલચાલ પણ તેમણે જ ઉપાડી લીધી. ઉચ્ચનીચનો ભેદભાવ દૂર કરી હિંદુ સંસારના અનેક વિભાગો કરનાર જ્ઞાતિબંધનને તેમણે શિથિલ કરી નાખ્યું અને વર્ણાન્તર લગ્નનો કાયદો કરાવ્યો. આપણે ત્યાં મર્હુમ ન્યાયમૂર્તિ રાનડે અને ચંદાવરકર, ડા. ભંડારકર, ભોળાનાથ સારાભાઇ, મહીપતરામ રૂપરામ, લાલશંકર ઉમીયાશંકર અને રા. બા. રમણભાઈએ વિધવાઓના દુઃખનિવારણ માટે અથાગ મહેનત કરી છે. અસ્પૃશ્ય વર્ગને કેળવવાનું મિશન મુંબઇ પ્રાર્થનાસમાજના આગેવાનોએ ૧૮ વર્ષ ઉપર કાઢયું હતું અને પતિત વિધવા બ્હેનોને બચાવી તેમને નીતિમય જીવન ગાળવાની સગવડતા આપવા અને તેમનાં નિર્દોષ બાળકોને ઉછેરવાને બાળરક્ષક ગૃહો મુંબઇ અને અમદાવાદમાં પ્રાર્થનાસમાજે જ કાઢયાં છે અને તે જ ચલાવ છે. આ રીતે પ્રાર્થનાસમાજ ધર્મ અને નીતિના પ્રચારનું કાર્ય અડધી સદીથી કરી રહ્યો છે. તેને ભૂલથી લોકો સંસારસુધારક મંડળ માને છે. તે સંસારસુધારાનું કામ કરે છે પણ તેનો હેતુ ધાર્મિક છે. ધર્મની પ્રેરણાથી તે સંસારને શુદ્ધ અને પવિત્ર કરવા મથે છે પણ સંસારસુધારાનું કાર્ય એ તેનું ગૌણ કાર્ય છે. તેનું મુખ્ય કામ તો મનુષ્યને ધાર્મિક બનાવી તેને એક અદ્વિતીય, અમૂર્ત પ્રભુની ઉપાસના કરતો કરવાનું છે અને એ પ્રભુ પ્રસન્ન થાય એવી રીતે સંસારનાં કાર્યો કરતાં શીખવવાનું છે. આથી તે મુખ્યત્વે સંસારસુધારક મંડળ નથી. પ્રાર્થનાસમાજના મત પ્રમાણે સંસાર માયા નથી. સ્ત્રી, બાળક, સગાં, સ્નેહીઓ પ્રભુએ આપ્યાં છે. તેમને તજી નિર્જનમાં પ્રભુ શોધવાનો નથી પણ ગૃહજીવનમાં અને સામાજિક જીવનમાં પ્રભુને શોધવાનો છે. આ રીતે ધર્મ, માત્ર મંદિરમાં નથી પણ ધર્મને સાથે રાખી,

* તા. ૧૭-૩-૧૯૨૫ના રોજ મુંબાઈ પ્રાર્થનાસમાજના ૫૮ મા વાર્ષિકોત્સવ પ્રસંગે આપેલું વ્યાખ્યાન.

સંસાર ચલાવવાનો છે. સંસારમાં જ્યાં જ્યાં અસત્ય હોય, અન્યાય હોય, ક્રૂરતા હોય, પાપ હોય, ત્યાં ત્યાં સત્ય, ન્યાય, દયા, ક્ષમા, શાંતિ ફેલાવવી એ પ્રાર્થનાસમાજના મત પ્રમાણે ધાર્મિક મનુષ્યનું કર્તવ્ય છે. હિંદુસમાજને કેટલે અંશે પ્રાર્થનાસમાજ ધર્મમય અને નીતિમય બનાવી શકયો છે એનો તોલ કરવો, એ બહારના મનુષ્યોનું કામ છે. મનુષ્યની નિર્બળતા પ્રાર્થનાસમાજમાં પણ છે એથી અમે અમારૂં કાર્ય વ્યક્તિગત તેમ જ સંસ્થા તરીકે સંતોષકારક રીતે નહીં કરી શકયા હોઇએ. પણ અમારૂં લક્ષબિંદુ સંસારના વ્યવહારમાં ધર્મ અને નીતિ ઉતારવાનું છે એ વિષે શંકા રહેવી ન જોઇએ.

આ દૃષ્ટિએ આજે ચર્ચાતા એક પ્રશ્નનો વિચાર કરીએ. મુંબઇના એક દૈનિક પત્ર (પ્રજામિત્ર)ના ૧૯ મી જાન્યુઆરી, ૧૯૨૫ ના અંકમાં એક વિચારણીય અગ્રલેખ પ્રગટ થયો હતો. તેનો વિષય "સમાજ અને નીતિ" એ હતો. આપણા હિંદુ સંસારના મુકુટમણિરૂપ ગણાતા આપણા રાજા અને યુવરાજાઓનાં ખાનગી જીવનનાં જે કેટલાંક ચોંકાવનારાં ભોપાળાં હાલમાં બહાર પડયાં છે તેથી એ લેખકને વ્યાજબી ક્ષોભ થયો છે. તે વ્યાજબી રીતે પૂછે છે કે આપણો સમાજ આજે કયાં ઉભો છે અને કયાં જાય છે? એમને બારીક તપાસ કર્યા પછી કબુલ કરવું પડે છે કે "હિન્દમાં સમાજને અને નીતિને કાંઈ લાગતું વળગતું નથી......વ્યભિચાર અને અનીતિમાન જીવન માટે હિંદી સમાજ તરફથી કોઇ પણ જાતનો અવાજ ઉઠાવવામાં આવતો નથી." આ લેખક સંસારસુધારક પક્ષના નથી; તેઓ સંરક્ષક પક્ષના છે છતાં હિન્દુસમાજની નિર્બળતા માટે તેમણે જે હિમ્મતભર્યા ઉદ્‌ગાર કાઢયા છે તે માટે ખરેખર તેમને ધન્યવાદ ઘટે છે. આપણી સાંસારિક બદીઓ—મદ્યપાન, વ્યભિચાર, જુગાર વિગેરે—નિરંકુશપણે વધતી જાય છે. નાનાં ગામોમાં કુટુમ્બ, જ્ઞાતિ અને ગામના લોકના અભિપ્રાય, એક પ્રકારનો અંકુશ હોય છે તે અંકુશ શહેરમાં આવી રહેનાર ઉપર રહેતો નથી. દીનબંધુ એન્ડ્રુઝ કહે છે કે ફીજી વિ. ટાપુમાં જઇ વસનાર હિંદી ભાઇબ્હેનો આ દેશમાં જેવું નીતિમય જીવન ગાળે છે તેવું ત્યાં પોતે નિરંકુશ છે એમ સમજીને ગાળતા નથી. આ કથનમાં ઘણું સત્ય છે. પોતાના ગામમાં, ઓળખીતામાં, દેશમાં લોકાપવાદનું દબાણ હોય છે તે દૂરના શહેરમાં કે પરદેશમાં નથી માટે ત્યાં મનુષ્ય નિરંકુશ બની યથેચ્છ ખાનપાન અને વિષયભોગ કરે છે. આ શોચનીય સ્થિતિ માટે તે લેખક થોડેઘણે અંશે સંસારસુધારકને જવાબદાર ગણે છે. તે કહે છે કે સુધારકોએ નાતો અને ધાર્મિક સમાજોનું બંધારણ તોડયું પણ તેને બદલે વધારે સબળ અંકુશ તેમણે આપ્યો નહીં. તેમની એ ખાસ ફરીઆદ છે કે સુધારકોએ પોતાનું કામ અધુરૂં મુકયું છે. આથી સહજ પ્રશ્ન ઉઠે છે કે સુધારકો સાંસારિક બદીઓ નિર્મૂળ કરવા બીજો કયો અંકુશ સૂચવે છે?

જ્ઞાતિ અને ધર્મનાં બંધનો, સંસારસુધારકોએ સંસારસુધારાનું કાર્ય હાથ ધર્યું તે પહેલાં જ સંસારને ધર્મ અને નીતિને માર્ગે રાખવામાં નિરર્થક નિવડી ચુકયાં હતાં. અનેક નાની નાની જ્ઞાતિઓ થવાથી લગ્નની પવિત્ર ભાવના નષ્ટ થઇ હતી, ખોટી કુલીનતાના વિચારથી એક ઉપર અનેક સ્ત્રીઓ પરણવાનો રિવાજ નીકળ્યો હતો અને તેથી જે સ્ત્રીને પતિએ તજી દીધી હોય તે નીતિમાન કેમ રહી શકે? આ રીતે કુલીનતાથી બંગાળામાં અનીતિ વધી હતી. દેશમાં ફરજિયાત વૈધવ્યથી છૂપા ગર્ભપાતો વધી પડયા હતા. કન્યાવિક્રય, બાળવિવાહ, કજોડાં વિ. સડાઓ સંસારમાં પેઠા હતા. દક્ષિણ અને મદ્રાસમાં દેવદાસીઓ અને અંગવસ્ત્રો રાખવાના રિવાજથી વ્યભિચાર વધ્યો હતો. વામમાર્ગ અને દેવીમાર્ગ વાળી ધર્મસંસ્થાથી માંસમદિરા અને વ્યભિચારને ઉત્તેજન મળ્યું હતું. જ્ઞાતિ અને ધર્મની સંસ્થાઓનું કર્તવ્ય તો પરદેશગમન અને વિધવાવિવાહનો વિરોધ કરવામાં, આભડછેટ અને મરજાદ પાળવામાં જ આવી રહ્યું હતું. ગરીબ કે પક્ષહીનને જ જ્ઞાતિ શિક્ષા કરતી. સત્તાવાળાને કે ધનિકને કોઇ રંજાડતું નહીં. ધર્મસંસ્થાઓ તો નીતિની રક્ષકને બદલે ભક્ષક થઈ પડી હતી એ વાત મહારાજા લાઇબલ કેસથી સાબીત થઇ ચુકી છે. આ રીતે નિરર્થક અને નિર્માલ્ય થઇ ગયેલ જ્ઞાતિ અને ધર્મસંસ્થાની સત્તાની અવગણના કરીને સુધારકોએ તેમનો દોર તોડયો હતો. શરૂઆતમાં ઉચ્છેદક અને ટુંકી દૃષ્ટિવાળા સુધારકોએ ખંડનમાં જ પોતાનું કર્તવ્ય પુરૂં થયું માન્યું એમ કબુલ કરવું જોઇએ. ખંડન પછી મંડન થાય અને તેમ ન થાય તો સુધારકનું કાર્ય અધુરૂં રહ્યું ગણાય. આ રીતે પરમહંસ સભાના વખતના સંસારસુધારકોને ઉચ્છેદક સુધારકો ગણી શકાય. આથી જ કવિ નર્મદ પાછાં પગલાં ભર્યાં અને

"ધર્મવિચાર" નામનું પુસ્તક લખ્યું અને યાહોમ સુધારક ધર્મવિચારક થયા. કવિ નર્મદે તો ઘણી વખત નવા ધર્મમંદિરની માગણી કરી હતી. તેમને બ્રાહ્મધર્મના વિચાર પસંદ હતા. તેમણે મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરનું "બ્રાહ્મધર્મ"નું પુસ્તક જોયું હતું અને તેનું ભાષાંતર થાય તેમ ઇચ્છયું હતું. તેમને કેશવચંદ્ર સેનનાં બાણુદાર ધાર્મિક ભાષણો પસંદ પડ્યાં હતાં. પણ તેમને સહાયકો ન મળવાથી તે મુંઝાયા અને પાછા હઠયા. ગુજરાતમાં પ્રાર્થનાસમાજનું કાર્ય બ્રહ્મોસમાજ જેવું વધારે વ્યવસ્થિત, આકર્ષક અને પ્રગતિમય હોત તો કવિ પાછા હઠયા ન હોત. જે સ્થિતિ કવિની થઇ તે સ્થિતિ ઘણા પ્રાગતિક વિચારના ગુજરાતીઓની હતી અને આજે પણ છે. પ્રાર્થનાસમાજની બહાર ઘણા નવીન ધર્મવિચાર ધરાવનાર ગુજરાતીઓ હતા અને છે. મેં અનેક વખત સાબીત કરી આપ્યું છે કે મહાત્માજીનું રચનાત્મક કાર્ય સંસારસુધારાનું કાર્ય છે અને તે બ્રાહ્મધર્માનુસાર છે. તેમના જેવા પુરુષોને પ્રાર્થનાસમાજ આકર્ષી ન શકી, તેમને પોતાના ન કરી શકી, પોતાના છે તેનો પણ સદુપયોગ કરતી નથી એ ખેદની વાત છે; પણ એ વિષે શંકા તો ન જ હોઇ શકે કે જ્ઞાતિ અને જુની ધર્મસંસ્થાને બદલે સંસારમાં ધર્મ અને નીતિનું બળ વધારનાર નવીન સંસ્થાની ગરજ આજે આર્યસમાજે, બ્રાહ્મસમાજે અને પ્રાર્થનાસમાજે પુરી પાડી છે. જેઓની એવી ઇચ્છા હોય કે હિંદુસમાજમાં ધર્મ અને નીતિનું બળ વધે, જાહેર જીવન શુદ્ધ અને પવિત્ર થાય, સાંસારિક બદીઓ નિર્મૂળ થાય, પ્રજામતનો અંકુશ મનેજ રહે, તેઓએ પ્રાર્થનાસમાજની ચીલચાલને પુષ્ટિ આપવી જોઇએ.

હવે આપણે સાંસારિક બદીઓને નિર્મૂળ કરનાર ધર્મબળ જ છે કે નહી તેનો વિચાર કરીએ. મનુષ્યજીવનમાં બે અંશ છેઃ પાશવ અને દૈવી. આપણે પશુપક્ષીની માફક ખાનપાન, નિદ્રા અને ઇન્દ્રિયઉપભોગમાં જીવન ગાળીએ છીએ, અને વંશવૃદ્ધિ કરીએ છીએ. પણ પશુપક્ષીમાં વિચારશક્તિ અને વિવેકબુદ્ધિનો વિકાસ થયો નથી જણાતો. મનુષ્ય ખરૂંખોટું, યોગ્યાયોગ્યનો વિચાર કરી, સત્ય અને ન્યાયનો માર્ગ લેવા .. છોડી દેવા સમર્થ છે. એટલી તેનામાં ઇશ્વરદત્ત સ્વતંત્રતા છે. તેનામાં અંતરપ્રકાશ છે. એ પ્રકાશને ઢાંકી દેવા કે તે પ્રકાશને માર્ગે જવા તે સમર્થ છે. પાપ અને અનીતિને માર્ગે જતાં પહેલાં તેને પુણ્ય અને નીતિનું ભાન થાય છે. પ્રલોભન અને મોહને વશ થઇ ભલે તે અવળે માર્ગે જાય. તે માર્ગે પડયા પછી પણ તેને વખતોવખત પાપનું ભાન થાય છે, પશ્ચાત્તાપ થાય છે, છતાં તેની અવગણના કરી પાપમાર્ગે આગળ ધસે છે પણ પાપમાર્ગમાંથી જાગ્રત થઇ સન્માર્ગે વળ્યાના અનેક દાખલાઓ આપણી પાસે મોજુદ છે. બિલ્વમંગળ વિષયવાસનામાં ફસાયા હતા, નાયિકામાં મોહાંધ થયા હતા, છતાં તેમની જાગૃતિ થઇ અને તેમણે નેત્ર ફોડીને સુરદાસ ભક્તકવિની ખ્યાતિ મેળવી અને ભગવદ્દભક્તશિરોમણી પદ મેળવ્યું એ કાંઇ પુરાણની નહીં પણ ઐતિહાસિક વાત છે. આજે પણ પતિત અને પાપીઓ નવું જીવન પામી ધર્મમાર્ગે વળે છે. આથી એ તો નિર્વિવાદ સત્ય છે કે આપણે ધારીએ તો, ખાનપાન, એશઆરામ અને વિષયભોગનું પશુજીવન મુકી ખરેખરૂં દૈવી મનુષ્યજીવન ગાળી શકીએ. એ મુક્તિ માત્ર ધર્મબળથી જ થાય. પરંતુ તે ધર્મ, બાહ્ય ક્રિયામય ધર્મ ન હોય, પણ જીવન્ત, જાગ્રત ધર્મ હોવો જોઇએ. આત્મા ને પરમાત્માનો પરિચય પ્રાર્થના અને ધર્મચિંતનથી થાય, અંતઃપ્રકાશથી સત્ય અને ન્યાયનું જ્ઞાન થાય, પાપ માટે પશ્ચાત્તાપ થાય, પુણ્યમાર્ગની અભિલાષા થાય, ત્યારે જ ધર્મની અસર જીવન ઉપર થાય અને જીવન શુદ્ધ અને પવિત્ર થાય. લોકમત કે રાજ્યશાસનથી માણસો ડરે છતાં છુપાં પાપો અટકે નહીં. એ છુપાં પાપો તો ધર્મજાગૃતિથી જ અટકશે. આપણે પાપો દાબી દેવાં નથી પણ નિર્મૂળ કરવાં છે. મનુષ્યને અનીતિમાંથી બચાવનાર ધર્મબળ જ છે-એ વિષે શંકા હોઇ શકે જ નહીં. એ ધર્મના સ્વરૂપ વિષે ભિન્નભિન્ન મતો હોય, છતાં એ સ્વરૂપ જુના મતનું હો કે નવા મતનું હો, પણ એટલું તો ખરૂં છે કે ધર્મ એ જીવન્ત જાગ્રત શક્તિ હોવી જોઇએ. એ બહારનો ધર્મ નહીં પણ અંતરનો ધર્મ હોવો જોઇએ, પછી ભલે તે મૂર્તિના દર્શનમાં માને, ગુરુને ઇશ્વરથી માને કે રામકૃષ્ણાદિ અવતારને માને. પણ જેનો પ્રભુ મંદિરમાં જ રહે, શાસ્ત્રમાં જ રહે, સંસારમાં જીવનમાં સાથે ન રહે તેને ધર્મલાભ થતો જ નથી. એ ધર્મલાભ જીવન્ત જાગ્રત ધર્મથી જ થાય એમ ફરીથી ભાર મુકીને કહેવું જોઇએ.

આ ધર્મભાવના વ્યક્તિની પેઠે સમાજમાં પણ વ્યાપી રહેવી જોઇએ. આપણાં મંદિરો, આપણા ગુરૂઓ,

# મનનાં ભૂત

(એકાંકી નાટક)

## સ્વ. સૌ. બ્હેન સનત્કુમારીને:

અમદાવાદમાં મ્હારા ઘરમાં એક સાંજે હું બેઠો હતો એટલામાં મ્હારા આઠ વર્ષના એક મિત્રે આવી કહ્યું: "ચલો, સનુબ્હેન આવ્યાં છે તે નાટક લઈને બા બોલાવે છે." મ્હને શા માટે બોલાવવામાં આવે છે તે સમજ્યા વગર હું ઊઠ્યો, પણ ઊઠતાં વાર લાગી; નીકળ્યો પણ રસ્તામાં મોડું થયું ને આખરે ત્યાં જઈ પહોંચ્યો ત્યારે મ્હને બોલાવનાર બ્હેને કહ્યું:

"તમને કેટલી બધી વાર થઈ! આ સનુબ્હેનને તમારૂં નાટક વાંચી સંભળાવવાનું હતું."

ને કોઈને ન દુભવે એવાં સૌમ્ય સનુબ્હેને પણ કહ્યું: "ખૂબ જ વાર થઈ."

"અને હવે તો એમને જવું જોઇયે."

"હા" એ સુઘડ ગૃહિણીએ કહ્યું ને પછી ઉમેર્યું: "પણ કંઈ નહિ, છપાશે ત્યારે વાંચીશું."

× × × × ×

હજી તો માત્ર ગણાનાર દિવસનાં જ વ્હેણ વહ્યાં છે; ઘડીની ક્ષણ તો અર્ધીયે પૂરી ન થાય; ઋતુ પણ હજી એની એ છે; એમના એ લગભગ આખરના શબ્દોયે હજી વાસી નથી થયા; બધું યાદ કરવા આંખ પણ મીંચવી નથી પડતી ને છતાં "કંઈ નહિ, છપાશે ત્યારે વાંચીશું" કહેનાર આ છપાય છે ત્યારે વાંચી નહિ શકે...

× × × × ×

ઈશ્વર મળતો નથી ત્યારે માણસ ત્હેને ફૂલો ચઢાવે છે; દૂર રહેનાર મિત્રોને જઈને મળાતું નથી તેથી ટપાલનો ઉપયોગ થાય છે; મનને આમ સંતોષવા બિચારો માણસ હરકોઈ પ્રયત્ન કરે છે. હું પણ આ અણવંચાયલું નાટક સ્વ. સૌ. બ્હેન સનત્કુમારીને સમાન અર્પણ કરૂં છું.

મુંબાઈ,<br>
૨૪ માર્ચ, ૧૯૨૫.

બટુભાઈ લાલભાઈ ઉમરવાડિયા.

---

### પાત્રો:

| | |
|---|---|
| નવનીતભાઈ | મીનળ |
| શિરીષ | સુહાસિની |
| શિશિર | મા |

ચાકરો વિગેરે.

# પ્રવેશ ૧

[ સ્થળ: નવનીતભાઈનો સૂવાનો ઓરડો. સ્હવાર અધુકડી કુટી છે. મીનળ જાગતી સૂતી છે. નવનીતભાઇ ઉભા થયા છે અને ખૂણામાં બળતો ઝાંખો દીવો સંકોરી મ્હોટો કરે છે. ]

**નવનીતભાઇ:** પણ મ્હને એ જરા નથી ગમતું. ત્હમે મ્હારૂં કહ્યું માનો નહિ નો ભલે; પણ......

( મીનળ બેઠી થાય છે. )

**મીનળ:** ના, તે હું તો મ્હારે એમ જ કરીશ.

**નવ:** પણ ત્હમારૂં શરીર સારૂં નથી તે ઉલ્ટું કથળશે.

( નવનીતભાઇ પાછા આવી ખાટલા પર બેસે છે. )

**મીનળ:** ના, ના, એવા કામમાં તો શરીર બગડે જ નહિ.

**નવ:** સારૂ, ડાક્ટર રજા આપે તો કરજો.

**મીનળ:** ના, તે ત્હમે એમ ન કરશો. હું કૈં ડાક્ટરને નથી બતાવવાની. ત્હમે હરઘડી એમ કરો છો ને આખરે મ્હારે ખમવું પડે છે. તે દિવસે મ્હારા પગે જરાક અમથું દુખતું હતું ને ત્હમે બાપુજીને પગે લાગવા જ્વા ન દીધી તે બપોરે જ મ્હારી નથ ખોવાઇ ગઇ. એ તો એમ થાય જ.

**નવ:** પણ નથને........હશે, ત્હમારી સાથે જીદ કોણ કરે ?

**મીનળ:** તે ગમે એટલું થાય તો પણ ત્હમે તો નહિ જ માનો. વિનાયકભાઈના હરિદત્તને બાપુજીએ ઘણુંયે વાર્યો હતો ને છતાં ત્હેણે કાંસાના વાસણમાં પગ ધોયા.

**નવ:** પણ એ બિચારાથી ઉઠાતું ન હોય તે શું કરે ? જે હાથ આવ્યું તે વાપર્યું. ત્હને ખબર છે એ કેટલો બિમાર હતો ?

**મીનળ:** પણ તેથી શું થયું ? તેથી કૈં કાંસાના વાસણમાં પગ ધોવાય ? પછી જોયું ને એને કેવો વિષમ જ્વર લાગુ પડયો. એ તો સાસુજીએ કહ્યું જ હતું. ને આ નો ગૃહદેવતાની વાર્તા. વર્ષમાં એક વાર પણ આપણે ગૃહશાંતિ ન કરીયે તો......

**નવ:** હશે, ત્હમારે કરવું હોય તેમ કરો. મ્હારે શું ? જાવ.

( નવનીતભાઇ ચિડાયલા હોય તેમ પાછા ઓઢીને સૂઇ જાય છે. જરા વારે મીનળ ઉઠે છે ને ધીરે પગલે નવનીતભાઈના ખાટલા પાસે આવી ઉભી રહે છે. ઘડીભર તે સ્નેહથી પતિને જોઈ રહે છે. પછી હળવે હાથે નવનીતભાઇનું મ્હોં ખુલ્લું કરે છે. નવનીતભાઈની આંખો ઉઘડી જાય છે. બેઉની આંખો મળે છે. )

**નવ:** પણ ત્હમે રૂઓ છો શા સારૂ ?

( નવનીતભાઈ બેઠા થાય છે ને મીનળનો હાથ ઝાલી ત્હેને ખાટલા પર બેસાડે છે. )

જુઓ, ત્હમે આમ કરશો તો તાવ ઉલ્ટો વધારે ચઢશે. મેં ત્હમને ક્યાં કૈં ના કહી છે !

( મીનળ નવનીતભાઈના ખોળામાં માથું મૂકી રોઇ પડે છે નવનીતભાઈ ત્હેના વાંસા પર હાથ ફેરવે છે. )

મીનળ, ચાલો, ત્હમને મ્હારા સમ છે ત્હમે આમ કરો તો.

( મીનળ બેઠી થાય છે ને આંખો લુછે છે. )

**મીનળ:** ના, ફરી કદી ત્હમે સમ ના ખાશો. મ્હને બહુ જ વહેમ છે.

**નવ:** મીનળ, પરણીને આવ્યાં ત્યારે તો ત્હમે મ્હને વહેમી કહેતાં હતાં ને હવે ત્હમે આટલાં વહેમી ક્યાંથી થઇ ગયાં ? ખરેખર, કોઇવાર તો એવો કંટાળો આવે છે. ને ત્હમે આમ હઠ લઇ રહો છો ત્યારે તો જરા સારાં નથી લાગતાં.

**મીનળ:** હશે.

( મીનળ ઉભી થાય છે. નવનીતભાઇ ત્હેનો હાથ પકડી બેસાડે છે. )

**નવ:** પણ કહો તો ખરાં ત્હમે અચાનક આમ બદલાઇ શાથી ગયાં ? ત્હમે આવી કાંઇ ઉઠશી થશો એવો તો સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો. તે આમ શાથી થયું ?

**મીનળ:** શાથી શું ? ત્હમે કેમ બદલાયા ? આપણે બધા જ બદલાઇયે છિયે.

**નવ:** હા, પણ હું તો સકારણ બદલાયો છું. મ્હને તો એ જૂના વિચારો ખોટા લાગ્યા.

**મીનળ:** ને મ્હને નવા વિચારો ખોટા લાગ્યા.

**નવ:** પણ મ્હને તો દુનિયામાં કૈં કૈં અનુભવો થયા હતા; પણ ત્હમને વળી અહિં અનુભવો શા થયા ?

**મીનળ:** પોતાના જ ઘરમાં પોતાના માણસોને શા અનુભવો થાય એની પુરુષોને ખબર ન પડે એ કેટલી......

( અટકે છે. )

નવ: શરમની વાત છે એમ ને ?

મીનળ: મ્હારાથી એવું તો ન બોલાય. પણ પુરુષોને બ્હાર કેવા અનુભવો થાય છે એ છાનું રાખો છો છતાં એ જાણવા અમે પ્રયત્ન કરિયે છિયે ને ત્હમે લોક નીચે ડોકિયું કરો તો બધું જાણો છતાં એટલી પણ ફુરસદ ત્હમને નથી મળતી તે આનંદ તો ન જ થાય ને ?

નવ: તે શું ત્હમને અહિં ખૂબ અનુભવો થાય છે એમ ? મ્હને તો ખરેખર નવાઇ લાગે છે.

મીનળ: ત્યારે શું ત્હમે ખરેખર નથી માનતા કે ત્હમે બ્હાર જાવ છો પછી અહિં કંઈ થતું હશે.

નવ: પણ અહિં શું થઇ શકે ?

મીનળ: ત્યારે શું ઘર અને ઘરના માણસોને જેમ ત્હમે મૂકી જાવ છો તેમ બધું પડયું જ રહે છે એમ ?

નવ: મેં કહ્યું કે કંઈ અગત્યનું થતું નહિ હોય. પણ ત્યારે ત્હમે એક દાખલો તો આપો.

( મીનળ ઉભી થાય છે ને સામે જાજમ પર એક પગ પર માથું ટેકવી, કળિઓ જેવી પગની આંગળીઓ સાથે રમત કરતી હોય તેમ જરા વાર ચૂપ બેસે છે. પછી )

મીનળ: જુઓ હું કહું. એક દિવસ ખૂબ તાપ પડતો હતો એટલે હું વાડીમાં ચટાઈ નાંખીને સુતી હતી. ત્યાં કંઈ વિચારમાં ને વિચારમાં જમીન પર મેં ત્હમારૂં નામ લખ્યું ને એક કમળ ચિતર્યું.

નવ: દેવી શકુન્તલા.

( મીનળ હસતી નથી. નવનીતભાઇ હસે છે. )

મીનળ: પણ એટલામાં સાસુજીએ હાંક પાડી ને હું અંદર ગઇ.

નવ: તે મીનળ, હું કયાં કહું છું કે ઘરમાં કોઇ હાલતું ચાલતું પણ નહિ હોય ને હું જાઉં ત્યારે ત્હમે દિવાનખાનામાં બેઠા હો તો આવું ત્યાં લગી ત્યાં જ બેસી રહો છો.

( મીનળ નવનીતભાઇને જોઈ રહે છે. પછી ધીરે ધીરે બોલે છે. )

મીનળ: પછી તાવ લઇ ત્હમે ઘેર વ્હેલા આવ્યા. ત્હમને યાદ છે ને શ્રાવણ વદ ચોથે.

ન: હા; ત્હમને તિથિઓ પણ ઠીક યાદ રહે છે.

મીનળ: પછી ત્હમને દવા આપી હું નીચે જતી હતી એટલામાં સાસુજીએ પૂજાની ઓરડીમાંથી બૂમ પાડી. એમનો સાદ એવો હતો કે હું તો ધ્રુજી ઉઠી.

નવ: કેમ એવું શું હતું ?

મીનળ: હું બ્હીતે પગલે એમની પાસે ગઇ પણ એ તો રોતાં હતાં.

નવ: પણ શા માટે ?

મીનળ: મ્હને કહ્યું: "વહુ, દીકરા, બેસો, શંભુને પગે લાગો. ત્હમારૂં સૌભાગ્ય અચળ રાખશે."

નવ: મા તો અમસ્તાં બીધાં હશે.

મીનળ: એ તો કોણ જાણે; પણ ત્હમને તાવ સખત હતો એટલે મ્હને પણ ચિન્તા થતી હતી ને ત્હેમાં સાસુજીને રડતાં દેખી મ્હારાથી ન રહેવાયું તે મેં પણ રોઇ દીધું.

નવ: પછી ?

મીનળ: પછી સાસુજીએ કહ્યું: "દીકરા, આટલા વખતથી હું બધું સાંખી રહું છું પણ હવે મ્હારાથી જોયું નથી જતું. ત્હમે બધી રીતે સારાં છો પણ ધરમમાં ત્હમને શ્રદ્ધા નથી તે આપણી કુળલક્ષ્મી ગૂમાતી જાય છે; ને ઇશ્વર રૂઠયો છે તે હજી શું નહિ થાય તે કોણ જાણે. તે દિ' વાછરડું બાંધ્યું હતું છતાં ત્હમે દોર કૂદી ગયાં તે ધાટી સો રૂપિયા ચોરી ન્હાસી ગયો."

નવ: અને તે પકડાયો તે શાથી ? ત્હમે વાછરડું ન્હોતું બાંધ્યું ત્યારે ફરી દોર કૂદયાં હતાં ?

મીનળ: હા, તે તો સાસુજીએ સહસ્ર જાપ કર્યા હતા.

( નવનીતભાઇ ધીરે ધીરે હસે છે. )

નવ: હં, પછી ?

મીનળ: પછી સાસુજીએ કહ્યું કે "એવું એવું તો રોજ ઘણુંયે થાય છે પણ હું ન્હોતી બોલતી કે હશે હજી બાળક છે, સૌ શિખશે. પણ ત્હમને તો વિચાર સરખોયે નથી થતો ને ઘરમાં તો બધું અવળું જ થતું જાય છે. આજે પણ ત્હમે જમીન પર લીટીઓ દોરી ને આ તાવ લઇ ઘેર આવ્યો. તે ત્હમને તો ન લાગે પણ મ્હારો તો દિકરો છે તે મ્હને તો લાગી આવે. હવે તો ત્હમે કંઈ સમજો તો સારૂં."

(મીનળ અટકી જાય છે. ત્હેની આંખોમાં આંસુ આવે છે.)

નવ: પણ મીનળ, ત્હમે રડો છો શા સારૂ ? એ બધું જ જૂઠું છે.

મીનળ: ના, એ વાત તદ્દન ખરી છે. આપણા કૂળના રિવાજો પણ હું ન્હોતી પાળતી તેથી જ ત્હમને

પણ આખું વરસ સારૂં ન રહ્યું ને પગારમાં પણ વધારો ન થયો.

નવ: હશે પણ પછી માએ કં કહ્યું ?

મીનળ: પછી તો મેં જ કહ્યું કે મ્હારી ભૂલ થઇ ને મેં સોગંદ લીધા ત્યારે એમને ટાઢક થઇ.

નવ: શું ? ત્હમે સોગંદ લીધા ?

મીનળ: હા, એમાં શું ખોટું કર્યું ?

( નવનીતભાઈ મીનળને જોઇ રહે છે. )

નવ: ખોટું નહિ તો શું ? કોઇ વાંછરડાની દોર કૂદે ને તે દિવસે ઘાટી ચોરી કરે એ બે વાતને જકડી દેવાની રીત હમેશ માટે વહોરી લેવી એ શું સારૂં કર્યું ? એ બે વચ્ચે સંબંધ જ હોઇ શકે નહિ.

મીનળ: પણ ત્યારે આટલા વરસનો જૂનો ઘાટી શા માટે ચોરી કરે અને એ પણ તે જ દિવસે ?

નવ: પણ એ કં એવું કારણ છે ?

મીનળ: પણ બીજું કારણ ન હોય તો શાસ્ત્રો કહે તે ખરૂં.

નવ: મીનળ, ત્હમે આવાં વ્હેમી થાવ એ મ્હને જરા નથી ગમતું.

( બારીમાંથી પ્રભાતનો પ્રકાશ આવે છે. મીનળ ઉભી થાય છે ને દીવો બુઝાવે છે. )

મીનળ: અરરર, વાતવાતમાં કેટલું મોડું થઇ ગયું ! મ્હારે તો હજી બધું જ બાકી છે. ત્યારે હું જાઉં?

( નવનીતભાઈ ઇશારાથી હા પાડે છે. મીનળ જાય છે. )

[ પડદો પડે છે. ]

---

## પ્રવેશ ૨

[ સ્થળ: દિવાનખાનું. સમય: બપ્પોર. નવનીતભાઇ આમ-તેમ આંટા મારે છે ]

નવનીત: ( સ્વગત ) મ્હને એમ થયાં જ કરે છે કે એને જરૂર તાવ વધી જશે. સ્હવારથી આ ક્રિયા ને પેલી ક્રિયા કર્યાં જ કરે છે, ને આખો દિવસ ભૂખી રહી છે.

( બારીએ જાય છે. નીચે ચોક છે; ત્યાં મીનળ એક પાટલા પર બેઠી છે ને બ્રાહ્મણો ક્રિયા કરાવે છે તેમ કરે છે.

**अयमग्निर्गृहपति र्गार्हपत्यः प्रजाया वसुवित्तमः।**
**अग्ने गृहपतेऽभि द्युम्नमभि सह आयच्छस्व॥**

એવા બ્રાહ્મણોના અવાજ આવે છે.

બાજુએ એક ખૂણામાં વૃદ્ધ મા બેઠાં છે. નવનીતભાઈ બારીએથી મીનળને જુએ છે. )

મીનળ આજ કેટલી સુન્દર લાગે છે ? કં નહિ તો કળાને ખાતર આવી ક્રિયાઓ કરાવવી જોઇએ. આજ અલંકાર અને વસ્ત્રો સામાન્ય પ્રસંગે પહેરે છે ત્યારે આટલી પવિત્ર નથી લાગતી. એવું શું કારણ ? એ ક્રિયાઓનો ખરેખર આટલો મહિમા હશે ? કે પછી સૈકાઓથી એમ પોષાયલી મ્હારી બુદ્ધિ હજી એ ક્રિયાઓના ગૌરવથી અંજાય છે ? એમ પણ હોય તોયે એ ક્રિયાઓમાં કેટલું સત્ત્વ હોવું જોઇયે કે મ્હારા જેવા લગભગ નાસ્તિક થઇ જતા માણસને પણ આટલો મુગ્ધ કરી શકે છે ?

( ઘડીભર મીનળને જોઈ રહે છે; ને પછી પાછો આવી આરામખુરશી પર પડે છે. )

ના, ના, આ ક્રિયાઓને સ્વીકારીએ તો શું આટલી સદીઓમાં માણસજાતિએ જે મેળવ્યું છે ત્હેને ઢોળી નાંખવું ? વર્તમાન યુગની એટલી એક જ સંપત્તિ છે: બુદ્ધિસ્વાતંત્ર્ય. જો મનુમહાત્માની જીવનવિધિ સાચી સ્વીકારીએ તો પછી આપણે આટલાં વર્ષો સુધી શું કર્યું ? મ્હને તો કંઈ સમજ નથી પડતી.

( ઉભો થાય છે. આંટા મારે છે. ને બુકકેસમાંથી એક પુસ્તક કાઢે છે. અને ઉભો ઉભો જ ત્હેનાં પાન ફેરવે છે. )

મીનળ કહેતી હતી તે આ રહ્યું:

**नपार्श्वीधाययेत्कांस्ये कदाचिदपि भाजने...**

ત્યારે શું આ પણ સાચું કે

**ननृत्येदथवा गायेन्न वादित्राणि वादयेत्।**

સંગીતની આમ મનાઇ શા માટે કરવી જોઇયે ?

( વળી પાન ફેરવે છે. )

**न लङ्घयेद्वत्सतन्त्रीं**

એ તો ઠીક; કે વાછરડું કદાચ કૂદે તો પડી જવાય. પણ આનો શો અર્થ કે

**नेक्षेतोद्यन्तमादित्यं नास्तं यन्तं कदाचन**

ઉગતા અને આથમતા રવિએ તો કેટકેટલા રસિકોને મુગ્ધ કર્યા છે! મ્હને લાગે છે કે મનુમહાત્મા જબરા અરસિક હતા. માણસો એશઆરામ અને ત્હેને પરિણામે આખરે પતિત થાય એવા બધા જ રસ્તાઓને એમણે એકસામટા ત્યાજ્ય કરી નાંખ્યા. નહિ તો વળી **रजसाभिलुप्तां नारीं नरस्य ह्युपगच्छतः। प्रज्ञा तेजो बलंचक्षुरायुश्चैव प्रहीयते॥** આટલું બધું કહી નાંખવાનો શો અર્થ ? માત્ર આટલું જ કે આવું કહી નાંખે તો રજસ્વલા સ્ત્રીની સામે પણ કોઇ જુએ નહિ અને બીજો કોઇ દોષ પણ થાય નહિ. તે માણસો શું એટલા અસંયમી થતાં હશે ખરાં કે આવા પ્રતિબંધની જરૂર પડે છે ? કોઇ સમાજશાસ્ત્રી આમ આપણને હલકાં માની લે એ આપણી વર્તમાન યુગની બુદ્ધિ તો સહી પણ નથી શકતી. અને સવાલ એ છે કે માણસ જો જાણતો હોય કે પોતે શુદ્ધ રહી શકે છે તો શા સારૂ આવા વચનને માન આપે ?

( થોડી વાર રહી ) આ બે જમાનાનો એ જ ફેર છે.સમાજને ખાતર એ લોક વ્યક્તિઓનો ભોગ આપતા. આપણે તેમ નથી કરતા. ઉલ્ટું વ્યક્તિઓને આપણે સ્વતંત્રતા આપીયે છિયે.

( બેસે છે ને વિચારમાં પડે છે. )

હા, ખરી વાત છે. સમાજ વિશુદ્ધ રહે એ માટે થોડીક વ્યક્તિઓની છૂટનો ભોગ આપવો જ પડે. અને એ પણ કદાચ સાચું હશે કે આવા નિયમોને લીધે જ સમાજનો મોટો ભાગ શુદ્ધ રહે છે.નિયમો ન હોય છતાં શુદ્ધ રહે એવા સદંતર સારા માણસો અને નિયમો છતાં અશુદ્ધ જીવન ગાળ્યે જ જાય એવા સદંતર ખરાબ માણસો તો થોડા જ છે. બાકીના બધાને તો નિયમો જ શુદ્ધ રાખે છે. અને આપણે ગમે એટલો પ્રમાદ કરીયે પણ જૂની સમાજવ્યવસ્થા વધારે સંતોષકારક હતી એમ તો કબૂલવું જ પડે છે. એ શું સાચું નથી કે આટલી બધી સ્વતંત્રતા મળ્યા છતા પણ આપણે સંસ્કૃતિમા જરાયે આગળ નથી વધ્યા ?

( બારીએ જાય છે. નીચેથી:

**नमोब्राह्मणेभ्यो राजन्येभ्यश्चवो नमोनमः सूतेभ्यो विश्येभ्यश्च वो नमो नमस्तक्षभ्यो रथकारेभ्यश्च वो नमोनमः**

**कुलालेभ्यः कर्मारेभ्यश्च वो नमोनमो......**

એવા મંત્રોચ્ચારો સંભળાય છે. નવનીતભાઈ તે સાંભળી રહે છે. )

જોયું ને, આ લોક સુથાર અને કુંભારોને નમસ્કાર કરતા હતા. 'સૌ લોક સમાન છે' એ આપણા સિદ્ધાંતની પણ એ લોક આગળ ગયા ને ત્હેમને નમસ્કાર કરતા. હ્રદયની કેટલી બધી ઉચ્ચ સ્થિતિ ? ખરેખર સૈકાઓના વમળમાં થઈ, હિન્દ આજે એ સમાજ-વ્યવસ્થાને લીધે જ ટકી રહ્યું હોવું જોઇયે.

( થોડી વાર રહીને )

પણ લોકો આંખો મીંચી આચારવિચાર પાળે એ મ્હને નથી ગમતું.

( ગીનળ સામું જુએ છે. )

આ ગીનળ તો ઠીક છે પણ બીજાં ઘણાં પોતે શું કરે છે ત્હેનો અર્થ પણ સમજતાં નથી. એમ વગર સમજ્યે ક્રિયાઓ કરવાથી શો ફાયદો ?

( પાછા જઈ કોચ પર પડે છે. )

ટાગોર પણ કહે છે ને કે

" રુદ્ધદ્વારમન્દિરને ખૂણે કોને તું આરાધે ?
નયન ઉઘાડી જો તું ઈશ્વર સમ્મુખ તો ન બિરાજે."

( જરા વાર પછી )

પણ એમ પણ ખરૂં ને કે ભક્ત પથ્થરને ફુલો ચઢાવે કે ખરેખર ઇશ્વરને ફુલો ચઢાવે એથી ભક્ત કે ઇશ્વર એકેની સ્થિતિમાં ફેર નથી થતો. ઇશ્વરને તો ફુલો ચઢે કે ન ચઢે એ સરખું જ હશે અને ભક્તનું હ્રદય તો એથી એટલુ વધારે પવિત્ર બની જાય છે. માણસ બીલકુલ ફુલો ન ચઢાવે તે કરતાં આ સ્થિતિ વધારે સારી નથી ? આપણે આપણી બુદ્ધિની શંકાઓને બ્હાને રોજરોજ કદાચ આપણા હલકા સ્વભાવને પોષીયે છિયે.

( નીચે આરતી થતી હોય છે તે બંધ પડે છે. બ્રાહ્મણો શાંતિવચન બોલવા માંડે છે ને થોડી વાર પછી બધું સમેટી ચાલ્યા જાય છે; ઘરમાં ફરી વાર સુનકાર મચે છે ને વેદિમાંથી નીકળતી સુગંધ રહી જાય છે. )

પણ મ્હને એ પણ નથી સમજાતું કે આપણું મન પવિત્ર હોય તો આ બધી ક્રિયાઓનું શું કામ ? એ શાસ્ત્રવચનો અને બ્રાહ્મણવચનો તો કોઇ વાર મનને મુંઝવી નાંખે છે. એક જણ કહે છે કે:

**गंगा गंगेति यो ब्रूयाद्योजनानां शतैरपि।**
**मुच्यते सर्व पापेभ्यो ब्रह्मलोकं च गच्छति ॥**

તે ગંગાના નામ માત્રથી પાપો શમી જતાં હોય તો પાપ કરનારને ફીકર શા માટે રાખવી જોઇયે ? આવું તે કાંઇ મનાય ? પછી ઘરડાંઓ કહે છે કે શાસ્ત્રમાં શ્રદ્ધા નથી રાખતા તે શ્રદ્ધા તે કેમ રહે ?

(મીનળ આરતી અને પ્રસાદની થાળ લઇને આવે છે. આરતીનું અજવાળું એના મ્હોં પર પડે છે )

તહમને કેમ છે ? તાવ ચડયો ?

**મીનળઃ** હ્યે, આચકા લ્યો.

(નવનીતભાઇ મીનળ સામું જોતો આચકા, ને પ્રસાદ લે છે.)

**નવનીતઃ** ત્હમને કેમ છે ? તાવ ઉતર્યો ?

**મીનળઃ** તાવ તો ક્યારનો ઉતરી ગયો; ને આજ તો અશક્તિયે નથી લાગતી. એવું સારૂં સારૂં લાગે છે.

(નવનીતભાઇ મીનળ સામું જોઇ રહે છે. મીનળ તે સમજે છે ને જરાક હસે છે. આરતી અને થાળ મેજ પર મૂકે છે ને અંબોડો સમો કરતી ઉભી રહે છે.)

હા, ગુરુદેવે શાંતિ કરી. પણ ત્હમને બહુ સૂનું લાગ્યું હશે, ખરું ?

(નવનીતભાઇ મીનળના હાથ પકડી ખેંચે છે ને ત્હેને પોતાની પાસે બેસાડે છે.)

**નવનીતઃ** મીનળ, ત્હમે આજે બહુ જ સુન્દર લાગો છો, હં.

(મીનળ નવનીતભાઈ સામું સાનંદ જોઇ રહે છે.)

[ પડદો પડે છે. ]

---

## પ્રવેશ ૩

[ સ્થળઃ સૂવાનો ઓરડો. સમયઃ રાત્રિ. મીનળ અને નવનીતભાઈ બેઠાં છે. ]

**નવનીતઃ** મીનળ, ત્હમે ન હોત તો કોણ જાણે મ્હારૂં શું થાત ?

**મીનળઃ** ત્હમે એમ કહી મ્હને નીચી શા સારૂ પાડો છો?

**નવઃ** ના, ખરેખર હું સાચું જ કહું છું. છેલ્લાં છેલ્લાં વર્ષોમાં મ્હારા હૃદયમાં જે વ્યથા થતી હતી તે હવે શમવા માંડી હોય એમ લાગે છે, ને મ્હારૂં ચિત્ત પ્રસન્ન રહે છે. હું ધારૂં છું કે ત્હમે મ્હને ધર્મમાં આટલી પણ શ્રદ્ધા રાખતો કર્યો ન હોત તો મ્હારો શોક કદી ન ઉતરત.

**મીનળઃ** કેવું સારૂં થયું! સાસુજી પણ કહે છે કે ધર્મમાં શ્રદ્ધા રાખવાથી જ આપણા ઘરમાં હવે બધું શુભ થાય છે. ત્યારે આપણે સોમયાગ નહિ તો પૂર્ણમાસ યાગ કરીશું. પ્હેલાં તો દરેક જણને એ કરવો પડતો.

**નવઃ** ના, ના, મ્હને હજી એટલી શ્રદ્ધા નથી. હું તો માનું છું કે મ્હારી શ્રદ્ધા છે તેવી પણ ઘણી જ ભૂલી છે અને હું વિચાર કરૂં છું ત્યારે તો મ્હારી શ્રદ્ધા બધી જ ઓગળતી લાગે છે. ત્હમને યાદ છે એક વાર ત્હમે મ્હને વાછરડાની દોર કૂદવાનો પ્રસંગ કહેલો ?

**મીનળઃ** હા, તે ખરો છે; તેથી જ ધાડીએ ચોરી કરેલી.

**નવઃ** ના, હજી હું એ માની નથી શકતો; અને વારંવાર એક તરફથી મ્હને મનુસ્મૃતિનું વાકય યાદ આવે છે કે

न लङ्घयेद्वत्सतन्त्रीं

ને એ વિશેની ત્હમારી લોકવાયકા તાજી થાય છે અને બીજી બાજૂથી તર્કશાસ્ત્રીઓ આ રીતના તર્કને काकतालीय न्याय કહી ઓળખાવે છે.

**મીનળઃ** પણ એમાં તર્કને અવકાશ જ નથી. તે દિવસે આપણે વ્હાંચું વાંચ્યું કે

पुराणं मानवो धर्मः साङ्गो वेदश्चिकित्सितम् ।<br>
आज्ञासिद्धानि चत्वारि न हन्तव्यानि हेतुभिः॥

તર્ક કરીને એ શાસ્ત્રવચનોનો ઉચ્છેદ કરવો નહિ એમ એ શાસ્ત્રીઓ જ નથી કહેતા ?

**નવઃ** ત્હમારી વાત ખરી હશે પણ આજની નવીન સંસ્કારોમાં ઉછરેલી મ્હારી બુદ્ધિ એમ માની નથી જતી; અને કોઇ વાર ચીંધાટ કરી મૂકે છે.

**મીનળઃ** ના, ના, એવું કરૂં નહિ. ત્હમારા જેવા તો મનને વશ કરી શકે.

**નવઃ** મીનળ, એ કંઇ ત્હમારે ખાતર કરવાની વાત છે ? અને છતાં ત્હમે કહો તો તેમ કરૂં.

મીનળ: ના, મ્હારા એકલાની ખાતર નહિ; પણ સાસુજી પણ એવું જાણે તો કેટલાં દિલગીર થાય. અને શું ખરેખર ત્હમને ધર્મમાં શ્રદ્ધા નથી?

( મીનળનું મ્હોં પડી જાય છે. )

નવ: મીનળ, ત્હમે એમ દુઃખી ન થશો. પણ સાચું કહું તો હજી ત્હમારા જેટલી શ્રદ્ધા મ્હને નથી. કોઇ વાર એ શ્રદ્ધાને લીધે હું સંપૂર્ણ સ્વાસ્થ્ય મેળવું છું, ત્હમારી સાથે હોઉં ને જેટલી હોય છે તેટલી નિર્ભયતા અનુભવું છું પણ પાછું કોઇક વાર મેં કહ્યું તેમ બુદ્ધિ બંડ કરી ઉઠે છે; ને મ્હને લાગે છે કે કોઇ સમુદ્રમાં અંધારૂં થયું છે ને હું તણાઉં છું. મ્હારી આસપાસ ઘણી ચીજો તરતી લાગે છે પણ તે તારનારી છે કે ડુબાડનારી છે તે સમજાતું નથી અને સમુદ્રની પ્રચંડ છોળો તો આવ્યે જાય છે. ને આ નહિ તો પેલી તો જરૂર મ્હને ડુબાડશે એવી બ્હીક રહ્યાં કરે છે.

( અટકે છે. )

મીનળ: ના, ના, ત્હમે એવો કશો જ ભય ન રાખશો. ત્હમે તર્ક વધારે કરો છો એટલે ત્હમને શંકા ને ભય વધારે થાય છે. શંકરાચાર્ય તો કહે છે કે મરણ પાસે આવે ત્યારે તર્ક કામ ન લાગે, પણ ગોવિંદને ભજવા જોઇયે. ત્હમને એ યાદ છે ને? સુન્દર છે.

નવ: ના, યાદ નથી, બોલો જોઇયે.

( મીનળ સ્વસ્થ થાય છે અને સુન્દર કંઠે ગાવા માંડે છે. )

મીનળ: ભજગોવિંદં ભજગોવિંદં

ભજગોવિંદં મૂઢમતે

પ્રાપ્તે સંનિહિતે મરણે

નહિ નહિ રક્ષતિ ડુકૃઞ્ કરણે.

પણ ચાલો, કંઇ શરસ વાંચું ત્હમને ગમે એવું. વાંચું?

નવ: હા.

( મીનળ ઉભી થાય છે ને એક પુસ્તક લઇ બેસે છે. )

એ શું છે?

મીનળ: ઋગ્વેદનું દેવીસુક્ત. ત્હમે સાંભળ્યું છે? શરદમાં દેવીપૂજા વખતે કદાચ સાંભળ્યું હશે.

નવનીત: ના.

મીનળ: અમ્ભૃણ ઋષિની કન્યા વાક્ આ સૂક્તના ઋષિ છે. એ કહે છે:

अहंरुद्रेभिर्वसुभिश्चरामि
अहमादित्यैरुत विश्वदेवैः
अहंमित्रावरुणोभा विभर्मि
अहमिन्द्राग्नी अहमश्विनोभा
अहंरुद्राय धनुरातनोमि
ब्रह्मद्विषे शरवे हन्त वा उ
अहं जनाय समदं कृणोमि
अहंद्यावापृथिवी आविवेश

એ કહે છે કે રૂદ્રો અને વસુઓ, આદિત્યો અને વિશ્વદેવો સાથે હું ફરૂં છું; મિત્ર વરૂણ અને ઇન્દ્ર તથા અશ્વિનોને હું ધારણ કરૂં છું. પછી આગળ કહે છે કે બ્રાહ્મણોના શત્રુઓના વિનાશ માટે રૂદ્રનું ધનુષ્ય હું જ ખેંચુ છું. માણસના કલ્યાણ માટે હું લડું છું અને હું પૃથ્વી અને મૃત્યુલોકમાં રહું છું.

(અટકે છે.)

નવનીત: કલ્પના ઘણી જ્વલંત છે. કેટલી પ્રબળ શક્તિ કલ્પી છે. બસ, પૂરૂં થયું?

મીનળ: આગળ છે હજી.

अहं सुवे पितरमस्य मूर्द्धन्
मम योनिरप्सु अन्तः समुद्रे
ततो वितिष्ठे भुवनानि विश्वा
उतामूं द्यां वर्ष्मणेपि स्पृशामि
अहं एव वात इव प्रवामि
आरभमाणा भुवनानि विश्वा
परो दिवा पर एना पृथिव्या
एतावती महिमा सम्बभूव

મેં ઉર્ધ્વભાગે પિતા દ્યૌનો પ્રસવ કર્યો છે; સમુદ્રમાં મ્હારો ગર્ભ છે; વિશ્વભુવનમાં મેં પ્રવેશ કર્યો છે; દ્યુલોકને હું સ્પર્શ કરૂં છું; વિશ્વભુવન રચવા હું પવનની માફક ફરૂં છું: પૃથ્વીથી પર, દ્યુથી પર, સર્વત્ર હું મ્હારા મહિમા દ્વારા ઉત્પન્ન થાઉં છું.

( નવનીતભાઇ મીનળને જોઇ રહે છે. મીનળ પુસ્તક બંધ કરે છે અને ત્હેની આંખો લઇ આંખે અડાડે છે. )

નવનીત: મીનળ, પેલું વાક્ય યાદ છે:

·द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते.

મીનળ: હા, કેમ?

નવનીત: ત્હમે આમ ભક્તિભાવે વાંચતાં હતાં ત્યારે મ્હને એ વાક્ય સાંભર્યું. ત્હમે અને હું બેઉ એક

વૃક્ષ પર બેઠાં છિયે; ત્હમે મીઠું ફળ ખાવ છો ને હું વગર ખાયે જોયા કરૂં છું.

(મીનળ નવનીતભાઈ પાસે જાય છે.)

મીનળઃ ત્હમે એવું ન બોલશો. ત્હમે ધારો તો ત્હમે પણ એ ખાઇ શકો છો. હા, હા, ત્હમે જરુર જ એ ખાશો ને મ્હારાથી વધારે. પછી હું કેટલી બધી સુખી થઇશ !

(નવનીતલાલ મીનળને જોઈ રહે છે.)

નવનીતઃ મીનળ, અને ધારો કે કદાચ મ્હારાથી એવી શ્રદ્ધા ન જ રખાઈ તો શું ખરેખર ત્હમે દુઃખી થશો ?

મીનળઃ ના, પણ રખાશે જ; એ તો મ્હારી ખાત્રી છે.

નવનીતઃ હા, પણ હું તો ખાલી ધારણારૂપે પૂછું છું. તો શું ત્હમને ખરેખર દુઃખ થાય ?

મીનળઃ દુઃખ તો થાય ને ?

નવઃ પણ પતિ નાસ્તિક હોય ત્હેમાં પત્નીને શું ? અંગ્રેજ લોકોમાં તો પતિ કેથોલિક હોય ને પત્ની પ્રોટેસ્ટંટ હોઈ શકે; ને કોઇ વાર તો એમાંથી એક સાવ નાસ્તિક પણ હોય છે. એ લોકોની જેમ હું ત્હમારી ક્રિયાઓની આડે ન આવું પછી ત્હમારે દુઃખી શા સારૂ થવું જોઇયે ? લગ્ન થાય એટલે શું પુરુષ–સ્ત્રીએ પોતપોતાની સ્વતંત્રતા વેચી દેવી ? અંગ્રેજો તો એમ નથી કરતાં.

(મીનળ ઉશ્કેરાતી હોય એમ લાગે છે.)

મીનળઃ એમનાં તે કાંઇ લગ્ન છે ! અંગ્રેજોને વળી લગ્નનું શું ભાન ? કેટલાકો દિવસ દિવસે લગ્ન કરે છે તે ને એમના લગ્નમાં કંઈ જ ફેર નથી.

નવઃ પણ ત્હમે એમ ઉશ્કેરાઇને શા સારૂ બોલો છો ?

(મીનળ જરા શાંત પડવાનો ડોળ કરે છે.)

મીનળઃ જુઓને દરરોજના લગ્નમાં ફક્ત શરીરનાં લગ્ન થાય છે ને ત્હમારા અંગ્રેજો પણ શરીરનાં જ લગ્ન કરે છે. એ લોકોને આપણા

સખાયૌ સપ્તપદાવભૂવ સખ્યં

ના શબ્દનું શું ભાન હોય ? આપણે પ્રાણોથી લગ્ન કરીએ છિયે, ને એ લોકનાં તો ખાલી શરીરનાં જ લગ્ન થાય છે.

નવઃ એ બધું ખરું, પણ એમાં ત્હમારે દુઃખી શા સારૂ થવું પડે એ ન આવ્યું.

મીનળઃ કેમ વળી, હું ત્હમારી સ્ત્રી થઇ ત્હમારામાં આટલી શ્રદ્ધાયે ન મૂકી શકું તે દુઃખી તો થવાય જ ને ? પુરુષમાં શ્રદ્ધા પૂરવી એ તો સ્ત્રીનો આદિ ધર્મ છે.

નવઃ અને હું ત્હમારો પતિ થઇને ત્હમને મ્હારા વિચારનાં કરી ન શકું તે મ્હને દુઃખ નહિ થાય ?

(મીનળ ચીઢાય છે.)

મીનળઃ તે હા, હું સાચું કહું છે કે આખરે ત્હમે નહિ જ બદલાવ તો મ્હારે ત્હમારા મતના થવું જ પડશે. અમે સ્ત્રીઓ બીજું કરી પણ શું શકીએ ?

નવઃ તે શું હું આવો ને આવો જ રહ્યો તો ત્હમે ત્હમારાં દેવલાં કૂવામાં નાંખી દઇ મ્હને અનુસરશો એમ ?

મીનળઃ હાસ્તો, દરેક વાતમાં અમે એમ જ કરતાં આવ્યાં છિયે તે આમાં પણ એમ કરશું. સ્ત્રીએ એના પતિને અનુસરવું જ પડે.

નવઃ એ જ ન્યાયે મીસીસ વર્તમાને દારૂ પીવા માંડ્યો હતો, ખરૂ ને ?

મીનળઃ તે ત્હેમાં શું થયું ? એણે તો પાત ખાતર માત્ર દેહને જ અભડાવી, પણ કેટકેટલી હિન્દુ સ્ત્રીઓ પતિ માટે ભવોભવનાં નર્ક વેઠે છે ?

નવઃ મીનળ, ત્હમે શું પછી ત્હમારી સ્થિતિને નર્ક કહેશો ?

મીનળઃ ત્હમને ગીતાવાક્ય નથી યાદ આવતું કે

स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः

સ્ત્રીને ખરાબ પ્રજા થાય તે કરતાં વધારે ભૂંડું નર્ક શું હોય ?

(અંદરથી "વહુ, દીકરા, હજી નથી સુતાં"ની બૂમ સંભળાય છે.)

ચાલો, સાસુજી ચિન્તા કરશે, આપણે સુઈ જઇયે.

[પડદો પડે છે.]

## પ્રવેશ ૪

[ સમયઃ સ્હવાર. સ્થળઃ ચોક. બધે આસોપાલવનાં તોરણો બાંધ્યાં છે. ચોકમાં યજ્ઞશાળા રચી છે. ત્હેમાં પૂર્ણમાસ યજ્ઞ થાય છે. એક યજુર્વેદી અધ્વર્યુ આહુતિ આપે છે; ઋગ્વેદી હોતા મંત્રો ભણે છે; બે ઋત્વિજો વિષ્ણુક્રમ પ્રક્રમાનુની તૈયારી કરે છે. એક પાટલા ઉપર નવનીતભાઈ અને ત્હેની પાસેના પાટલા ઉપર મીનળ બેઠાં છે. નવનીતભાઈએ પીતાંબર પહેર્યું છે ને કસબી શાલ ઓઢી છે. મીનળે અમર પહેર્યું છે ને અલંકારોથી અંગેઅંગ મઢ્યું છે. બેઉના લલાટ પર કંકુના મ્હોટા ચાંદલાઓ છે ને તે ઉપર અક્ષત ચોડ્યા છે. ત્હેમની સામે વેદિમાં અગ્નિ પ્રકાશે છે. વેદિ ઉપર ફૂલો અને પ્રસ્તર દાભ તથા ચંદન વિ. ના છાટાઓ છે. પાસે પૂજાની વિવિધ સામગ્રીઓ છે. એક બાજૂએ એક શેતરંજી પર થોડાક પુરૂષો બેઠા છે અને બીજી બાજુએ દરબાર સ્ત્રીઓ છે. એક બ્રાહ્મણ ઉભો થાય છે ને હાજર રહેલા લોકોનું ધ્યાન ખેંચતો હોય તેમ જોરથી ખોંખારો કરે છે. બધા બ્રાહ્મણો ઉભા થાય છે. ]

**બીજો બ્રાહ્મણઃ** ચાલો, હવે વિષ્ણુક્રમ પ્રક્રમણ થાય છે. ચાલો, ભાઇ ત્હમે ઉભા થાવ.

( નવનીતભાઇ પૂર્વ દિશા તરફ જોતા ઉભા થાય છે. )

**બ્રાહ્મણોઃ**

**यस्यत्रीपूर्णा मधुना पदान्यक्षीयमाणा स्वधया मदन्ति**
**यउ त्रिधातु पृथिवीमुत द्यामेको दाधार भुवनानि विश्वा**

( નવનીતભાઈ ત્રણ ડગલાં ભરી આહ્વનીય સુધીની જગા ફરે છે પછી ફરે છે અને ગાર્હપત્ય અગ્નિની अयमग्निर्गृहपतिर्गार्हपत्यः ઇ. પ્રાર્થના કરે છે. મીનળ ત્હેને વિજયી નજરે નીરખી રહે છે. એક બ્રાહ્મણ યજમાનનું વ્રત વિસર્જન કરાવે છેઃ પછી બે બ્રાહ્મણો આગળ આવે છે. )

**એક બ્રાહ્મણઃ** यज्ञेन वै देवाः इमां जितिं जिग्युः॥
યજ્ઞ વડે દેવો જીત્યા હતા.

**બીજો બ્રાહ્મણઃ** अक्षय्यं ह वै सुकृतं चातुर्मास्य याजिनो भवन्ति ॥
ચાતુર્માસ યજ્ઞ કરવા થકી અક્ષય્ય પુણ્ય પ્રાપ્ત થાય છે.

**બધા બ્રાહ્મણોઃ** ॐ शांतिः शांतिः शांतिः
यजमानः सुखिनो भवन्तु.

**એક બ્રાહ્મણઃ** ( આહ્વનીયમાં સમિત નાંખતો ) મ્હોટી બ્હેન, ચાલો હવે બહાર જઇ મ્હોટાભાઇને અને મ્હને આ પુરોડાશ આપો.

( મીનળ પુરોડાશનું વાસણ લઈ ચાલે છે એટલે બધા બ્રાહ્મણો યજ્ઞશાળામાંથી બહાર આવે છે. મીનળ નવનીતભાઇ તથા એક બ્રાહ્મણને પુરોડાશ આપવા માંડે છે એટલામાં તારવાળો આવે છે અને તાર આપે છે. બ્રાહ્મણ પુરોડાશ લે છે અને ખાઇ જાય છે પણ નવનીતભાઇ તાર વાંચવામાં પડે છે.)

**નવનીતઃ** મીનળ, શિરીષભાઇ અને બધાં અત્યારે આવે છે.

( મીનળ પુરોડાશનું વાસણ હાથમાં લઈ ઉભી છે, ત્હેને નવનીતભાઇ તાર આપવા જાય છે એટલે અચાનક હાથ વાગવાથી વાસણ પડી જાય છે અને પુરોડાશ જમીન પર ઢળી જાય છે. મીનળ ઝ્હીલા મ્હોંએ ઉભી રહે છે. )

**એક બ્રાહ્મણઃ** અરરરરર, યજમાન હવિઃશેષ ખાય નહિ ત્યાં લગી યજ્ઞ પુરો થયો ગણાય નહિ. હવે શું થશે?

( મીનળ રોવા જેવી થઈ જાય છે; એટલે એક બ્રાહ્મણ યજ્ઞશાળામાં જાય છે અને કોઇ જાણે નહિ તેમ નવો પુરોડાશ તૈયાર કરી પાછો આવે છે અને એક વાટકી મીનળને આપે છે. )

**બ્રાહ્મણઃ** મ્હોટી બ્હેન, લ્યો. લ્યો આ વધ્યું હતું તે ભાઇને આપો.

( મીનળનું મ્હોં જરાક પ્રસન્ન થાય છે. પણ ત્હેનો ઉત્સાહ મંદ પડી ગયો છે. નવનીતભાઇને વાટકીમાંથી તે પુરોડાશ આપે છે અને નવનીતભાઈ તે ખાઈ જાય છે. )

**નવનીતઃ** પણ મીનળ, તેમાં ત્હમે આટલાં દુઃખી શું કામ થાવ છો? ત્હમે કહેશો તો આપણે સોમયજ્ઞ કરીશું, પછી કાંઈ?

( મીનળ ઉત્તર નથી આપતી ને બાજુએ ખસી રહે છે. ઋત્વિજોને દક્ષિણા અને મહેમાનોને તે પ્રસાદ આપે છે અને બધાં ધીરેધીરે વિખરાય છે. એ બધી વાર નવનીતભાઈ મીનળને જોતા ઉભા રહે છે. )

(સ્વગત) આટલી બધી શ્રદ્ધાનું કાંઇ ફળ હશે, ખરું!

( એટલામાં મીનળ આવે છે ને નવનીતભાઇની સામે ઉભી રહે છે. ત્હેનું મ્હોં પડી ગયું છે )

**મીનળઃ** કોણ જાણે મ્હારે આજે આમ કેમ થયું! યજ્ઞોથી તો દેવો જીત્યા હતા.

( થોડી વાર બેઉ ચૂપ રહે છે )

હા, તે ત્હમે માઠું ન લેશો પણ શિરીષભાઇને આ કંઇમાં શ્રદ્ધા નથી તે એમના આવવાના સમાચાર આવ્યા ને પુરોડાશ ઢોળાઇ ગયો.

**નવનીતઃ** કદાચ એમ પણ હોય, પણ આખરે મ્હને તો મ્હારો ભાગ મળ્યો. હવે ત્હમે દિલગીર શા સારૂ થાવ છો?

**મીનળઃ** હા, એટલું ઠીક હતું કે મહારાજે આગળથી થોડો કાઢી લીધો હતો પણ આમ પુરોડાશ ઢોળાઇ જાય એ કેવા અપશુકન કહેવાય? સાસુજી તો કહેતાં હતાં કે પુરોડાશ કે પ્રસાદ ઢળે ને ક્રિયા કરનારનાં ભાગે કૈં ન રહે તો......

(અટકે છે.)

**નવનીતઃ** તો શું!

( મીનળ નીચુ જુએ છે )

એને પુત્ર થતો નહિ હોય, ખરું ને! હા, એજ હશે; મ્હારી ખાત્રી છે.

( મીનળ જવાબ આપ્યા વિના ઉભી રહે છે )

તે શું મીનળ, પુત્ર વિના માણસને ન ચાલે? એટલા ખાતર શું આમ જીવ બાળવાનો હોય?

( મીનળ હજી નિરુત્તર ઉભી રહે છે. નવનીતભાઇ જરા તપ્યા હોય તેમ દેખાય છે. )

મ્હને તો પુત્રની જરુર લાગે છે તે કરતાં ત્હમે પ્રફુલ્લ રહો એની વધારે જરુર લાગે છે.

**મીનળઃ** ના, એવું કાંઈ જ નહિ. પુત્ર વગર તો સાતે પેઢીની અવગતિ થાય ને મ્હને ગમે તેમ થાય તેથી કૈં તેમ નહિ થાય.

**નવનીતઃ** મીનળ, મ્હારી સાતે પેઢીની તો જેવી ગતિ થવાની હતી તેવી થઇ ગઇ છે; પણ ત્હમને હું આમ નિરાશ થતાં જોઉં છું ત્યારે મ્હારી ગતિ સારી નથી થતી. માણસે સાચેસાચ પ્રફુલ્લ રહેવું જોઇએ. એ જ એનો ખરો ધર્મ છે.

**મીનળઃ** ને બીજું કાંઇ નહિ?

**નવનીતઃ** ( ધીરધીરે ) બીજું...બીજું બધું પછી.

( મીનળ અંદર ચાલી જાય છે. નવનીતભાઇ ગાદી ઉપર પડે છે. થોડી વારે મીનળ પાછી આવે છે. )

**મીનળઃ** તે શું આપણે આ કર્યું કર્યું ને ત્હમને નકામું લાગે છે?

( નવનીતભાઈ મીનળ સામું જુએ છે. )

**નવનીતઃ** મીનળ, મેં એવું વળી ક્યારે કહ્યું? ઉલટું મેં તો કહ્યું હતું કે આપણે સોમયજ્ઞ પણ કરીશું, હું તો એટલું જ કહેતો હતો કે ત્હમે દુઃખી થાવ એ મ્હને નથી ગમતું.

( થોડી વાર પછી )

**મીનળઃ** ત્યારે આપણે સોમયાગ કરીશું?

**નવનીતઃ** હા, જરૂર કરીશું. પણ હજી શિરીષભાઇ કેમ નહિ આવ્યો હોય? વખત તો ક્યારનો ભરાઇ ગયો.

**મીનળઃ** તે સાસુજી પૂછતાં હતાં કે ભાઇ આમ અચણચ કેમ આવે છે?

**નવનીતઃ** ના, મ્હને એણે લખ્યું હતું. પણ હું કહેવાનું વીસરી ગયો હતો. એ લોક આ રજા અહિં ગાળશે.

**મીનળઃ** ત્હમે કૈં પણ કહેવાનું વિસરતા નથી ને એમ કેમ થયુ? આવી વાત ત્હમે કૈં વિસરો નહિ. શુ હતું!

( બ્હાર કોઈના આવવાનો અવાજ થાય છે મીનળ વાંકી વળી ડોકિયું કરે છે ને સત્વર ઉભી થાય છે. )

શિરીષ ભાઇ આવ્યા

( શિરીષ દાખલ થાય છે. ત્હેના હાથમાં લોઢાની સાંકળી છે. ત્હેનાથી ખેંચાતું એક કુતરું ત્હેની પાછળ અંદર આવે છે.)

**મીનળઃ** આવો, સારા છો?

**શિરીષઃ** હલ્લો, ત્હમે કેમ છો? ( નવનીતભાઇ તરફ જોઇ) કેમ ભાઈ, સારા છો? મા મઝામાં છે?

**મીનળઃ** હા, મા પૂજામાં છે પણ ન્હાનાભાઇ, ત્હમે એકલા કેમ છો!

**શિરીષઃ** સુહાસ ને કિરિટ તો કાલે આવશે. જંકશને સુહાસને તૈયાર થતાં વાર થઇ એટલે સાથે આવી શકી નહિ. પણ ભાભી, ત્હમે વળી આ બધા શા ઢોંગ માંડયા છે?

( ચોક તરફ આંગળી કરે છે. ) કોઇનાં લગન બગન છે કે શું?

**નવનીતઃ** મીનળ, ભાઇ માટે પાણી મોકલો.

( શિરીષને) કેમ સારો છે? બેસ.

( મીનળ જાય છે. શિરીષ નવનીતભાઈ પાસે બેસે છે. )

**શિરીષઃ** હા, મઝામાં છિયે પણ આ બધું શું છે! ભાભી ને ત્હમે આમ શણગારાયાં છો ને કૈં હોમ થાય છે ને આ બધું

**નવનીતઃ** આજે યજ્ઞ કર્યો હતો.

**શિરીષઃ** યજ્ઞ! ત્હમે પાછો ધરમ પાળવા માંડયો કે શું? સારૂં થયું કે સુહાસ મોડી આવશે. ને હવે તો આ બધું પુરૂં થયું છે ને?

**નવનીતઃ** શિરીષ, તું આમ બોલશે તો મીનળને ખૂબ માઠું લાગશે.

શિરીષ: ને ત્હમને પણ ?

( શિરીષ ટીકીને નવનીતભાઇ તરફ જુએ છે. નવનીતભાઇ પોતાની નજર બીજી તરફ વાળી લે છે. )

નવનીત: ના, મ્હને...મ્હને કૈં ખાસ નહિ.

શિરીષ: ભાભી શું રોજ આવાં ગાંડા કાઢે છે એમ ?

( નવનીતભાઇ બોલતા નથી. શિરીષ ચારેગમ બધું જુએ છે. મીનળ પાણીનો લોટો લઇ આવે છે. )

મીનળ: ન્હાનાભાઇ, ત્હમે હજી કપડાં પણ નથી ઉતાર્યાં ?

શિરીષ: ( જાણે નવાઇ પામતો હોય તેમ ) કપડાં ? શા માટે ? મેં તો હમણાં જ ટ્રેઇનમાં બદલ્યાં છે. હવે તો રાતે જ બદલીશ. કેમ ?

મીનળ: ના કૈં નહિ. હું તો કહેતી હતી કે ત્હમે નિરાંતે બેસી શકત.

શિરીષ: નિરાંત ? અરે હાંરે, મ્હને તો તદ્દન નિરાંત છે. અમને તો કપડાં પહેરી રાખવાની ટેવ પડી ગઇ હોય છે. પણ બેસો તો ખરાં—કે પછી પતિદેવની હાજરીમાં ઉભા જ રહેવું પડે ? તે ભાભી, ત્હમે પગચંપી પણ કરો છો ખરાં કે ?

મીનળ: હાસ્તો, શા સારૂ ન કરીયે ? ત્હમે આ કુતરાંને પંપાળો છો ત્હેના કરતાં વધારે ઉંચા આત્માની સેવા કરીયે છિયે.

શિરીષ: ધુળ. મ્હારી સુહાસ તો એવું કરવાની સાફ ના કહે. ત્હમે માનશો......

મીનળ: ( ઉતાવળે ) હા, શા માટે નહિ માનું !

( શિરીષ હસે છે. )

શિરીષ: હું એમ કહેતો હતો કે એક વાર મ્હને પગે ખૂબ કળતર થતી હતી પણ સુહાસ કૈં પગ ન દાબે. ત્હમે જાણો છો તેમ સુહાસને એવી બહુ ચીઢ છે.

મીનળ: ના, મ્હને તો એની કૈં જ ખબર નથી.

( શિરીષ નવનીતભાઇ સામું જોઇ હસે છે. )

શિરીષ: ભાભી, એ તો "ત્હમે જાણો છો" એમ કહેવાની રીત છે.

મીનળ: પણ સામું માણસ જાણતું હોય તો ત્હમે કહો શા માટે ?

શિરીષ: પણ એ તો ખાલી વિવેક છે.

મીનળ: ને સામું માણસ શું હા કહે કે એ જાણે છે ? ન જાણે તો પણ ?

શિરીષ: હા, વળી જાણે શું, વાતમાં જરાયે ન સમજે તો પણ માથું હલાવવું પડે.

મીનળ: બળ્યો એ વિવેક. તે ત્હમે તો એવું જૂઠું ન આચરશો. આપણે શા સારૂ જૂઠું બોલવું પડે ?

( શિરીષ કૈં જવાબ નથી આપતો ને, મૂંગો બેસી રહે છે. થોડીવારે )

ન્હાનાભાઇ, આજ કેટલા વખતે મળ્યા ? સુહાસ વહુને તો પરણ્યાં ત્યારે દીઠાં હતાં તે જ. ને કિરિટને જોવાનું તો મ્હને કેટલું મન છે ! તે ત્હમે એટલે બધે દૂર શા માટે ગયાં કે વરસો લગી મળાય જ નહિ ?

શિરીષ: અમ્હને લાગ્યું કે વગર ઉપાધિએ જીવવું હોય તો પરદેશ વધારે ઠીક પડે. નહિ ત્યાં રીત-રિવાજો કે નહિ ન્યાતજાત. ફાવે તેમ ફરવું–હરવું.

મીનળ: તો દર વર્ષે અમ્હને સાં તેડાવો. ન્હાની વહુના સીમંતમાં પણ અમ્હને તેડયાં સરખાંયે નહિ. દૂર હતું તો પણ હું તો આવત.

શિરીષ: શેમાં ? સીમંતમાં ?

મીનળ: હા, કેમ ?

શિરીષ: પણ સીમંત કર્યું છે કોણે કે ત્હમને બોલાવું ! ભાભી, અમ્હે તો એ ધતીંગમાં માનતા જ નથી.

( મીનળ ગભરાતી હોય તેમ નવનીતભાઇ સામું જુએ છે. એટલામાં અંદરથી મા શિરીષને હાક પાડી બોલાવે છે ને શિરીષ અંદર જાય છે. )

મીનળ: ન્હાનાભાઇએ એ શું સાચું કહ્યું ?

નવનીત: ત્હેનું શું ?

મીનળ: શું કેમ ? સીમન્તોનયન વગર તો......

( શિરીષ પાછો આવે છે. )

શિરીષ: શું ભાભી, સીમન્તોનયન વગર શું થાય ?

નવનીત: હવે ત્હમે બે જણ સમજી લ્યો. હું તો જાઉં છું.

( નવનીતભાઇ અંદર જાય છે. )

મીનળ: કૈં નહિ.

શિરીષ: ના, ના, ભાભી, કહો તો ખરાં. ત્હમે એવું એવું કહો છો ત્યારે મ્હને ખૂબ જ મઝા પડે છે.

મીનળ: ન્હાનાભાઇ, ત્હમે મ્હોટા થશો પછી આવું નહિ બોલો.

શિરીષ: વારુ, વારુ, પણ સીમન્તો... એ શું હતું ? તે ત્હેના વગર શું થાય ?

મીનળઃ જુઓને મ્હાનાભાઇ, આપણા વડવાઓ કૈં હસી કાઢવા જેટલા મૂરખ ન્હોતા હં. એવા વિદ્વાનો તો હજી કોઇ દેશમાં નથી થયા ને આપણા દેશ વગર બીજે થશે પણ નહિ.

શિરીષઃ એ બધું સાચું હશે. હું ક્યાં ના કહું છું ?

મીનળઃ ત્યારે શા સારૂ હાથે કરી સીમન્ત ન કર્યું ?

શિરીષઃ પણ એ કર્યાથી ફાયદો શો ?

મીનળઃ ફાયદો વળી કેમ નહિ ? એ તો આપણો એક મુખ્ય સંસ્કાર છે. એ વગર બાળકને કેટલી હાની થાય ?

શિરીષઃ બાળકને હાની થાય ? ત્હમે પણ ગજબ છો, ભાભી. અરે, જે બાળક જન્મ્યું પણ નથી ત્હેને વળી હાની શી થઇ શકે ? સીમન્ત તો બાળકના જન્મ પહેલાં થાય તે જ કની ?

મીનળઃ હા, પણ ત્હેમાં શું થયું ? આપણા લોક તો માનતા કે માતા ગર્ભ ધારણ કરે ત્યારથી જ બાળકના સંસ્કારો શરુ થઇ ચૂકે છે.

શિરીષઃ બાળકમાં જીવ પણ આવે તે પહેલાંથી !

મીનળઃ કેમ, ત્હમે એ નથી જોયું કે એક ઘરમાં અમુક જાતના લોક રહી જાય તો એ લોક ગયા પછી પણ એમનું વાતાવરણ રહી જાય છે ? સંસ્કાર અને ભાવનાઓ હવામાં જીવે છે. એ પવિત્ર વાતાવરણની બાળક પર અસર થાય જ. એ તો ત્હમને શ્રદ્ધા નથી બાકી કોઇ જ માણસ વગર સમજ્યે માળા ફેરવે છે ને ભવસાગર તરી જાય છે.

શિરીષઃ ભાભી, એ વાતાવરણની ત્હમારી વાત તો કૈંક અંશે સાચી લાગે છે. અમેરિકાના ડૉ. વર્થલેરે એ જ શોધ કરી છે. પણ મ્હને જે નથી સમજાતું તે આ કે પવિત્ર વાતાવરણ માટે વળી ક્રિયાઓની શી જરુર ? પવિત્ર મન હોય તો બસ છે. વસ્તુ હોય તો વિધાનો બીનજરુરી છે.

મીનળઃ એ એમ કરીને જ ત્હમે લોકે બધું ચુંથી નાંખ્યું. તે ત્હમે શું એમ ધારો છો કે વસ્તુ હોય તો પણ વિધાન વગર બધા લોકોમાં એ ટકી રહી શકે ? તે દિવસ મંગલદાસભાઈ પણ કહેતા હતા કે ઇશ્વરપ્રેમ હોય તો પૂજાનું શું કામ ? પણ ઘણી વાર તો એમ થાય છે કે પૂજા કરે તો વળી ઇશ્વર યાદ પણ આવે. આપણા લોકે સંધ્યાપૂજા મુકી દીધી એટલે ધીરેધીરે ઇશ્વર પણ ભૂલાઇ ગયો. સંધ્યા-પૂજા ખોટી ખોટી પણ રહી હોત તો કોઈ દહાડો સાચા ઇશ્વર દેખા દેત.

શિરીષઃ માફ કરો ભાભી, પણ ત્હમારી એ સંધ્યાપૂજા મ્હને તો ફારસ લાગે છે.

મીનળઃ એવી સુન્દર ભાવનાની ટેવ પાડો તો ખરા; પછી ત્હમે એમ નહિ કહો.

શિરીષઃ અરે પણ એ બધું બને ક્યારે ? કપડાં કાઢી જમવાની ફુરસદ નથી ત્યાં એ બધી ક્રિયાઓ કરવા રહું તો આખો દહાડો ને અર્ધી રાત તો એમાં જ જાય. આ જમાનામાં એ બધું અશક્ય લાગે છે.

મીનળઃ ત્હમે લોક જમાનાનો વાંક શા માટે કાઢતા હશો ? બે કેસ ઓછા હોય તો દશ મિનીટ સ્હવારે મળી શકે. તે શા સારૂ એટલો બધો લોભ કરો છો ? જમાનો તો કૈં બદલાયો નથી; માણસો બગડ્યા છે. પહેલાંના લોકોએ પણ આવો લોભ કર્યો હોત તો કૈં ન થાત.

શિરીષઃ પણ પ્હેલું તો મને એ બધામાં શ્રદ્ધા જ નથી ત્હેનું શું ? તેથી જ સુહાસને સીમંતની મેં ના પાડી હતી.

મીનળઃ તે ત્હમે એવા સંસ્કારો પણ ન કરો એ મ્હને જરા ન ગમ્યું. આપણે આપણા આચારવિચારો કદી છોડવા ન જોઇએ.

( નવનીતભાઇ આવે છે. )

નવનીતઃ ત્યારે ત્હમે જમવાની ગોઠવણ કરો ને. શિરીષ પણ ભૂખ્યો થયો હશે.

( મીનળ જાય છે. બેઉ ભાઇઓ થોડી વાર ચૂપ બેસે છે. થોડી વાર પછી )

શિરીષઃ મ્હોટાભાઇ, મ્હને લાગે છે કે અમે અહિં આવ્યાં એ ભૂલ કરી. અમે માથેરાન જઇએ તો કેમ ? હજી ત્યાંની એકાદ હૉટેલમાં જગો હશે. અને નહિ તો પછી અહિંની કોઈ હૉટેલમાં રહીશું.

નવનીતઃ શિરીષ, ત્હને ખબર છે ને કે મીનળ ત્હમને બધાંને ખૂબ ચાહે છે.

શિરીષઃ ત્હેની હું ક્યાં ના કહું છું ?

નવનીતઃ ત્યારે તું આમ કેમ બોલે છે ? હૉટેલનો માલિક ઓછો ત્હારા વિચારોનો હશે ? તે તું સહી લઇશ ને ?

**શિરીષ:** હા, પણ એ કંઈ અમ્હારી સ્વતંત્રતા ઉપર કોઈ જાતનો અંકુશ નહિ મૂકે.

**નવનીત:** ખરી વાત છે શિરીષ, અહિંયાં જરાતરા અંકુશ રહે ખરો. પણ મીનળના સ્નેહ ખાતર ત્હમે લોક એટલું સહી નહિ લ્યો ? નહિ તો એ અત્યંત દુભાશે.

( થોડી વાર શિરીષ વિચારમાં બેસી રહે છે. પછી-)

**શિરીષ:** મ્હોટાભાઈ, સુહાસને અહિંયાં જરા નહિ ગોઠે. અમે તો પાછાં જતાં રહીશે તો જ સારૂં.

( નવનીતભાઈ વગર બોલ્યે અંદર જાય છે. શિરીષ ત્હેમની પાછળ જાય છે. )

[ પડદો પડે છે. ]

---

## પ્રવેશ ૫

[ સમય: સવાર. સ્થળ: દિવાનખાનું. નવનીતભાઈ છાપું વાંચતા બેઠા છે. મીનળ પ્રવેશ કરે છે એટલે નવનીતભાઇ છાપું ઉંચું મૂકે છે. મીનળ પાસે બેસે છે. ]

**મીનળ:** ત્હમે કંઈ જાણ્યું ?

**નવનીત:** શું ?

**મીનળ:** શિરીષભાઇ રાતે કહેતા હતા કે એ તો કિરિટને જનોઈ પણ નથી આપવાના.

**નવ:** એ તો ત્હમને ચીડવતો હશે.

**મીનળ:** ના, ના, મેં પણ પહેલાં એમ જ ધાર્યું હતું પણ એમણે તો સમ ખાઇ કહ્યું કે સાચું છે.

( નવનીતભાઇ જરા વિચારમાં પડે છે. )

**નવ:** પણ મીનળ, કિરિટનાં જનોઈને તો હજી વાર છે ને ? અત્યારથી એની આવડી ધાંધલ શું કામ જોઇયે ?

**મીનળ:** વાર શેની ? આપણામાં તો આઠમા વર્ષે જનોઇ આપવું જ જોઇયે એટલે આવતી વસન્તમાં મોડામાં મોડું જનોઇ દેવું પડશે.

**નવ:** પણ શિરીષ ના કહેતો હોય તો શું થાય ? અને એમ પણ ખરું ને કે એમાં આપણે શું ?

**મીનળ:** આપણે શું કેમ ? આપણું કુટુંબ એક અને ત્હમે મ્હોટાભાઇ એટલે બધો જ ભાર આપને માથે.

**નવ:** પણ શિરીષ કંઈ મ્હારા હાથમાં છે ? એના ઉપર આપણો એટલો શો હક ?

**મીનળ:** ના, તે ગમે તેમ કરી ત્હમે એમને સમજાવો. ત્હમે કહેશો એટલે માનશે. એકલા ત્હમારૂં કહ્યું એ માને છે.

**નવ:** પણ મીનળ, એમ મ્હારાથી જોરજુલમ કેમ થઈ શકે ? એ મ્હારૂં માન રાખે છે ત્હેનો ગેરલાભ કાંઇ લેવાય ? પછીથી તો એ મ્હારૂં પણ કહ્યું નહિ માને. ત્હમે લોક ગેરવ્યાજબી માંગણી કર્યા કરો છો એટલે એ ત્હમારૂં કહ્યું નથી કરતો. તે ત્હમે આ વાતમાં ખોટો આગ્રહ ન કરો તો સારૂં.

**મીનળ:** પણ ત્હમે એ કેમ નથી જોતા કે બ્રાહ્મણ છોકરો ગાયત્રીનો મંત્ર જાણે નહિ તો......

**નવ:** પણ આપણે એના માસ્તર પાસે એને ગાયત્રી શિખવાડીશું, પછી શું ?

**મીનળ:** ના, તે ન ચાલે. ત્હમને પેલું યાદ નથી આવતું કે

**तमस्ते पापतमः प्रविशन्ति यमविद्वानुपनयते.**

એવા અવિદ્વાન આચાર્યોને લીધે આપણે બધા અંધકારમાંથી અંધકારમાં જઇયે છિયે.

**નવ:** મીનળ, ત્હમને હવે તો ધર્મની ઘેલછા બેઠી છે. ત્યારે આ શિરીષને તો બાપુજીએ જનોઇ આપ્યું હતું છતાં કેમ આવો વિલાયતી થઈ ગયો ?

**મીનળ:** ના, એ જનોઇને લીધે તો એ હજી અટક્યા છે. એ વેદ અને ગાયત્રીના છાંટણાને લીધે હજી આપણાં લોક ટકી રહ્યાં છે. એ એક સંસ્કાર ન કરો એટલે બીજા સારે એને વૃત્તિ ન થાય ને ત્રીજે ભૂલાઇ જાય. તે હા, મ્હને તો શંકા થયા જ કરે છે કે સુહાસ વહુનું સીમન્ત નથી કર્યું તે એના બાળક પર એનું પરિણામ સારૂં નહિ જ આવ્યું હોય.

**નવ:** ( ઉતાવળે ) અરે, અરે મીનળ, ત્હમે આમ શું બોલો છો ? ત્હમે કેટલાં નિર્દય થઈ જાવ છો ? એ બિચારા બાળક વિશે એવું ન બોલશો.

( નવનીતભાઇ ઉઠે છે અને ખંડમાં ફરે છે. થોડીવારે જાણે કોઈને ખાસ કહેતા હોય તેમ નહિ )

એવું જ છે. જ્યારે ધર્મઘેલછા બેસે છે ત્યારે માણસ સામા પક્ષે હમેશ ક્રૂર બને છે. અને એમાં સાચો ધર્મ તો ક્યાંયે અદષ્ટ થઇ જાય છે. કોઇ એક વસ્તુમાં અતિ અંધ મોહ લાગે એટલે એમ જ થાય. પછી સારા નરસાનું ભાન રહે જ નહિ.

( થોડી વાર પછી )

પણ ત્હમે આમ દુઃખ ન કરશો. સૌ થઇ રહેશે. હમણાં એ લોક આવી પહોંચશે. શિરીષ ક્યારનો સ્ટેશને સામો ગયો છે.

( એક ચૂપ બેસી રહે છે. થોડી વારે શિરીષ અને સુહાસિની દાખલ થાય છે. સુહાસની આંગળી પકડી, ઘણાં બધાં કપડાંઓમાં વીંટાયેલો એક બાળક ચાલે છે. મીનળ આગળ જાય છે. )

મીનળઃ આવો સુહાસ વહુ, સારાં છો ?

સુહાસઃ સાહેબજી, ત્હમે કેમ છો ?

( મીનળ હોંસભેર બાળક તરફ ફરી ત્હેને રમાડવા જાય છે એટલે બાળક રડવા માંડે છે. )

સુહાસઃ (ઉતાવળે) હં, હં, એને ન અડશો. એની તો એને બહુ જ બીક છે.

( મીનળ છેવાઇ જાય છે ને વ્હીલી થઇ ઉભી રહે છે સુહાસ અને શિરીષ બાળકને છાનો રાખે છે; પછી બધા બેસે છે. )

નવઃ તે શું શિરીષ, કિરિટને સારૂં નથી રહેતું ? એનું શરીર આમ કેમ છે ?

સુહાસઃ ના; એ તો જન્મથી જ જરા નબળો છે.

( મીનળ નવનીતભાઇ તરફ જુએ છે. નવનીતભાઇ આડું જોવા પ્રયત્ન કરે છે છતાં એની નજર મીનળ તરફ જાય છે. )

નવઃ એટલે કાંઇ રોગ છે ?

સુહાસઃ ના, ખાસ રોગ તો શું પણ જન્મથી જ એના મગજની નસો જરાક નબળી છે તે કોઇવાર મગજ ખાલી પડી જાય છે ને સ્તંભન જેવા થઇ જાય છે. ડાક્ટર કહે છે કે એને લીધે જ એનું શરીર ભરાતું નથી. એ બિચારો આજ સાત-આઠ વર્ષનો થયો પણ કોઇ વાર જરા અમથું હસ્યો પણ નથી.

નવઃ પણ શિરીષ, આમ થવાનું કારણ શું ?

શિરીષઃ કારણ તો કોણ જાણે ! ડાક્ટર કહે છે કે એના જન્મ વખતે સુહાસ માંદી હતી એટલે આમ થયું.

મીનળઃ ના, ના, એવું કૈં નહિ. છેક મરવા પડેલી સ્ત્રીઓને ત્યારે સારાં બાળકો કેમ અવતરે છે ? એ તો ત્હમે સીમન્ત ન કર્યું તે આમ થયું.

નવઃ મીનળ !

શિરીષઃ ભાભી, એ બધાં ત્હમારાં મનનાં ભૂત છે ચલો મ્હોટાભાઇ, આપણે અંદર જઇએ. આ લોક ભલે અહિં બેસે.

સુહાસઃ ( શિરીષને ) ના, ના, ત્હમે અહિં જ બેસો. મ્હને એકલું અહિં નહિ ગમે.

( મીનળને ) ત્હમે એમ ધારો છો કે સીમન્ત ન કર્યું એથી કિરિટને આમ થયું હશે એમ ?

મીનળઃ એમાં વળી ધારવાનું શું હોય ? આપણાં શાસ્ત્રો જ એમ કહે છે અને એથી જ હું કાલની શિરીષભાઇને કહ્યાં કરૂં છું કે કિરિટને જનોઈ આપવું પણ એ એકના બે નથી થતા.

સુહાસઃ અને જનોઇ ન આપીએ તો શું થાય ?

મીનળઃ શું થાય તે તો કોણ જાણે ? આવું જ કાંઇ થતું હશે. તે આપણા બાળક પર એના અખતરા થોડા થાય છે ?

( સુહાસ વિચારમાં પડે છે. થોડીવારે )

સુહાસઃ હા, ખરી વાત છે; આપણા બાળક પર આપણાથી અખતરા તો ન જ થાય. કોણ જાણે અત્યાર લગી મ્હને આ કેમ સૂઝ્યું નહિ હોય. કદાચ ત્હમારી વાત ખરી હશે. (શિરીષને) હેં શિરીષ, એ કદાચ સાચું હશે કે સીમન્ત ન કર્યું તેથી કિરિટને આવું થયું ?

શિરીષઃ ખરે તું કાંઇ ગાંડી થઇ છે ? એમ ક્રિયા ન કર્યે માણસનું નસીબ નક્કી થઇ જાય તો થઇ જ રહ્યું ને !

સુહાસઃ ના, એ નજરે એ કૈં એક ક્રિયાની વાત થોડી છે ? આપણા ઘરમાં જે વિચારો થાય તે બધાની જ અસર થાય ને ! આપણે સાવ નાસ્તિક થઇ ગયા એટલે આમ થાય પણ ખરૂં.

મીનળઃ હું પણ એ જ કહ્યા કરૂં છું.

શિરીષઃ સુહાસ, તું એ બધા વ્હેમ પાળીશ તે મ્હને જરા નહિ પાલવે. મ્હારા સિદ્ધાંતો એથી ઉંધા જ છે.

સુહાસઃ પણ શિરીષ, તું માતાની દૃષ્ટિએ કેમ નથી જોતો ? બાળકને તેં જન્મ આપ્યો હોત તો પણ

શું તું આવું જ કહેત ? એ બધા સિદ્ધાંતોને ત્હારા બાળક પરથી ઓવારી ફેંકી દેવાનું મન ત્હને નથી થતું ?

શિરીષ: પણ એવા મનના વ્હેમ ખાતર મ્હારા જીવનના સિદ્ધાંતો હું કેમ કરી છોડી દઉં ?

સુહાસ: શિરીષ, આપણે નક્કી કેમ કહી શકીએ કે એ બધા વ્હેમ છે ? કદાચ આપણે એક નવા વહેમને વશ થયા હોઈએ એમ પણ હોય.

શિરીષ: સુહાસ, ત્હને તો ભાભીનો ચેપ લાગ્યો છે. હું તો એ જુના વહેમમાં કદી નહિ માનું.

(સુહાસ શિરીષ સામું જોઇ રહે છે.)

સુહાસ: અરે હા, પણ ધાર કે એ બધા વહેમ છે. તેથી શું થયું ? વહેમ પાળવામાં આપણું શું જાય છે ?

શિરીષ: પણ આપણાથી એવા જૂના વહેમ કેં પળાય ?

સુહાસ: હું એમ પૂછું છું શિરીષ, કે કોઈ ગામડિયા વૈદની ધુળની ચપટીથી રોગ મટતો હોય તે તું નહિ મટાડે—કારણ કે તે ગામડિયો છે ? અને વહેમ પાળવામાં હાની થોડી થવાની છે ?

શિરીષ: સુહાસ, તું જ વિચાર કરને આપણે એવું એવું કરતાં થઇયે તો પંડયાને ત્યાંના બધા શું કહે ? મ્હને તો એ નથી ગમતું.

સુહાસ: તે પંડયાને ત્યાંના લોકો તો મ્હારા કિરિટની મશ્કરીઓ પણ કરે છે.

(બધાં કિરિટ સામું જોઇ રહે છે. કિરિટ તેથી હોંસ પામી ગભરાય છે; ને ત્હેનું મ્હોં વધારે ફીકકું પડી જાય છે. સુહાસ ઉભી થઇ ત્હેની પાસે જાય છે.)

મીનળ: ત્યારે ત્હમે કિરિટને જનોઈ આપશો ને !

સુહાસ: હા, મીનળબ્હેન, આપણે જરુર કિરિટને જનોઇ આપશું.

મીનળ: કેવું સારું થયું !

(મીનળ ઉભી થાય છે ને કિરિટ પાસે જાય છે. તે રડતો નથી ને જરાક હસતો હોય તેમ ઉભો રહે છે.)

સુહાસ: શિરીષ, શિરીષ, જોયું ? કિરિટ હસે છે.

નવનીત: (ધીટીવારે) શિરીષ, આ બધાં મનનાં ભૂત છે, નહિ ?

[ પડદો પડે છે. ]

[ સંપૂર્ણ ]



# નાટક અને સંગીત*

ગુજરાત સાહિત્ય સભાના મંત્રી ડૉ. મચ્છરે મને આજ્ઞા કરેલી કે મારે રંગભૂમિ ઉપરના સંગીત વિષે એક ભાષણ સાહિત્ય સભા તરફથી આપવું. તેમાં નાટકમાં સંગીતનું કેટલું સ્થાન છે, હોય તો તે શું છે, તે કેવી જાતનું હોવું જોઇએ, તેમ જ આજની રંગભૂમિના સંગીતમાં કયા કયા ગુણો અને દોષો છે તે બતાવી આજની સંગીતરચનામાં શા શા સુધારા કરવા જોઇએ એ વિષે સૂચનાઓ આપવી, ઇત્યાદિ વિષય ચર્ચવાની મને એમણે સૂચના કરી છે અને એમની આજ્ઞાને અનુસરીને મારાથી બનતો પ્રયત્ન કરવા હું અહીં ઉભો થયો છું. આ વિષય ઉપર ભાષણ કરવાનો મારો સંપૂર્ણ અધિકાર નથી કેમ કે હું થોડુંઘણું સંગીત જાણતો હોઉં તો પણ આજકાલની રંગભૂમિથી, તેમાં વિશેષતઃ ગુજરાતી રંગભૂમિથી, ઘણે ભાગે અપરિચિત છું. તેથી મારા આ પ્રયત્નમાં કાંઇ વિચારદોષો દેખાય તેને માટે આપ ક્ષમા કરશો.

આજકાલ સંગીતનાટક જોવાની પ્રજાની પ્રવૃત્તિ પુષ્કળ વધી છે તેથી નવીન નવીન નાટક મંડળીઓ અસ્તિત્વમાં આવી છે. પણ નાટકોમાં જેવી રીતે હાલમાં સંગીત ગવાય છે તે તરફ જોતાં આધુનિક નાટક સંગીતની ઉન્નતિમાં મદદરૂપ થશે કે નહિ, તે વિષે મને શંકા રહે છે. ગમે તેમ કરીને સંગીતઢાળો ગમે તે રાગમાં બેસાડીને ગાવું એવો આજકાલ ધડાકો ચાલ્યો છે. નાટકકારો અને નાટક મંડળીઓ જો આ તરફ ધ્યાન આપશે તો જ એ વસ્તુ અટકશે. રસનો પરિપોષ કરવામાં સંગીત મદદરૂપ થઇ પડે એવી સંગીતની રચના કરવી જોઇએ. જુદા જુદા રસમાં કયા કયા રાગ વાપરવા તે વિષે નાટકકારે ચોક્કસ રહેવાની જરૂર છે. જો નાટકકારોને તેનો ખ્યાલ ન હોય તેઓએ નાટક રચવામાં કે ભજવવામાં નકામો સમય ગાળવો નહિ, કેમ કે નાટક એ દશ્ય કાવ્ય છે. દશ્ય કાવ્ય કિંચિત્ પરાધીન હોય છે તેથી બહારની સહાયતાથી જ તે દીપી શકે છે; માટે તેને અભિનયની અપેક્ષા છે એમાં કંઈ શંકા નથી. પરંતુ વધારે અભિનય થાય તો રસની હાનિ થાય છે. અભિનયના પણ નિયમો છે. તે નિયમોની સ્વાભાવિકતા ઉપર જો ધ્યાન ન હોય તો કોઇ પણ નટ અભિનયમાં કુશળ ન જ નીવડે. અભિનય એ વસ્તુ નાટકમાં પ્રધાન હોવાથી, તેનો નાશ ન થાય એટલી કાળજી નાટકમાં સંગીતની યોજના કરતી વખતે લેવી જોઇએ.

એ બાબતમાં કેટલાક લોકો એમ માને છે કે નાટકમાં અભિનય પ્રધાન વસ્તુ છે. માટે પ્રયોગ કરતી સમયે કોઇ પ્રકારનું બીજું આકર્ષણ ન થાય તેવી કાળજી લેવી, કેમ કે પોષાકનો ભપકો, સીનસીનરી, સંગીત, એ બધી જ વસ્તુઓ અભિનયને બાધક છે.

આ વિષે બીજો પક્ષ એમ કહે છે કે ભાષા કે અભિનયની મદદ વગર ઇચ્છિત ભાવને વ્યક્ત સ્વરૂપમાં લાવવું એ સંગીતનો મુખ્ય હેતુ છે, તેથી 'સંગીતને નાટકની જંજાળમાં નાંખી તેનું અપમાન ન કરવું'.

એ વિષે ત્રીજો સામાન્ય પક્ષ આ છેઃ નાટક એ જીવનના સમસ્ત અંગનું એક ચિત્ર છે. તેમાં સામાન્ય પ્રસંગો અને ભાવ આવે છે, તેમ જ ઉત્કૃષ્ટ પ્રસંગો અને ભાવ આવે છે. એવા સમયે સામાન્ય પ્રસંગ અને ભાવ પ્રદર્શિત કરવા માટે ભાષા વાપરવી. અને તેને અભિનયની પણ સહાય આપવી. અને જ્યાં ભાષા પોતાનો હેતુ પાર પાડવામાં અશક્ત હોય—એટલે કે જ્યાં કેવળ શબ્દથી ભાવ પ્રગટ થવો અશક્ય હોય ત્યાં સંગીત મારફત જ કામ લેવું યોગ્ય છે.

---

* તા. ૨૨-૩-૧૯૨૫ના રોજ ગુજરાત સાહિત્ય સભામાં આપેલું વ્યાખ્યાન.

હું ઉપર કહી ગયો કે નાટક એ દશ્ય કાવ્ય છે. પણ એનો અર્થ એ કેવળ દશ્ય કાવ્ય જ છે એમ નથી થતો, નહિ તો ચિત્રપટ ઉપર દેખાતી સીનેમાની ફિલમ અને નાટક એ બેમાં કાંઇ જ ફેર ન રહે. સીનેમાનો બધો જ આધાર અભિનય ઉપર હોય છે અને કેવળ અભિનયથી પ્રેક્ષકોને ભાવનાનો બરાબર ખ્યાલ આવવો અશક્ય હોવાથી ફિલમની અંદર પણ વચ્ચે વચ્ચે વાર્તા સ્પષ્ટ કરનાર વાક્યો અને ફકરાઓ લખવા પડે છે. એનો અર્થ એ જ કે અભિનયને વાચાની જોડ મળે તો જ ભાવ બરાબર પ્રકટ થઇ શકે અને નાટકમાં અભિનયની સાથે ભાષા પણ બોલવાની હોવાથી નાટક કેવળ દશ્ય કાવ્ય ન રહેતાં શ્રવ્ય કાવ્ય પણ થાય છે. " કાવ્યેષુ નાટકં રમ્યમ્ " એમ કહેવામાં કવિ એ જ ભાવ પ્રગટ કરે છે. નાટકની અંદર કાવ્યના બધા જ ગુણો હોવા જોઇએ, કેમ કે નાટક એ પણ કાવ્ય જ છે; પણ કાવ્યના ગુણો ઉપરાન્ત તેમાં અભિનયને સ્થાન હોવાથી કાવ્ય કરતાં નાટક રમણીયતામાં ચડી જાય છે. કાઠીઆવાડના બારોટોનાં કાવ્યો છાપીને વાંચીએ તો એ રમણીય તો લાગશે જ; પણ કોઇ વૃદ્ધ બારોટ પોતાના ખડા સૂરમાં પોતાનું વીરશ્રીયુક્ત કાવ્ય અભિનયની સાથે ગાઇ બતાવે તો જે રસ ઉત્પન્ન થઈ શકે છે તેનો અત્યન્ત અલ્પ અંશ પણ કેવળ વાંચનથી ઉત્પન્ન થતો નથી, અને એ દષ્ટિએ જ અભિનયને નાટકમાં સ્થાન છે.

અભિનયને વાણી મદદ કરે છે. વીર, શૃંગાર, કરુણ, કે શાન્ત રસને છાજે એવી ભાષા ન હોય તો અભિનય હાસ્યાસ્પદ થઇ જશે. વીર રસનો અભિનય બરાબર ભજવાતો હોય છતાં એ નટના મ્હોડામાં કરુણ રસનાં વાક્યો હોય તો તેમાંથી સાચે જ હાસ્ય રસ ઉત્પન્ન થશે. એ રીતે ભાષાનું મહત્વ અત્યંત છે; અને જે દષ્ટિએ ભાષાનું મહત્વ છે તે જ દષ્ટિએ સંગીતનું મહત્વ નાટકમાં છે. સીનેમાની ફિલમ કરતાં નાટકમાં ભાવ વધારે પ્રગટ થાય છે. કેમ કે પહેલામાં કેવળ અભિનયને સ્થાન હોય છે, ત્યારે બીજામાં અભિનયની સાથે ભાષાને પણ સ્થાન હોય છે. એથી આગળ ગદ્ય નાટક કરતાં સંગીત નાટક ચડી જાય છે. જ્યાં શબ્દો અટકી પડે છે ત્યાં સંગીતનું કામ શરૂ થાય છે. દાખલા તરીકે જોગી રાગના કેવળ સૂર ગાવાથી કરુણ રસનો જે પ્રવાહ શરૂ થાય છે તે કેવળ ભાષાથી કે અભિનયથી નિર્માણ કરવો અશક્ય છે. અને સંગીતમાં સ્વરની સાથે સાથે શબ્દ, કાવ્ય, અને અભિનયને સ્થાન હોય જ છે. ઉત્તમ રાગમાં સમર્થ ગાયક કેવળ સ્વરથી જ કોઈ પણ રસને મૂર્તિમાન કરી શકે. એમાં વળી એવા ગાયનને સુંદર શબ્દરચના, સુંદર કાવ્ય, અને સુંદર અભિનયનો સાથ મળે તો પછી કહેવું જ શું ? કેવળ ગાયક રંગભૂમિ પર ઓછા નથી હોતા. તેમ જ કેવળ નટ પણ ઘણા હોય છે. પણ ગાયક અને નટ એ બન્નેના ગુણો જેનામાં હોય તે જ સારો અને કુશળ નટ કહેવાય છે. મહારાષ્ટ્રમાં બાલ ગંધર્વ વખણાય છે તે આ કારણસર જ.

સંસ્કારિતા એટલે ચિત્તવૃત્તિનું અનુશીલનઃ એટલે જ ચિત્તવૃત્તિની કેળવણી. સુપ્ત વૃત્તિઓને જાગ્રત કરવી અને ઉન્મત્ત વૃત્તિઓને સંયમિત કરવી એનું જ નામ સંસ્કારિતા. નાટક ભિન્ન ભિન્ન પ્રસંગો પ્રેક્ષકોની દષ્ટિ આગળ લાવી આ સંસ્કારિતા ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરે છે. એમાં અભિનયથી કે બીજા કારણસર, ભાવોનો જ્યારે અતિરેક થાય અને તે ઉન્મત્ત થાય છે ત્યારે તેને સંયમિત કરીને, સ્થાયી સ્વરૂપમાં લાવવાનું કામ સંગીત કરે છે. કોઇ પણ ભાવ સ્થિર ન હોય તો તે અસરકારક નથી થતો. નાટકમાં રંગભૂમિ ઉપર એ-ત્રણ પાત્રો ભેગાં થઇ રોઇને કકળાટ કરે તો પ્રેક્ષકના મનમાં કરુણ રસ ઉત્પન્ન થાય છે. પણ તે કરુણ ભાવ કેવળ રોવાની ક્રિયા સાંભળવાથી જ ઉત્પન્ન થયો હોવાથી ચિરસ્થાયી અને અસરકારક નથી હોતો. તેથી જ આવા પ્રસંગમાં શોકનું ચિત્ર પણ જોગી રાગનું એકાદ પદ નટના મ્હોડામાં રાખી કરુણ રસ ઉત્પન્ન કરવો વધારે જરૂરનો છે. એમ કરવાથી તે કરુણ રસની અસર પ્રેક્ષકોના મન ઉપર સ્થાયી થાય છે.

નાટકના સંગીતની બીજી એક ખુબી એ છે કે નાટકમાં પોતાનું કેવળ સંગીત સ્વરૂપ ભૂલી જઇ સંગીત નાટ્યમય બની જાય છે. એટલે કે કોઈ પણ મિજલસમાં ગવાતું ગવૈયાનું ગીત અને નાટકના સંજોગોમાં ગવાતું ગીત એમાં ઘણો જ ફેર છે. પહેલાં ભજવાઇ ગયેલા વાર્તાપ્રસંગની બેકગ્રાઉન્ડની મદદ નટને સેહેજે મળે છે તેથી કેવળ ગવૈયા કરતાં રસ ઉત્પન્ન કરવાનું કામ નટગાયકને સહેલું થઇ પડે છે. પહેલાંના વાર્તાપ્રસંગમાં અમુક એક જાતનો રસ કે રસસમુચ્ચય ઉત્પન્ન થયો હોવાથી પ્રેક્ષકોનાં મનની ભૂમિકા, ગવાતા સંગીતનો

રસ ગ્રહણ કરવાને માટે તૈયાર થએલી હોય છે, અને એવી તૈયાર મનોભૂમિ અને ચિત્તની એકાગ્રતા પ્રેક્ષકો પાસેથી મળેલી હોવાથી, નટને પોતાનું કામ સંગીત દ્વારા કરવામાં અત્યંત ઓછો શ્રમ પડે છે. એથી ઉલટું, કેવળ ગવૈયાને શૂન્યમાંથી સૃષ્ટિ નિર્માણ કરવી પડે છે. નાટકમાં જે બેકગ્રાઉન્ડ સંવિધાનકથી તૈયાર થએલી હોય છે તે બેકગ્રાઉન્ડ ગાયકને પોતાના ગાયન વડે જ નિર્માણ કરવી પડે છે અને તેથી જ પ્રત્યક્ષ ગાયનની શરૂઆત કરતાં પહેલાં કેવળ સ્વરાલાપ લઈ લાંબા વખત સુધી ગાયકને રાગનું વાતાવરણ ઉત્પન્ન કરવું પડે છે. રાગ ગવાતા પહેલાં "ના-થોમ," "તૂંહી અનંત હરિ" વગેરે પ્રકારો શ્રોતાઓમાં રાગનું વાતાવરણ પેદા કરવા માટે જ ખાસ હોય છે. આ કામ નાટકમાં નટને કરવું પડતું નથી.

અહીં સુધી સંગીતને નાટકમાં કેટલું સ્થાન છે તેની સામાન્ય તાત્ત્વિક ચર્ચા હું કરી ગયો. હિંદુસ્તાન કે યૂરોપના પ્રાચીન કાળથી ચાલતી આવેલી નાટ્યકલાનો ઇતિહાસ આપણે તપાસીએ તો પહેલાંના વખતમાં નાટકમાં સંગીતને શું સ્થાન હતું તેનો બરાબર ખ્યાલ આપણને આવશે.

વિક્રમોર્વશીય નાટકમાં ઉર્વશીની સખી રાજાને કહે છે કે ભરતમુનિના શાપથી ઉર્વશી પૃથ્વી ઉપર ઉતરી; અને ભરતમુનિના ગુસ્સાનું કારણ એ છે કે તેમના 'લક્ષ્મીસ્વયંવર' નાટકમાં લક્ષ્મીનું પાત્ર ભજવતાં ઉર્વશીએ 'પુરુષોત્તમ'ને બદલે 'પુરૂરવસ્' એમ કહ્યું. એ ઉપરથી અહીં એટલું સિદ્ધ કરવાનું છે કે ભરતમુનિ જે નાટ્યશાસ્ત્રના આદ્યપ્રવર્તક હતા તેઓ પોતાના નાટ્યપ્રયોગો અપ્સરા અને ગાંધર્વની સહાયથી કરતા. અર્થાત આ બંને જાતિઓ સંગીતપ્રવીણ હોવાથી તે પ્રયોગો સંગીતમય થતા હતા. તે વખતે નાટકમાં સંગીત હોવું જ જોઇએ એવું અનુમાન નીકળે છે. પરંતુ કેવળ અનુમાન ઉપર એ વાત નથી. ભરત નાટ્યશાસ્ત્રમાં ભરતમુનિએ સંગીતના જુદા જુદા અંગની સઘળી માહિતી પ્રયોગ સાથે આપી છે; એટલું જ નહિ પણ રંગભૂમિ ઉપર સંગીતની રચના કેવી રીતે કરવી એ વિષે પણ સપ્રયોગ માહિતી આપી છે. ( જુઓઃ કાવ્યમાળા, નાટ્યશાસ્ત્ર અધ્યાય ૩૪, પાનું ૪૨૮ ) એ ઉપરાંત પ્રત્યક્ષ દાખલા તરીકે પ્રત્યેક નાટકના પ્રારંભમાં તેમ જ અંતે જે બે કે વધારે શ્લોકો, "નાન્દી" અને "ભરતવાક્ય "ના નામથી ઓળખાય છે, તે ઉપરથી પણ ઉપર કહેલી વાત સિદ્ધ થાય છે. એટલે કે નાટ્યપ્રયોગના પ્રત્યક્ષ આરંભ થતા પહેલાં સંગીતમાં ઇષ્ટદેવતાની સ્તુતિ કરવાની, અને અંતે, એટલે નાટક પૂરું થતાં, પોતાના ઇષ્ટદેવ પાસેથી ઇચ્છિત વર માગી લેવાની રૂઢી નાટકકારો પાળતા. ( જુઓઃ नान्द्यन्ते सूत्रधारः । अथ अस्तु भरतवाक्यम् )

કોઇ પણ વિષયનું નાટક હોય, રાજકારણ જેવો શુષ્ક વિષય હોય, તો પણ તેમાં શ્લોકો તો હતા જ. ઉદાહરણઃ મુદ્રારાક્ષસ. પણ એવા સામાન્ય શ્લોકો ઉપરથી જ સંગીત વ્યક્ત થતું એમ ન હતું. કેટલાંક નાટકોમાં નટી જેવાં પણ પાત્રો માત્ર સંગીતને વાસ્તે જ યોજાતાં. ઉદાહરણઃ શાકુંતલ.

सूत्रधारः—तत् इदमेव तावत् ग्रीष्मसमयमधिकृत्य गीयताम् ।

नटी—तथा इति गायति ।

सूत्रधारः—आर्ये, साधु गीतम् । अहो रागबद्धचित्तवृत्तिः आलिखिता इव सर्वतो रंगः। तवाहि गीत रागेण हारिणा प्रसभं हृतः एष राजेव दुष्यन्तः सारंगेणातिरंहसा ।

(અંક. ૧, પ્રસ્તાવના.)

× × ×

विदुषकः—भो वयस्य, संगीतशालांतरे अवधानं देहि । कलविशुद्धायाःगीतेः स्वरसंयोगः श्रूयते । जाने तत्रभवती हंसपदिका वर्णपरिचयं करोति ।

(आकाशे गीयते)

अहो रागपरिवाहिनी गीतिः ।

પરંતુ, આ ગાવાનું કામ નાટકનાં ગૌણ પાત્રો મારફત જ કરાવાતું એમ નથી, અને કેવળ ગાયન જ ન હતું, વાદ્ય પણ વગાડવામાં આવતાં હતાં. નાગાનન્દ નાટકમાં નાયિકા મલયવતી પણ વીણા સાથે ગાઇને ઇષ્ટદેવની પ્રાર્થના કરતી દેખાય છે.

( नायकः—यथा कोमलांगुलीतल अभिहन्यमाना नातिस्फुटं क्वणति मंडपः काकलीप्रधानं गीयते तथा तर्कयामि अस्मिन् देवतायतने

देवतामाराधयन्ती काचित् दिव्ययोषित् उपवीणयति ।)

(ततः प्रविशति भूमौ उपविष्टा वीणां वादयन्ती मलयवती चेटी च । संस्कृतमाश्रित्य गायति ।)

(नायकः—अहो गीतम् अहो वादियम् ।)

આ ઉપરથી કદાચ એવું અનુમાન થવાનો સંભવ છે કે કેવળ ઉતમ સંગીત જ નાટકમાં ગવાતું હતું. પણ માલતીમાધવ નાટકમાં અઘોરઘંટે દંડકવૃત્તમાં કરેલી દેવતાની સ્તુતિ કોઇ ભયંકર સંગીતનું દશ્ય સ્વરૂપ આપણને લાગશે. એ ઉપરથી એટલું આપણે સ્પષ્ટ કહી શકીશું કે જે નાટકકારોએ ભરતમુનિના નાટ્યશાસ્ત્રને અનુસરીને નાટ્યરચના કરી છે તેઓએ પોતાના નાટ્યપ્રયોગમાં સંગીતનો થોડોઘણો ઉપયોગ કર્યો છે. તે સિવાય પ્રત્યેક સંસ્કૃત નાટકમાં જે શ્લોકો, આર્યા અથવા ગીતિ આવે છે તે સર્વેનો હેતુ પ્રેક્ષકોનું મન રંજન કરવાનો હોવાથી સંગીતમાં જ ગવાતા હોવા જોઇએ. જેમ કે "किमन्यत् अस्याः परिषदः श्रुतिप्रसादनतः । ( સૂત્રધારઃ શાકુંતલ. ) એ સિવાય ભરતનાટ્યશાસ્ત્રમાં કયા રસમાં કયા સ્વર વાપરવા તે સંબંધી ઉલ્લેખ છે. તે ઉપરથી તો નાટકમાં સંગીતનો ભરપૂર ઉપયોગ થતો હશે તે સૂર્યના પ્રકાશ જેટલું સ્પષ્ટ છે. જુઓ, ભરતનાટ્યશાસ્ત્ર અધ્યાય ૧૭, પાન ૧૨૭:

हास्यशृंगारयोः कार्यौ स्वरौ मध्यमपंचमौ ।
षड्जर्षभौ तथा चैव वीररौद्राद्‌भुतेषु च ॥
गांधारश्च निषादश्च कर्तव्यौ करुणे रसे ।
धैवतश्चैव कर्तव्यो बीभत्से सभयानके ॥

હવે પાશ્ચાત્ય નાટકો તરફ નજર કરીએ છીએ તો આમ જ દેખાય છે. પાશ્ચાત્ય નાટ્યકારોમાં સૌથી પહેલા ગ્રીક લોક હતા. અને આ ગ્રીક નાટકોની ઉત્પત્તિ સંગીતમાંથી જ થઇ છે. જુઓ:

The drama in ancient Greece was developed from the choric hymns and dances of the Dionysian festivals, with were held in Athens in the early part of the year, dramatic representations being given before audience, numbering many thousands, and assembled in a theatre opened to the sky. ( Nelson's Encyclopaedia Vol. 8 )

આ ગ્રીક નાટ્યશાસ્ત્રમાંના ત્રણ શબ્દો અત્યંત પ્રસિદ્ધ છે. તે શબ્દો: Prologue, Epilogue, અને Chorus. આમનો મૂળ અર્થ સંગીતમય પ્રસ્તાવના, ઉપસંહાર, અને ભરતવાક્ય એમ અનુક્રમે છે. આના પછી અંગ્રેજી નાટ્યશાસ્ત્ર ઉપર આવીએ. અંગ્રેજી નાટ્યશાસ્ત્રનો ઉદય મધ્યયુગનાં 'Moralities' અને 'Interludes' માંથી થયો છે. પણ આ બન્ને ગ્રીક નાટ્યશાસ્ત્રમાંથી જ વિસ્તર્યાં છે. અર્થાત, ગ્રીક નાટ્યશાસ્ત્રમાં આવેલાં પ્રસ્તાવના, ઉપસંહાર અને ભરતવાક્ય, એ ત્રણેનો ઉપયોગ અંગ્રેજી નાટ્યમાં થતો હતો. પછીથી ઘણા નાટ્યકારો થઇ ગયા. અને છેવટે ઇલીઝાબેથના યુગમાં, નાટ્યશિરોમણિ શેક્સપીઅરનાં અને તેની પૂર્વના તથા પછીના નાટકકારોનાં નાટકોનો ઉદય થયો. આ નાટકોમાં ગ્રીક નાટ્યશાસ્ત્રની પરિભાષા તેમજ કલ્પનાને અર્ધચન્દ્ર મળ્યો, પણ સંગીત માત્ર રહ્યું. પ્રત્યેક ઇલીઝાબેથન નાટક કાવ્યથી ભરપૂર છે. તે ઉપરાંત સંગીત પણ છે. ઉદાહરણઃ 'હેમ્લેટ' નાટકમાં ઓફીલીઆનાં ગાયનો, 'ટેમ્પેસ્ટ'માં spirit નાં ગાયનો, તેમજ 'એઝ યુ લાઇક ઇટ' માંનાં ઘણાં ગાયનો. એ ઉપરાંત ફક્ત સંગીતદર્શક જ નાટકનો પ્રકાર અંગ્રેજી ભાષામાં છે. તેવાં નાટકોમાં 'masque' એ અત્યંત પ્રસિદ્ધ પ્રકાર છે. આનો ઉપયોગ મોટા લોકોના જમણ પ્રસંગે થતો હતો; અને તેમાં ખાનદાન સ્ત્રીપુરૂષો ભાગ ભજવતાં હતાં, અને તેમાં સંગીતનો ઉપયોગ ખુબ થતો હતો.' C/o Milton's Comus.

" The masque in England was a dramatic species occupying a middle place between a pageant and a play. It combined dancing and music with lyric poetry and declamation in a spectacle characterised by magnificence of presentations. " ( J. A. Symonds: " Shakespeare's Predecessors " )

એ ઉપરાંત આધુનિક રંગભૂમિ ઉપર opera નામનો એક નવીન નાટ્યપ્રકાર પ્રચલિત છે. તેમાં સંગીતના પ્રત્યેક અંગની યોજના ભરપૂર હોય છે. opera એટલે 'A musical form of drama composed of airs, recitations, choruses etc. with accompaniments of orchestra, scenery and acting.'

આ ઓપેરા મૂળ ઇટાલીમાંથી ઈંગ્લાંડમાં આવ્યું છે. આધુનિક પાશ્ચાત્ય નાટકમાં સંગીત એ નાટકના પ્રાણ જેવું થઇ પડ્યું છે. શેકસપીઅરનાં નાટકોની ભાષા બદલી, તેમને સંગીતમય કરી, આધુનિક રંગભૂમિને અનુકૂળ કરવામાં આવે છે, તે એટલે સુધી કે કેટલાક લોક તેમાં વાંધો પણ લેતા થયા છે. હમણાં જ એક વિદ્વાન હિંદીની દેખરેખ નીચે શાકુંતલ નાટકનું અંગ્રેજી ભાષાંતર કરીને સંગીત સાથે તેને લંડનની રંગભૂમિ પર ભજવવામાં આવેલું. એ પ્રસંગે ખૂબ લોકો સાંભળવા આવ્યા હતા, અને નાટક પણ ખૂબ પ્રિય થયું હતું એમ સંભળાય છે.

ઉપર હું જે કહી ગયો તે ઉપરથી આપણા દેશમાં તેમ જ પરદેશમાં રંગભૂમિ ઉપર સંગીતને કેટલું સ્થાન હતું તે સ્પષ્ટ થશે. હવે આપણે આધુનિક કાળમાં આવી આપણી પોતાની રંગભૂમિનો ઇતિહાસ તપાસીએ.

લાંબા વખતથી આપણા દેશમાં સંસ્કૃત નાટક ભજવવાની પરંપરા નષ્ટ થઇ છે. છેક સોલંકી કાળમાં સંસ્કૃત નાટકો ભજવાતાં હતાં ખરાં, પણ તે કેવળ પાંડિત્યની દષ્ટિએ. અને જુના સંસ્કૃત નાટકના અનુકરણમાં ગુજરાતી સાહિત્યમાં પ્રેમાનંદનાં નાટકો છે તે સંબંધી મોટી ચર્ચા ચાલે છે; તે નાટકો પ્રેમાનંદનાં નથી એવો સાક્ષરોનો સબળ પક્ષ છે. તે ગમે તેમ હોય પણ એટલું તો સિદ્ધ છે કે પ્રેમાનંદની આગળ કે પાછળ એ નાટકની પરંપરા દેખાતી નથી. ગુજરાતમાં જે કાંઇ અસ્તિત્વમાં હતું તે ભવાઇ, ભાણ્ડાઇ, રામલીલા, કૃષ્ણલીલા વગેરે ભજવાતાં હતાં તેટલાં જ. રાવબહાદુર રમણભાઇ લખે છે કે,

"એ ભવાઈની સંસ્થાનું કાંઇ સાહિત્ય ન હતું. ભવાઈ-સંગ્રહનું પુસ્તક રચાયું ત્યાં સુધી ભવાઇના બધા વેષ ભવૈયાઓને મ્હોંડે જ હતા. એ રચનાઓમાં કવિત્વની કે કલાની કંઈ પણ ખુબી ન્હોતી. તેની શૈલી સંસ્કાર વગરની છે અને ભાષા અશિષ્ટ મિશ્રણથી બનેલી છે. ભવાઇઓ કોણે રચી તે પણ જાણવામાં નથી. પરંતુ તેમાંનાં ઘણી જુદા જુદા કર્તાઓની કૃતિઓમાંથી સંગ્રહ કરી લીધેલા છે એમ જણાય છે. સંસ્કૃત નાટકમાં સૂત્રધારને, તેના નટો "ભાવ" કહેતા. તે પ્રયોગ ઉપરથી "ભવાઈ" અને "ભવૈયા" એ શબ્દો થયા છે, એમ મર્હુમ શ્રી હરિલાલ હર્ષદરાય ધ્રુવનું માનવું હતું. પરંતુ એ સિવાય સંસ્કૃત નાટકોની રચનાને અને ભવાઇઓને કાંઈ બીજો સંબંધ જણાતો નથી, અને હાલનાં નાટકોને અને ભવાઇઓને કાંઈ સંબંધ નથી."

રાવબહાદુર ફરી લખે છે કે,

"ગુજરાતી નાટકનો આરંભ કરનાર તો રા. રા. રણછોડ-ભાઈ ઉદયરામ છે. એમણે પોતાનું "જયકુમારી" નામનું નાટક પહેલવહેલું બહાર પાડ્યું. આ નાટક પ્રથમ બુદ્ધિપ્રકાશ માસિકમાં કકડે કકડે પ્રસિદ્ધ કરવામાં આવ્યું. તેની પ્રસ્તાવનામાં તેઓ લખે છે કે 'ભવાઇ ઉપર અભાવ ઉપજવાથી પ્રથમ મારું ધ્યાન નાટક ઉપર ગયું અને મનમાં એમ આવ્યું કે નાટક વિષય પણ ગુજરાતી ભાષામાં ખેડાવો જોઇએ.'"

દક્ષિણી નાટકમંડળીનો ઇતિહાસ પણ લગભગ એવો જ. ત્યાં પણ રામલીલા તથા કૃષ્ણલીલાનાં નાટકો જ પહેલાં ભજવાતાં હતાં. જુના વખતમાં દક્ષિણી નાટક-મંડળીઓ ગુજરાતમાં આવીને ખેલ ભજવતી. એ સંબંધમાં રા. બ. રમણભાઈ લખે છે કે,

"દક્ષિણની નાટકમંડળીઓ ગુજરાતમાં આવીને ખેલ ભજવતી હતી તેની અસર ગુજરાતી નાટકમંડળીઓ ઉપર અને નાટકના લેખકો ઉપર થઇ હતી. ઉપર કહ્યા પ્રમાણે રા. રા. રણછોડભાઇની બળવત્તર અસરને લીધે, દક્ષિણી નાટકોની ઝાઝી છાપ ગુજરાતી સાહિત્ય ઉપર પડી નહિ. દક્ષિણી કંપનીઓ ગુજરાતમાં ખેલ કરતાં એવી રૂઢિ રાખતી કે પાત્રો મરાઠીને બદલે હિન્દીમાં બોલે. પણ પદ્ય એ પ્રમાણે સહેલાઇથી બદલાય તેમ ન હોવાથી તેમનાં ગાયનો મરાઠીમાં ગવાતાં. આ શૈલીની અસર ગુજરાતની નાટકમંડળી ઉપર થઇ હતી. મોરબી નાટકમંડળીના નાટકોમાં આરંભમાં કેટલાંક વર્ષો સુધી પાત્રોની ગદ્ય ભાષા હિન્દી હતી અને ગાયનો ગુજરાતી હતા. અલબત્ત, હવે એ શૈલી જતી રહી છે.

આજે આપણી રંગભૂમિ ઉપર જે નાટકો દેખાય છે તેનો અને જૂની ભવાઇઓનો બહુ ગાઢ સંબંધ દેખાતો નથી. આજની રંગભૂમિ ઉપર તો ઘણે ભાગે અંગ્રેજી નાટકોની અસર દેખાય છે સીનસીનરી, પોષાક વિગેરે ઉપર અંગ્રેજી નાટકોની ખૂબ અસર છે. પણ નાટકની રચનામાં તો સંસ્કૃત નાટકોની પરંપરા પૂર્ણ સચવાઇ છે. નાટકના આરંભમાં સૂત્રધાર, પારિપાર્શ્વક વગેરે લાવવાની પદ્ધતિ એકદમ સંસ્કૃત છે. નાટકના અંકોની વિભાગણી પણ સંસ્કૃત જ છે. નાટકમાં સંગીતની યોજના પણ સંસ્કૃત રચનાને અનુસરીને જ છે; પાશ્ચાત્ય રચનાને નહિ. હવે આજના યુગને અનુસરી નવાં વાદ્યો, નવા નાચ, પોષાક વગેરેમાં અંગ્રેજી પદ્ધતિની અસર દેખાય છે. પણ તે અપરિહાર્ય છે. મૂળમાં તો સંગીત, નૃત્યાદિ બાબતમાં સંસ્કૃત નાટકની પરંપરા જ દેખાય છે."

ગુજરાતના જૂના નાટ્યસાહિત્ય વિષે કલ્પના આપવા ઉપરની માહિતી બસ છે. જૂના સાહિત્ય ઉપરથી આજની રંગભૂમિ ઉપર દૃષ્ટિ નાંખીએ.

આજકાલ જે સંગીત નાટકો જોવામાં આવે છે તેમાં સંગીતની સ્થિતિ જોતાં મને અત્યંત ખેદ થાય છે. સંગીતનો ઉપયોગ ગમે તેવો થાય છે તે જોઇને હૃદય બળે છે. પરંતુ એ વાત જ્યાં સુધી નટવર્ગના ધ્યાનમાં નથી આવતી ત્યાં સુધી મારૂં કહેવું ફોગટ છે એ હું સારી પેઠે જાણું છું. નાટકમાં સંગીત દાખલ થયું છે એ વાત સર્વ રીતે ઉત્તમ જ છે. તેથી રસનો પરિપોષ થવાનું સાધન મળ્યું છે. પરંતુ તેવા પ્રકારનો રસપરિપોષ થવા માટે નાટકકાર કવિ, તથા નટો સંગીતશાસ્ત્રના માહિતગાર હોવા જોઇએ. એ શાસ્ત્ર અવગત હોવાથી યોગ્ય ઠેકાણે યોગ્ય રાગદારીવાળાં પદ્યોની રચના, રસ તથા ભાવાનુકૂલ થવામાં અડચણ નહિ પડે. આજકાલનાં અનેક નાટકોમાં એ સ્થિતિ જોવામાં નથી આવતી. દ્રૌપદી વસ્ત્રહરણ જેવો ગંભીર પ્રસંગ ભજવવામાં આવે છે તેમાં પણ આજકાલની દ્રૌપદી શ્રી કૃષ્ણ ભગવાનની સ્તુતિ કરતાં ગાયનનો જલસો કરે છે અને તેથી દુઃશાસનને દ્રૌપદીના તાનઆલાપ પુરા થાય ત્યાં સુધી વસ્ત્રહરણને માટે થોભવું પડે છે! અને એમાં વળી "વન્સ મોર" થાય છે ત્યારે તો શું કહેવું? પ્રેક્ષકોમાં કરુણ રસને બદલે હાસ્ય રસ ઉત્પન્ન થાય છે. આવી રીતે રસભંગ થવાથી નાટકના મૂળ ઉદ્દેશને હાનિ પહોંચે છે. આધુનિક નાટકોની સ્થિતિ કાતરમાં સપડાયલી વસ્તુ જેવી થઇ છે. એક બાજુ સંગીત વિદ્યા વિષે વિદ્વાન લોકોમાં થતી જાગૃતિ; બીજી બાજુ હાલના નાટકમાં થતો અશ્લીલ અભિનય અને તેને લગતા હાલના અશ્લીલ સંગીત વગેરે વિષે શિષ્ટ વર્ગનો તિરસ્કાર. એ બેમાં આજકાલનું નાટક છે. તેથી વિદ્વાન વર્ગને નાટકમાં કંટાળો આવે છે. કદાચ અભણ અને અસંસ્કારી-ઓને હાલના નાટ્યપ્રયોગો ગમતા હશે. પરંતુ તેટલાથી નાટ્યકલાની ઉન્નતિ નહિ થાય. તે એક તમાસગીરોની ધાંધલ છે એમ કહેવાય. માટે નાટ્યપ્રેમી તથા નાટક-કારોએ એ વિષય ઉપર ધ્યાન આપવું ઘટે છે. દસ કે વીસ મિનીટમાં એકાદ ભાષણ ઉપરથી જે રસ ઉત્પન્ન થાય છે તે સંગીતના એકબે આલાપથી જ થવો જોઇએ. તો જ નાટકમાં સંગીતનો ઉપયોગ બરાબર કરવામાં આવ્યો એમ કહેવાય.

સંગીતનાં પદો ગાતી વખતે રસ અને ભાવની હાનિ ન થાય તે માટે મારી સૂચનાઓ નીચે પ્રમાણે છે:

૧. ગાતી વખતે પદોના શબ્દોનો ઉચ્ચાર સ્પષ્ટ કરવો અને તાન, આલાપ, મીંડ કે ગમકની યોજના એવી રીતે કરવી કે શબ્દોમાં રહેલા વર્ણ વિદ્રુપ અને અસ્પષ્ટ ન થાય.

૨. ગાતી વખતે પોતાની મુદ્રા (મોઢું) વિદ્રુપ ન થાય તેવી દક્ષતા (કાળજી) રાખવી. નહિ તો તેથી પણ નકામો હાસ્યરસ થાય.

૩. હરેક પદ સાભિનય ગાવું; પણ એનો અર્થ એ નથી કે અંગવિક્ષેપ કે શરીરની નકામી કસરત કરવી.

૪. જે ભાવનું પદ હોય, તેમાં તે તે ભાવને અનુકૂળ એવા રાગનો ઉપયોગ કરવો. તેમજ નાટ્ય-પ્રયોગમાં સંવિધાનકને લગતા સમયનો વિચાર કરી તે પ્રમાણે સમયાનુસાર રાગરાગિણીઓની ગોઠવણ કરવી.

૫. તાન સહેજ લેતાં આવડવી જોઇએ. જે નટને તાન લેતાં આવડતી નથી તેઓએ સાદું કહેવું.

૬. નાટકોમાં આજકાલ હારમોનિયમનો સાથ કરવામાં આવે છે. પરંતુ હારમોનિયમ વગાડનાર લોકો નટોને અનુસરવાને બદલે પોતાનું વાજું એક તરફ, પોતે પોતાની લહેરમાં એક તરફ, અને નટનું ગાયન ગમે તે તરફ, એવી અવસ્થા થાય છે. પણ એના કરતાં હારમોનિયમને બાતલ કરી તેના બદલામાં સારંગી જેવા તંતુવાદ્યને દાખલ કરવું એ ઉત્તમ છે.

આ પ્રમાણે મારી સૂચનાઓ છે. એ સૂચનાઓનો જો યોગ્ય વિચાર થાય તો મને લાગે છે કે અત્યારે સંગીતની જે દુર્ઘટાવસ્થા આપણા જોવામાં આવે છે તે ટાળી શકાય.

પણ નાટકોની સંસ્કારિતા સાચવવાની જવાબદારી નાટકમંડળી કરતાં નાટકકારો ઉપર વધારે રહે છે. નાટકમંડળીમાં ઘણે ભાગે અભણ અને અસંસ્કારી લોકો જ ભેગા થએલા હોય છે. તેમની પાસેથી આપણે ઝાઝી શી અપેક્ષા રાખી શકીએ? નાટકકાર જેવું નાટક આપે તેવું ભજવવાનું કામ જ નાટકમંડળી કરે છે. અને તેમાં પણ નાટકકારોનો હાથ ઓછો નથી હોતો. નાટક બેસાડવામાં, તેના બધા રસ બરાબર ઉતરે એ જોવામાં અને નાટકનાં સઘળાં અંગોનું યથાસ્થિત પ્રદર્શન કરાવવામાં ગ્રંથકારની જ મદદ ઘણે ભાગે હોય છે, તેથી ગ્રંથકારની જવાબદારી બહુ મોટી છે. નાટકકારો પોતાની જવાબદારી ન ઓળખતાં સામાન્ય જનસમૂહની હલકી રુચિને આધીન થઇ ઉઘાડી આંખે નાટક બગાડી

નાંખે તો તેમાં નાટકમંડળીનો શો દોષ ? તેમ કરવાથી ગ્રંથકારને આર્થિક લાભ પુષ્કળ થાય છે એ વાત સાચી છે; પણ તેથી સમાજને કેટલું નુકસાન થાય છે તે વાત એમણે ભૂલી ન જવી જોઇએ. સામાન્ય રીતે અભણ, આમ વર્ગને રુચે એવા અશ્લીલ શૃંગારના પ્રસંગોથી જ આજકાલનાં નાટકો ભરપૂર દેખાય છે, અને તે માટે ગ્રંથકાર જ સર્વ રીતે જવાબદાર છે. સંગીત **क्षुरस्य धारा** જેવી એક શક્તિ છે. તેનો જેવો ઉપયોગ કરીએ તેવાં થઇ શકે છે. સમાજને ચઢાવવાની કે નીચે પાડવાની શક્તિ એનામાં પૂરેપૂરી છે. એ વસ્તુ બરાબર સમજીને નાટકકાર સમાજની ઉન્નતિને પરિપોષક એવાં નાટકો લખે અને એવું ગોઠવે એ જરૂરનું છે. નાટકોમાં ખટકાનાં પદો, ઝગડાના પદ્યમય સંવાદ, તેમ જ અશ્લીલ શૃંગારના અભિનયથી ભરેલાં ગાયનો બિલકુલ ન આવે એ ગ્રંથકારોએ જોવાની જરૂર છે. સામાન્યતઃ આજકાલનાં નાટકોમાં લોલ, પ્યારી, પ્રિયા, સૈયા, પ્રેમ, હૃદય, પ્રાણેશ્વરી, જીવિતેશ્વર ઇત્યાદિ શૃંગારમય શબ્દોથી જ ઘણુંખરૂં સંગીત બનાવેલું દેખાય છે. આવા સંગીતથી સમાજની શી ઉન્નતિ થવાની હતી ? એવું સંગીત જ જો નાટકોમાં રહેવાનું હોય તો બહેતર છે કે નાટકોમાંથી સંગીત બાતલ થાય. રસ્તા ઉપરથી ચાલતાં નાટકનાં શૃંગારિક પદ્યોના આલાપ લલકારતાં કાંઈ ઓછા લોકો નથી જોવામાં આવતા ! નાટકમાં ગવાતું સંગીત બજારમાં, વિદ્યામંદિરોમાં, ઘરના રસોડામાં અથવા ગામડાંની ઝુંપડીઓમાં પણ પ્રવેશ કરે છે એ વસ્તુ ગ્રંથકારે ભૂલવી ન જોઇએ. અને સાહિત્યસભા જેવી સંસ્થાએ સાહિત્યના ક્ષેત્રમાં ચાલતા આવા અશ્લીલ પ્રકારને અટકાવવાની કોશિશ કરવી જોઇએ.

આ પ્રમાણે આધુનિક નાટકોમાં કઇ જાતનું સંગીત હોવું જોઇએ તે બાબતમાં ઉતાવળમાં જેટલા વિચારો મને સૂઝયા તેટલા આપની આગળ મેં રજુ કર્યાં છે. પણ આ બાબતમાં પ્રત્યક્ષ નાટયકારો કે નાટકમંડળીઓ સાથે જ ચર્ચા કરવાની જરૂર છે. તેમ કરવાથી તેમની શી મુસીબતો છે તેનો ખ્યાલ આપણને આવશે અને બન્નેના સહકારથી આપણી રંગભૂમિને પવિત્ર કરી શકાશે.

નારાયણ મોરેશ્વર ખરે

  



૨૫. શ્રી રામરાવ

વિદ્યા અને કળા એ કુટુંબમાં એ પહેલાનાં ક્યારનાંએ ખુબ ફેલાએલાં હતાં.

પોતાની મોટી બ્હેનને ચીતરતાં જોઇ રામરાવે ચીતરવા માંડયું અને તેમાંથી એણે ધીમે ધીમે એટલો વિકાસ કર્યો કે તે કૉલેજમાં ગયો ત્યારે ત્યાંના પ્રિન્સિપાલ ફુલ્ડ્રેએ આ કલાના અધિકારી આત્માને ઓળખી તેને મિત્ર બનાવી લીધો.

પ્રિન્સિપાલ ફુલ્ડ્રે એક ભારે કલારસિક, કલાના રંગે નીતરતો—કલાની પાછળ ઘેલો થએલો માણસ હતો. હિંદની કલા માટે તેને અનહદ પ્રેમ હતો. તે પોતે પણ અચ્છું ચીતરતો. South Indian Hours નામનું એના ૩૦૦ સ્કેચ સાથેનું એક સુંદર પુસ્તક હમણાં જ અંગ્રેજીમાં પ્રકટ થયું છે.

ચૌદ વરસના રામરાવ અને ચાળીસ વરસના ફુલ્ડ્રે વચ્ચેનો ઉંમરનો અંતરાય કલાએ તોડી પાડ્યો. સાહેબ રામની કલાની વૃત્તિને વિકસાવવા, પોષવા અને ઉત્તેજવા ખુબ પરિશ્રમ લીધો. છંદગીભર અવિવાહિત રહેલા એ કલારસિક સાહેબે રામમાં કોઇ ઉગતા કલાકારનાં ભવ્ય ચિહ્નો જોઈ પોતાના પુત્રની માફક તેને પોષણ આપ્યું.

ફુલ્ડ્રે સાહેબ તરફથી જે અનેક બેટો તેને વારંવાર મળતી તેમાંની ' બંદી ઍન્ડ્રોમેડા ' નામના ઈંગ્લિશ ચિત્રકાર ફ્રેડરિક લેઇટનના ચિત્રે રામરાવ ઉપર બહુ અસર કરી. એ રંગીન પ્લેટ તે હમેશાં જોતો ને ઇચ્છતો કે આવી સબળ શૈલીમાં હું કોઇક દિવસ ચીતરીશ અને એ દિવસ આખરે આવ્યો.

વેકેશનની રજાઓમાં ફુલ્ડ્રે રામને લઇ હિંદની સફરે નીકળતા. એમણે એને ઇલોરા, અજંટાની ગુફાઓ બતાવી હિંદના કલામય જીવનનો પરિચય કરાવ્યો. કુદરતમાં ઘુમાવી ઘુમાવી ફેરવ્યો અને કલાકારની નજરથી નિરીક્ષણ કરતાં શીખવ્યું.

ફુલ્ડ્રે જેટલા કલારસિક હતા તેટલા જ સરસ ચિત્રકાર હતા. તેમણે રામનું ચિત્રકળા શિક્ષણ પોતાના હાથમાં લઇ ખંતથી ખીલવ્યું. રામરાવમાં તેમનો ખાસ અંગત સ્વાર્થ કશો જ ન હતો. માત્ર જગતમાં એક અનેરી આશા આપતી કળી જોઇ તે પૂર્ણ વિકસિત પુલ બને તે જોવાની કલા વાંછનાને લીધે જ તે એટલી મહેનત લેતા. રામરાવ પર તેમનો પ્રેમ અથાગ હતો.

તેની સત્તર વર્ષની ઉમ્મર થઇ ત્યારે મી. ફુલ્ડ્રેએ તેને મુંબઇની સર જમશેદજી સ્કૂલ ઑફ આર્ટમાં અભ્યાસ કરવાની ગોઠવણ કરી મોકલ્યો. મી. સિસિલ બર્ન્સ તે વેળા સ્કૂલના પ્રિન્સિપાલ હતા. તેના ઉપર મી. ફુલ્ડ્રેએ પોતાની ભલામણ અને આવનાર વિદ્યાર્થીની શક્તિની પિછાન આપેલી. મી. બર્ન્સને એક જ વર્ષમાં ખાતરી થઇ હતી અને રામરાવને ફુલ્ડ્રે ઉપર મોકલ્યા એક સર્ટિફિકેટ લખી આપેલું કે તે પ્રથમ પંક્તિનો ચિત્રકાર નીવડશે અને આ શાળાને ક્ષેમ આપશે.

રામરાવે જે દિવસે મુંબઇની ચિત્રશાળામાં પગ મુક્યો તે જ દિવસથી આ લેખકને તેની જોડે પિછાન થઇ અને છેવટે તે ચિરકાળની મૈત્રી થઇ ચુકી. તેણે રહેવાનું એમ્પાયર હિંદુ હોટેલમાં રાખ્યું હતું અને ત્યાં લાર્ડ મોહનલાલ પંડ્યા પણ અભ્યાસ માટે રહેતા હતા. થોડા જ વખતમાં અમારી ત્રિપુટિ જામી ગઇ અને રામરાવને ગુજરાતી સંસ્કારનો પાસ લાગ્યો. તેણે મુંબઇમાં પહેરવેશ લગભગ ગુજરાતી જ રાખ્યો. ગુજરાતી નાટકો જોવાં, ગુજરાતી ગાયનો શિખવાં, એ તેનો નવો છંદ હતો. એ વખતે પણ તેનું સંગીત મિત્રોને બહુ સુકોમળ અને

કલ્પનાની છાયાવાળું લાગતું. જેવું આંતર સુંદર હતું, તેવો જ એનો ચહેરો મીઠો અને શરમાળ લાગતો. માણસોને તેની તરફ સહજ આકર્ષણ થતું અને તેના માટે કંઈ પણ કરવાની ઇચ્છા પ્રગટતી. હાજી મહંમદની "વીસમી સદી" માં તેણે એકબે ચિત્રો દોરી આપેલાં પણ પછી તો તેને પોતાના આદર્શની વિરૂદ્ધ તે લાગ્યું. ચોપાનીઆંની કળાને તે હલકી અને ભ્રષ્ટ માનતા અને ખરેખર એવું માનવાને પુરતાં કારણો હતાં.

મુંબઇમાં આવ્યા પછી તેણે મોટાં ચિત્રો કરવા માંડયાં. મનુષ્ય આકૃતિની ખરેખરી શરૂઆત મુંબઇમાં આવીને જ કરી. પણ ઉપાસનાબળથી છ માસમાં તો તેને શરીર રચનાનુસાર કોઈ પણ જાતની સ્થિતિ કે મરોડમાં મનુષ્યો રોજારોજ ચિતરતાં—ગોઠવતાં આવડી ગયું. તેણે કદી શાળાની અંધ પરંપરા સ્વીકારી નહોતી. અને તે ખાતર શિક્ષકવર્ગનો આદર તેને મળ્યો જ નહિ છતાં તે પોતાની આત્મશ્રદ્ધા અને ખરી અભિરુચિથી બધાંની ઉપર છાપ પાડી શક્યો. અને કલાકો સુધી એકાગ્ર ચિત્તે કામ કરવાની તેને સહજ ટેવ હતી. જે વસ્તુ હાથમાં લે તે સર્વાંગસુંદર, સ્વચ્છ અને પ્રસન્ન ન કરે ત્યાં સુધી છોડે જ નહિ. એક વાર માત્ર એક કેળનું ઝાડ ચીતરવામાં છ કલાક લીધેલા પણ પછી જગતમાં તેવું ચિત્ર કાયમ ખાતે સુંદર જ રહેતું. સ્મૃતિ અને અભ્યાસ બેઉનો પુરો ઉપયોગ કરતો, જ્યારે શાળાના શિક્ષણમાં સ્મૃતિ ઉપર બીલકુલ દુર્લક્ષ જ હતું.

મિ. બર્ન્સના ગયા બાદ કેપ્ટન સૉલોમન મુંબઇની શાળાના પ્રિન્સિપાલ થયા. તેમણે રામરાવને એકદમ પ્રથમ વિદ્યાર્થી તરીકે ઉંચકી લીધા અને સારી સ્કોલરશીપ, પ્રથમ ચંદ્રક વિગેરે આપી તેમની નવી હીલચાલ અર્થે રામરાવને મુંબઇમાં જ રોકી લેવા યત્ન કરેલો. પરંતુ જેણે આત્મપરીક્ષાથી પોતાની યોગ્યતા જાણી લીધેલી તે એમ છાયા નીચે રહી કામ કરે એ અશક્ય હતું, એટલે શાળા છોડી તે પહેલાં લગભગ ૭ માસ ભાવનગરમાં ગાળેલા અને અમારી ત્રિપુટિએ પચીસેક દિવસ કાઠીઆવાડનો પ્રવાસ કરેલો. એ દરમીઆન કેટલાય સુંદર ચિત્રપ્રસંગો તેણે ઝડપેલા. એમાંથી 'ભરવાડણો' નામનું ચિત્ર કલકત્તામાં ખુબ કદર પામ્યું. 'રૂપ'ના કલાના પ્રસિદ્ધ માસિકના તંત્રીએ એના ચિત્રવિધાનનાં ખુબ વખાણ કરેલાં. ત્યાર પછી તેણે ઉત્તરોત્તર વિકાસ જ કર્યો છે.

તેનું લગ્ન થયાં બે વર્ષ ભાગ્યે જ થયાં હશે. એક બાળક જન્મી થોડા માસ બાદ મરણ પામ્યો તેનું દુઃખ તેને બહુ લાગ્યું હતું, છતાં કલાની લગનીમાં તે વિસારે પાડયું હતું. તેની પત્નીને તેણે ચિત્રકામ શીખવ્યું હતું અને બીજા અનેક વિદ્યાર્થીઓને એણે તૈયાર કરી આંધ્ર ચિત્રશાળા પ્રસિદ્ધિમાં આણી હતી અને થોડા જ વખતમાં શિષ્ટ માણસોએ તેનો ઉત્તમ શાળા તરીકે સ્વીકાર કર્યો હતો.

તેણે કસરત અને આરોગ્યના બીજા અનેક નિયમો પાળી શરીર ઘડવા માંડયું હતું અને કહેતા 'હું એંશી વર્ષ સુધી જીવવા યત્ન કરીશ.' પણ એ વિચાર ઈશ્વરી દફતરે મંજુર ન થયો અને શીતળાના ત્રણ દિવસના તાપે એ ભવ્ય જીવન રોળી નાખ્યું. એ ખોટનો આંક નીકળી શકે તેમ નથી.

રવિશંકર મહાશંકર રાવળ



# ચર્ચાપત્ર અને સૂચના

શ્રી. "યુગધર્મ"ના તંત્રી સાહેબ,

આપના માસિક દ્વારા ગુજરાતી પ્રકાશકોને એક સૂચના કરવાની હું ઇચ્છા રાખું છું. આપણા ગુજરાતમાં જે પુસ્તકો પ્રસિદ્ધ થાય છે, તેની છાપ બાંધણી વિગેરે સંબંધી ઘણું કહેવા જેવું હોય છે. પણ તે તરફની ખરી અડચણ જાહેર સમાજને નથી પડતી, એટલે જ અત્યાર સુધી તે વિષે પોકાર જવલ્લે જ ઉઠયો છે. ઉલટું, જાહેર સમાજને સસ્તું વાંચન પુરૂં પાડવાના ઈરાદાથી જ પ્રકાશકો, કાચી બાંધણી, અને ગમે તેવા કાગળ ને છપાઈનો આશરો શોધે છે. શુદ્ધિપત્રક તો દરેક ગુજરાતી પુસ્તકનો, ઘેંશિયા પતંગની પૂંછડીની જેમ, શણગાર હોય હોય ને હોય જ. પણ હું શુદ્ધિપત્રક સંબંધી અહીંઆ લખવા નથી માગતો. મારી ફરિયાદ, ગુજરાતી પુસ્તકોના પૂંઠા સંબંધી ખાસ કરીને છે. ગુજરાતીમાં પ્રસિદ્ધ થતાં ૧૦૦ પુસ્તકોમાંના ૭૦ અથવા તેથીએ વધારે પુસ્તકોના પૂંઠા કાગળનાં હોય છે. અને બાકીનાં જે પાકા પૂંઠાવાળા હોય છે તેમાંના ઘણાંને પીઠ ઉપર નામ પણ હોતાં નથી. પરિણામ એ આવે છે કે પુસ્તકાલયોમાં એને લીધે ઘણી અગવડ ઉભી થાય છે. અને ખાસ કરીને, વડોદરા સેંટ્રલ લાઇબ્રેરી તથા ગુજરાત મહાવિદ્યાલયનાં પુસ્તકાલયો, જ્યાં પુસ્તકોના ઘોડા ખુલ્લા રાખવા (open shelf)નું ધોરણ હોય છે, ત્યાં તો ગ્રંથપાલ તેમજ વાચકોને પડતી મુશ્કેલીનો પાર નથી હોતો.

કાગળના પૂંઠાવાળા પુસ્તકો થોડા દિવસમાં જરૂર ચુંથાઇ જાય છે. અને આવાં; તથા પાકા પૂંઠાવાળા, પણ પીઠ ઉપર નામ વગરના, પુસ્તકોને એકદમ શોધી કાઢવાં એ પણ ઘણું જ કઠણ કામ થઇ પડે છે. એને લીધે એક ક્રમાનુસાર વિભાગ પ્રમાણે ગોઠવેલાં પુસ્તકો ૨૪ કલાકથી વધારે વખત તે પ્રમાણે રહેતાં નથી. કારણ કે કોઇ પણ પુસ્તક શોધવું હોય તો આખો વિભાગ ખોળવાથી જ તે મળે. પણ જો ગુજરાતી પુસ્તકો જેટલાં બની શકે તેટલાં પાકાં પૂંઠાંવાળા અને પીઠ ઉપર નામ સહિત પ્રસિદ્ધ કરવામાં આવે, તો ગુજરાતના પુસ્તકાલયો ઉપર એક ઉપકાર થયો ગણાશે. કેમ કે, કોઇ પણ પુસ્તકાલય તરફથી આવા પ્રકારની ફરિયાદ હજુ સુધી ઉઠી નથી, એ ઉપરથી એમ નહિ સમજવું કે ઉપર જણાવેલી મુશ્કેલી છે જ નહિ.

એ મુશ્કેલીનો ઉપાય મને સુઝે છે તે આ છે, કે પ્રકાશકોને, જે પુસ્તકોની બધી નકલોને પાકાં પૂંઠામાં બહાર પાડવાનું પરવડતું ન હોય, તેની અમુક નકલોને 'પુસ્તકાલય આવૃત્તિ'માં બંધાવવી. આ વિષયમાં સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલયની નીતિ ને અનુભવ આપણને માર્ગદર્શક થઇ પડે તેમ છે. એ સંસ્થા તરફથી દરેક પુસ્તક, કાચાં અને પાકાં એમ બન્ને પ્રકારના પૂંઠાવાળા પુસ્તકો બહાર પડે છે; અને એ પ્રકાર આજકાલ કરતાં ૧૦-૧૨ વરસથી ચાલતો આવ્યો છે. એટલે હું નથી ધારતો કે પ્રકાશકોને એ પ્રમાણે વર્તવામાં નુકશાન જતું હોય કે પરવડતું પડે. ગુજરાતી પુસ્તકો—નવલકથાઓ સિવાયનાં—ખરીદનાર મોટે ભાગે ગુજરાતના સંખ્યાબંધ પુસ્તકાલયો જ છે, એટલે કોઇ પણ પ્રકાશકને મારી સૂચના ઉપાડી લેવામાં ખોટ્યું પડે તેમ નથી. છેવટે, આ સૂચનાને ગુજરાતના બીજા પુસ્તકાલયોના મંત્રીઓ કે ગ્રંથપાલો ટેકો આપશે એવી હું આશા રાખું છું.

લી. સેવક,

બાળુરાવ ગ. ઠાકોર

# ગ્રામ્યશાળાનું વિદ્યાર્થી જીવન



"ઉનાળાનાં સ્વપ્નાં"

પરીક્ષાઓ ખલાસ થયા પછી ગરમીની રજાઓમાં પણ સ્કુલનો ત્રાસ બાળકોની નિદ્રામાં અને [illegible] તેમનાં ભેજામાં છપાઇ રહે છે.

## સિદ્ધાર્થનો ગૃહત્યાગ.



ચિત્રકાર ] [ રા. ધુરંધર

"કુમાર, તમારે તેની શી પડી છે ?"

# સિદ્ધાર્થનો ગૃહત્યાગ

પ્રાણથીયે અધિક યશોધરાના સ્નેહપાશમાં કુમાર સિદ્ધાર્થને હવે પરમ સુખ નો'તું મળતું. એ શાક્યોના શિરોમણી માટે અવની ઉપર સ્વર્ગનાં સુખ રચાયાં હતાં. કો'ક શાંત રમ્ય પ્રદેશમાં કુમાર માટે ભવ્ય મહાલય બંધાયું હતું. તેનો પડયો બોલ ઝીલવાને અનેક દાસદાસીઓ તત્પર રહેતાં. તેનું મન રંજન કરવાને બંસી ને વીણાનાં મોહક ગાન ગાજ્યાં કરતાં, પણ તેમાં તો તેને માનવ કુલના ઉદ્ધારનો જ દિવ્ય સંદેશ સંભળાતો. કોઈ કોઈ વાર ભર નિદ્રામાંથી ઝબકી તે બોલી ઉઠતો: "ન ગભરાવ, માનવકુલ, હું હમણાં જ આવું છું."

અત્યાર સુધી તો દયાસાગર સિદ્ધાર્થને તેના પિતાએ દુઃખી દુનિયાથી અલિપ્ત રાખ્યો હતો. રાજ-મહાલયની રમણીય કુંજોમાં તેને પુરી દીધો હતો. તેની દરેક ઇચ્છા તૃપ્ત કરવાને રાજભંડાર હમેશાં ભરેલો રહેતો. પણ હવે તેને આ બધા ધનવૈભવથી શાંતિનો સાક્ષાત્કાર નહોતો થતો. કોઈ સુરમ્ય સંધ્યા સમયે અસ્ત થતા દિનમણિ સવિતાનારાયણને નિહાળીને કુમાર સિદ્ધાર્થને પણ તેની સંગે દિનચર્યા કરવાનું મન થઈ જતું.

એક દિવસ કુમારે જગત જોવાની ઇચ્છા દર્શાવી; અને શુદ્ધોદન રાજાએ ફરવાને મને સંમતિ પણ આપી. અને બીજે જ દિવસે મધ્યાનકાળે એક સુશોભિત રત્ન-જડિત રથને પાણીદાર ઘોડા જોડી તૈયાર કરવામાં આવ્યો.

કુમારની સ્વારીની વધાઈ આખા શહેરમાં વાયુ વેગે પ્રસરી હતી. પ્રાણથી પણ અધિક વ્હાલા યુવરાજનું સ્વાગત કરવાને કપિલવસ્તુની પ્રજાએ અનેક ધામધુમ કરી મુકી હતી. આંગણામાં પાણીનો છંટકાવ કરી, રંગબેરંગી સાથીઆ પૂર્યા હતા. અને પોતાના ઘરને અનેક પ્રકારે શણગાર્યાં હતાં. શહેરના શણગાર જોઈને સિદ્ધાર્થને અતિ આનંદ થયો. પ્રજાની સમૃદ્ધિ જોઈને તેના અંતરમાં આનંદના ઉદધિ ઉછળ્યા, પણ 'જય, જય'ના પોકાર વચ્ચે આગળ વધતાં જરાથી જર્જ-રિત, ક્ષુધાપીડિત એક ઘરડા ભીખારીના ઉપર કુમારની કરૂણ નજર પડી. તે ઘરડો ભીખારી કેડમાંથી વાંકો વળી ગયેલો, હાડચામના માળા જેવો ભેગા મળેલા નાગરિકો પાસે ભિક્ષાની યાચના કરતો આમતેમ રખડતો હતો. તેને જોઈને કુમારે સારથિ સવાલ કર્યો: "ચાના, પેલું માણસ જેવું શું હશે ! માણસ એવી દશામાં પણ જન્મતાં હશે ?"

"એ તો ઘરડો ભીખારી છે, કુમાર ! કેટલાંક વર્ષો પહેલાં એ આપણા બધાના જેવો સુંદર અને સશક્ત હતો, પણ કાળચક્રના ધસારાથી એની એ દશા થઈ છે. કુમાર, તમારે એની શી પડી છે ?"

" પણ ચાના ! બધાને જ આવું ઘડપણ આવતું હશે !"

" હા, મહારાજ; ધનિક અથવા નિર્ધન, રાય કે રંક, કોઈને પણ કાળચક્ર છોડતું નથી," ચાનાએ જવાબ વાળ્યો.

" ત્યારે શું મારી પણ એવી જ દશા થશે ! અને મારી યશોધરાની પણ એજ ? ચાલ ચાના, હાંક મહેલ તરફ; મારે આવાં દૃશ્યો નથી જોવાં."

વિચારવમળમાં ગોથાં ખાતો ઉદાસ અને ઉદ્વિગ્ન કુમાર મહેલમાં પાછો ફર્યો.

આ પ્રવાસને કેટલાયે દિવસો વીતી ગયા, અને સિદ્ધાર્થને ફરી પાછી દુનિયા જોવાની ઇચ્છા થઈ. પ્રજાની સ્થિતિનો આબેહુબ ચિતાર નિહાળવાને કુમારે પિતાજીને કોઈપણ જાતની ધામધુમ ન કરવા દેવાને આગ્રહ કર્યો. પુત્રની ઇચ્છાને માન આપીને શુદ્ધોદન રાજાએ કોઈ પણ જાતની ધામધુમ ન કરવાનું ફરમાન જાહેર પાડ્યું.

બીજે દિવસે સારથી સંગે સિદ્ધાર્થ નગરચર્યાએ નીકળ્યો. વણિકવેશમાં તેણે પ્રજાના અનેક શુભાશિષ ને ઊના નિસાસા સાંભળ્યા. બજારોનો કોલાહલ, ભાર નીચે કચડાતા ગરીબ બળદોની હાય, પરસેવાથી તરબોળ હમાલો, શિર પર ગાગર અને કેડે કુણાં બાળકોને લઈને સૂર્યના પ્રચંડ તાપમાં શેકાતી લલનાઓ જોઈને કુમારને ભારે ઉદ્વેગ થયો. આખો દિવસ શાળ સામે આસન જમાવીને કપડાં વણતાં વણકરો, લાલચોળ ભઠ્ઠી સામે દિવસરાત લોઢું ટીપતા લુહારો, પીંજારા, કુંભાર વગેરે અનેક ધંધાદારીઓનાં દશ્યો નિહાળીને કુમાર પોતાના સહચારી સારથી સહિત શહેર બહાર ચાલી નીકળ્યો.

ત્યાં તરત જ તેણે દુ:ખીજનનો કરુણ સાદ સુણ્યો. કાળજ્વરથી પીડાતા, મૃત્યુ મુખમાં સપડાયલા આજારીનો આર્તનાદ સાંભળ્યો. કુમાર તેની મદદે દોડ્યો, ત્યાં તો તેના કાન પર ' રામ રામ 'ના શબ્દોચારના પડધા પડયા, અને ઉભો થઈને જુવે છે તો અલ્પ સમયમાં જ સામેથી એક શબને ઉંચકી ચાલી આવતું માણસનું એક ટોળું તેણે જોયું. આ બધાથી કુમાર અકળાયો, અને પોતાના સહચારીને સવાલ કર્યો: "ચાના, આ શું વળી? આ લોકો આમ આને ઉંચકીને 'રામ રામ' નો ધ્વનિ કરતા ક્યાં જતા હશે?"

" કુમાર, આ તો માણસનું શબ છે. અને હવે સ્મશાન ભૂમિમાં બાળીને ભસ્મ કરી દેવામાં આવશે. એની સંસારયાત્રા સમાપ્ત થઈ છે. આપણા બધાની એ જ દશા થવાની. " ચાનાએ સંસારની ઘટમાળ ઉપર નાનુંશું પ્રવચન કર્યું.

આવાં એક પછી એક કરુણ દશ્યો જોઈને કરુણાનિધિ કેમ શાંત રહી શકે? આ દશ્યોએ કુમારના હૃદયસાગરમાં તોફાન મચાવ્યું. આકાશમાં અસ્ત થતા સૂર્યદેવ તરફ કુમાર અનિમેષ નિહાળી રહ્યો. તે ધ્યાનસમાધિમાં લીન થયો. તેને સમસ્ત સંસાર અસાર લાગ્યો, ઐહિક સુખ ક્ષણિક ભાસ્યાં, માયાનાં આવરણ અદ્રશ્ય થયાં, અને કુમાર સિદ્ધાર્થ તાદશ્યતાનાં દર્શન કરી કૃતકૃત્ય થયો. વિચારસાગરમાં ઝોલાં ખાતો કુમાર મહેલમાં પાછો ફર્યો.

ચૈત્ર માસ ચાલતો હતો. નિરભ્ર આકાશમાં પૂર્ણિમાનો ચંદ્ર યથેચ્છ વિહાર કરતો હતો. અનેક તારાઓ મંદમંદ હાસ્ય વેરી રહ્યા હતા. સિદ્ધાર્થના શયનગૃહમાં નિર્દોષ યશોધરા નિદ્રાદેવીના ખોળામાં સુતી છે. કુમાર સિદ્ધાર્થ આજે અસ્વસ્થ છે, તેને તે જ સુરમ્ય રાત્રિએ તેનો જીવનક્રમ ઘડવો છે. એક બાજુએ ભવ્ય સામ્રાજ્યનું સ્વામિત્વ તેને વિનવી રહ્યું છે, બીજી પાસ અનન્તતાનાં દ્વાર તેને માટે ખુલ્લાં થયાં છે. પણ રાજ્ય મહારાજ્યોને અભિભૂત કરી, શોણિતના મહાનદ વહેવડાવી પૃથ્વી પર દિગ્વિજય કરવાની સિદ્ધાર્થને તમા નથી રહી. અત્યાર સુધી યશોધરાના સ્નેહની સુવર્ણ સાંકળે જ તેને સંસારમાં જકડી રાખ્યો હતો, પણ આજે તો તેને પણ તોડી દિવ્ય મંત્રનો પ્રચાર કરવાને પૃથ્વી ઉપર એકલવાયા, અટુલા, નિરાધાર ભટકાવાને તેનું મન તેને તેડી રહ્યું છે. તેના હૃદયમાં આજે તુમુલ વિગ્રહ જાગ્યો છે. પ્રિયતમાનું સુભગ મુખારવિંદ જોઈને જરા તેનો નિશ્ચય ડગમગતો, પણ બહાર ખીલતી પ્રકૃતિના સૌન્દર્યપાનથી તેનામાં નવું ચેતન રેડાતું. અને આખરે પોતાના હૈયાને દૃઢ કરીને, મોટા રત્નાગારને ઠોકર મારી બ્રહ્મની શોધમાં કુમાર સિદ્ધાર્થ ચાલી નીકળ્યો.

અ



# સંતાલો*ની જાગૃતિ

[ ચર્ચ મીશનરી સોસાયટીના આ વર્ષના માર્ચ માસના ત્રિમાસિકમા સંતાલ ડિસ્ટ્રીક્ટ ચર્ચ કાઉન્સિલ (બરહાવા)ના ચેરમેન મિ. ટી લેનમેનનો 'સંતાલ' લોકમાં 'ચર્ચ મીશનરી સોસાયટી' એ નામનો લેખ પ્રસિદ્ધ થયો છે તેનો અનુવાદ થોડી ટીકા+ સાથે રા. ભાઈ શ્રીવરે તૈયાર કર્યો છે. ગુજરાતી વાચકોને તેમાંથી ઘણું જાણવાનું અને વિચારવાનું મળશે એમ ધારી તે અત્રે આપ્યો છે. ]

"બે નવાં પ્રેરક બળોનો ખ્યાલ હવે ખ્રિસ્તી મીશનરીઓને કરવો પડશેઃ

(૧) હલકી ગણાતી કોમમાં રાજકીય તેમજ સામાજિક ઉન્નતિની ચળવળ; અને

(૨) ઉચ્ચ હિંદુ જાતિના માણસોનો, અંત્યજ કોમની સુધારણાની ચળવળમાં દિનપ્રતિદિન વધતો જતો રસ."

—સેન્સસ રીપોર્ટ ભાગ ૧, પા. ૧૧૮ માંથી.

"આ ત્રિમાસિકમાં એક ખૂણેખાંચરે વસતી સંતાલ કોમની ખ્રિસ્તી પાદરીઓએ કરેલી સેવાના વર્ણનને સ્થાન છે? આખી કોમને કેમ જાગ્રત કરી શકાય તેનો સારો ખ્યાલ આપવાનો આ લેખનો ઉદ્દેશ છે સામુદાયિક જાગૃતિ એટલે શું? જો સામુદાયિક જાગૃતિનો અર્થ આવો થાય કે માતાની ચળવળથી યા એવા કોઈ કુદરતી ચમત્કારથી આખી રાની પ્રજામાં એકાએક સુધારો કરવાની વૃત્તિ થઈ જાય અને વિજળીને વેગે દારૂતાડી છોડી દે—જેવી રીતે ગુજરાતમાં કાળીપરજમાં માતાની પ્રવૃત્તિ થઈ—તો ઉપલા મીશનરી મંડળનું કામ એવા પ્રકારનું નથી. પરંતુ ધીમે ધીમે પણ સચોટ રીતે વર્ષમાં સારી સંખ્યામાં જંગલી માણસોને ખ્રિસ્તી બનાવવામાં આવે, ભૂખમરાથી રીબાતા, દરદદુઃખથી પીડાતા, અને ફુટી બદામ માટે ભીખ માગતા, એવા દીન માણસોને સુધારવાનો ને સુખી કરવાનો માર્ગ બતાવવા ને ઉજળીઆત લોકોની સહાનુભૂતિ મેળવવા માટે ઉપલા મીશનનું કામ જાણવા જેવું છે.

**ઘણા માણસોને સંતાલ કોમ ક્યાં વસે છે તેની** ખબર નહિ હોય. સંતાલ કોમ અસલ વતની કોલેરીઅન જાતની લગભગ ૨૨ લાખ જેટલી મોટી વસ્તીમાં, છોટાનાગપુરના ઉચ્ચ ભૂમિના મોટા પ્રદેશમાં અને બિહારના અગ્નિકોણમાં વસે છે. તેઓએ પોતાની વસ્તીના ભાગને 'સંતાલ પરગણા'નું નામ આપ્યું છે. પણ આ તરફ તો આખી સંતાલ કોમનો ૧/૩ ભાગ જ વસે છે; બાકીનો ૨/૩ ભાગ બંગાળના અગ્નિ કોણમાં અને બિહારની ઝરીઆની કોલસા ને લોખંડની ખાણો આગળ અને તેથીયે વધારે સંખ્યામાં ઉત્તર બંગાળ ને આસામમાં વસે છે. બિહાર અને ઓરિસ્સાની ખ્રિસ્તી લોકની વસ્તીનો મોટો ભાગ સંતાલ ને એવી બીજી જાતોનો છે—જેવી કે 'મુંડા' અને છોટાનાગપુરના 'હો'.

સંતાલ પરગણાના ઉત્તરના નાના ત્રણ પેટા વિભાગોમાં ઉપલી ખ્રિસ્તી સંસ્થા કામ કરે છે. આ ૨૫૦૦ ચોરસ માઇલ પ્રદેશમાં પાંચ લાખ જેટલા સંતાલ ખેડુતો વસે છે. સંતાલ ઉપરાંત બીજી નાની 'પહાડીઆ' (Paharias) કોમ ડુંગરની હારમાળા ઉપર રહે છે અને તેમાં પણ ઘણા લોક ખ્રિસ્તી થયેલા છે. સંતાલ કોમમાં ઉપરના ખ્રિસ્તી મીશને કરેલી કામગીરી ખાસ ધ્યાન ખેંચે એવી છે.

આ 'ખ્રિસ્તી મંડળે' ૭૦ વર્ષ પહેલાં કામની શરૂઆત કરી અને પરિણામે ત્યાં ૮,૦૦૦ જેટલી સંખ્યામાં ખ્રિસ્તીઓ થયા છે. ત્યાં ૫૦ ખ્રિસ્તી ભજન મંડળીઓ ("congregations), ૧૧ સંતાલ પાદરીઓ બીજા અનેક પ્રચારકોની મદદથી ચલાવે છે. દરેક વિભાગમાં એક અંગ્રેજ સુપરિન્ટેન્ડન્ટ (મુખ્યાધિકારી)ની દેખરેખ નીચે આ પ્રદેશના બે વિભાગ પાડી કામ વહેંચી દેવામાં આવ્યું છે. ગામડાંઓનાં નાના સમૂહો ગોઠવી હાથ નીચેના પ્રચારકોને, સોંપવામાં આવે છે. બધી મળી ૪ આશ્રમશાળાઓ (બોર્ડીંગશાળા) છેઃ ૨ છોકરીઓ માટે અને ૨ છોકરાઓ માટે. તે ઉપરાંત બીજી નાની મોટી શાળાઓ આખા જીલ્લામાં જ્યાં ત્યાં વેરાઈ ગઈ છે. વાર્ષિક રૂ. ૫,૦૦૦ સ્થાનિક ફંડ ઉભું કરવામાં આવે છે. ઉક્ત

* ગુજરાતમાંના કાળીપરજ, ભીલ, દુબળા વગેરેના જેવી, બંગાળ, બિહાર અને આસામમાં વસતી રાની અનાર્ય કોમો પૈકીની 'સંતાલ' નામે એક કોમ છે.

\+ અનુવાદમાં વધારે કાળાં બીબાંમાં છાપેલા મિ. લેનમેનના વિચારો ઉપર જ મુખ્યત્વે, ભાઈ શ્રીવરે પોતાની ટીકામાં વાચકોનું લક્ષ ખેંચ્યું છે.

પાંચ વર્ષનો હિસાબ કાઢતાં આ જંગલી કોમના સરેરાસ એક વર્ષમાં ૫૦૦ માણસો ખ્રિસ્તી થયા છે. બંગાળના ઉત્તર ભાગમાં એક સંતાલ વસાયત છે જ્યાં લગભગ ૨,૦૦૦ ખ્રિસ્તીઓ છે. તે સંસ્થા પગભર ચાલે છે એટલું જ નહિ પણ બચત પૈસા મુખ્ય મથકે મોકલી શકે છે.

આવી સામુદાયિક જાગૃતિની ચળવળની અડચણો ખાસ અનોખી હોય છે. પ્રથમ તો આ સંતાલ કોમમાં ન્યાત જેવું કશું હોતું નથી. સ્ત્રીઓ પડદો રાખતી નથી. સંતાલ ભૂતપ્રેતને માનનારા હોય છે અને તેથી તેમના અનાર્ય ધર્મનું મૂળ ભયની ભાવનામાં રહેલું હોય છે. કોમ સ્વતંત્ર મીજાજની, મજબુત બાંધાની, પ્રમાણિક ને સાચાબોલી છે. કોમના ઘણા માણસો ખેડુતો છે અને પોતાની ખેતી કરે છે. સરકાર માબાપની છાયા હેઠળ એક ખુણે પોતાના આશ્રમમાં પડી રહી ઉજળી-આતની ગુલામીમાંથી કેટલેક અંશે બચી શકી છે—જો કે તે શાહુકારના કરજમાંથી મુક્ત નથી. દારૂ એ આ કોમની પાયમાલીનું સૌથી મોટું કારણ છે. નાતજાતમાં, ઘરમાં અને ધાર્મિક ક્રિયાઓમાં આ લોકોમાં દારૂ છુટથી વપરાય છે. એટલે દારૂ અનેક વિધિઓમાં એક જરૂરી સામગ્રી થઈ પડી છે. પ્રભુની ઓળખ કરવાના માર્ગમાં આ એક મોટું વિઘ્ન છે. મદ્યપાનની બદીથી બીજી કોમની માફક તેમના નીતિરીતિ વિષેના અને દંપતીજીવન ને લગ્ન વિષેના ખ્યાલો બહુ જ ઉતરતી શ્રેણીના હોય છે. સ્ત્રીઓ પાસે પાદરી સ્ત્રીઓ સ્હેલાઈથી જઈ શકે છે, ને સમજાવી શકે છે. રૂઢિવશ હોવાથી સ્ત્રીઓને ખ્રિસ્તી-ધર્મમાં વટલાવતાં વાર લાગે છે. છતાંયે પાદરી સ્ત્રીઓથી આ કામ વધારે સરળતાથી થઈ શકે છે.

કામ વિસ્તારવા અને સંગીન કરવા માટે વધારે અંગ્રેજ પાદરીઓની જરૂર છે. તે ઉપરાંત સંતાલ કોમના સ્વયંસેવકોની ખાસ જરૂર છે. ખ્રિસ્તી મંડળ આખા પ્રદેશના એક ભાગમાં જ કામ કરી શક્યું છે. પૈસાની તંગી ન હોત અને કામ કરનાર મળી ગયા હોત તો આજે ૮,૦૦૦ ખ્રિસ્તી સંતાલોને બદલે ૮૦,૦૦૦ જેટલા સંતાલો ખ્રિસ્તી થયા હોત. વધારે શાળાઓની જરૂર છે. ભણી શકે એવા છોકરાઓના ૧/૩ જેટલા જ શાળામાં ભણી શકે છે. માસિક રૂ. ૧૫૦ માં એક શાળા સારી રીતે ચાલી શકે. શાળા શિક્ષણના કામ ઉપરાંત વિદ્યાર્થીઓનાં માબાપો ને બીજાં આધેડ વયનાં સ્ત્રી-પુરૂષોની ધાર્મિક ને સામાજિક સુધારણાનું મથક થઈ પડે છે. શાળાનું મકાન રૂ. ૧૨૦ માં બંધાવી શકાય છે. તેનું જ બીજું શિક્ષકનું મકાન એટલા જ પૈસામાં ઉભું થઇ શકે. માસિક રૂ. ૧૨ નો શિક્ષકને પગાર હોય છે અને પ્રચારકનો પગાર ૧૦ થી ૧૮ સુધી હોય છે. દરેક અનાથ વિદ્યાર્થીનો માસિક ખાધાખોરાકીનો ખરચ રૂ. ૩ (ત્રણ) આવે છે. ધાર્મિક સાહિત્ય બહાર પાડવા માટે પૈસા જોઇએ. બંગાળી ને હિંદી ભાષાનાં પુસ્તકો આપણા કામ માટે નકામાં છે, અને આ સંતાલ કોમમાં વાંચનાર લખનાર એટલા ઓછા છે કે નવાં પુસ્તકો છાપવાં મોંઘાં પડે.

નાણાંની તંગીને લીધે શાળાઓ કદાચ બંધ કરવી પડે. શિક્ષકો અને પ્રચારકોને રજા આપવી પડે અને છેવટે બીજા સંપ્રદાયના પાદરીઓ (Roman Catholics) આ લોકોને આપણી પાસેથી છીનવી લઇ શકે. આપણે વેળાસર ચેતવું જોઇએ. કામ કરનારને કામનો તોટો નથી."

ઉપલા લેખમાં થોડો ફેરફાર કરવાથી હિંદુ સનાતન ધર્મનું અભિમાન ધરતા પંડિતો, શાસ્ત્રીઓ તેમજ સામાન્ય માણસોને બહુ મનન કરવા જેવી વસ્તુ મળી રહેશે. ખ્રિસ્તી શબ્દને ઠેકાણે હિંદુધર્મ, અને પાદરીને ઠેકાણે ધર્મગુરૂઓ, આચાર્યો યા બ્રાહ્મણો—આ શબ્દો મુકવાથી હિંદુઓએ શું કરવું જોઇએ તેનો સારો ખ્યાલ આવી શકે છે. સ્પર્શાસ્પર્શના ખાલી શાસ્ત્રાર્થ કરવાની માથાકુટ બાજુએ મુકી ઉપલા લેખમાં બતાવેલી કાર્યદિશામાં દલિતોના ઉદ્ધાર માટે કેટલા સનાતની હિંદુઓ કટિબદ્ધ થશે ? પરદેશમાં પોતાનાં ઘરબાર છોડી ઉષ્ણુ કટિબંધ દેશનો પ્રખર તાપ સહન કરી, આપણા જેવો પહેરવેશ પહેરી, ગામડે ગામડે ગરીબનાં ઝુંપડાંમાં ભટકી, તેમાં વસી, ઓછા પગારે, ઓછા ખરચે જે કામ આજ હાંસકા થયાં અંગ્રેજ પાદરી કરી શકે છે તેવું કામ આપણે નથી કરી શકયા તે માટે આપણે ખરેખર શરમાવું જોઇએ. હજીયે આપણે જો વેળાસર નહિ ચેતીએ અને ગયા જમાનાની ધર્મની રાખ અંગે ચોળી, ખોટા શાસ્ત્રાર્થમાં સમય ગુમાવીશું તો ગયો સમય ફરી નહિ આવે અને જ્યારે મોટી સંખ્યામાં લોકો ખ્રિસ્તી થયા હશે ત્યારે આપણે જાગીને જોઇશું અને હતાશ થઇશું.

માતાની આવેગવાળી ચળવળથી જો કે મીશનરીઓ કામ નથી કરતા, છતાંયે જંગલી કોમને વટલાવવા માટે તેઓને નવા વહેમો દાખલ કરવા પડે છે—ચમત્કારો બતાવવા પડે છે; જેમ કે હમણાં જ પંચમહાલના મુક્તિફોજ મિશનની પાદરી સ્ત્રીઓએ ગરીબ ભીલ સ્ત્રીઓને એક ગીત શીખવી દીધું અને તે દ્વારા હિંદુ ધર્મ છોડી ખ્રિસ્તી ધર્મમાં આવવાનો રસ્તો સહેલો કરી મુકયો. ગીત આ પ્રમાણે છેઃ

'પહેલો ચમત્કાર કીધો ઇસુએ'
પહેલો ચમત્કાર કીધો રે લોલ...ટેક.
લંગડાને ચાલતા કીધા ઇસુએ
લંગડાને ચાલતા કીધા રે લોલ

આંધળા ને દેખતા કીધા ઈસુએ
આંધળાને દેખતા કીધા રે લોલ
મરેલાને જીવતા કીધા ઈસુએ
મરેલાને જીવતા કીધા રે લોલ

આ ગીત ભીલ સ્ત્રીઓ રસ્તા ઉપર કામ કરતી જાય છે ત્યારે ગાય છે. શું ચમત્કારથી જ, ખોટા વહેમોથી જ જંગલી પ્રજાને સમજાવી શકાશે? આજ સુધીના અનેક ધર્મ ને સંપ્રદાયના ઇતિહાસમાં વહેમ ને ચમત્કાર જેવી વસ્તુ મળી આવે છે, એટલે તે ધર્મ કે સંપ્રદાયમાં હોવી જ જોઇએ, એ સમાધાન સાચું નથી.

દેશમાં ગરીબ માણસો ક્યાં વસે છે અને તેમનું શું થાય છે તેની ખબર બહુ ઓછાને હોય છે; અને તેથી જ કહેવાય છે કે શિક્ષિતઅશિક્ષિત વચ્ચેનું અંતર દિનપરદિન વધતું જાય છે. અસલ વતની કોમ આખા હિંદુસ્તાનમાં ૧૬૦ લાખ જેટલી છે. તેના પ્રશ્ન તરફ દુર્લક્ષ કરવું હિંદીઓને લાજમ નથી.

કેટલાંએ વર્ષો પહેલાં ખ્રિસ્તીઓએ પોતાનાં થાણાં નાંખી આવી કોમો વચ્ચે કામ શરૂ કર્યું છે, અને આપણી આંખ હજીએ ઉઘડતી નથી. તેઓની કામ કરવાની રીત ( organization ) કેવી સુંદર હોય છે! માત્ર બે અંગ્રેજ સુશિક્ષિતોથી આખાં ત્રણ પરગણાં સંભાળી શકાય છે. વળી સ્થાનિક સહાનુભૂતિ પણ તેઓ મેળવી શકે છે. આપણે માટે આવું કામ કેટલું સરળ થઇ પડે!

ખ્રિસ્તીઓ સરકારને માબાપ માને છે અને જંગલી પ્રજાની પાસે મનાવે છે તેનું કારણ ઉઘાડું છે. ઉચ્ચ વર્ણના કહેવાતા હિંદુઓ પોતાના જાતભાઇઓની દરકાર નથી કરતા, બલ્કે તેમને નીચોવી, તેમને ગુલામી દશામાં રાખી મૂકે છે.

ખ્રિસ્તી મીશનને ૮,૦૦૦ થી ૮૦,૦૦૦ સુધી સંતાલોને વટલાવવાની મહત્વાકાંક્ષા થાય છે, એ એમની ભવિષ્યની કાર્યદિશાનો સારો ખ્યાલ આપે છે.

શાળાઓ અને પ્રચારકો મારફત આ બધું સુધારણાનું કામ ખ્રિસ્તી મીશનો કેટલે ઓછે પૈસે કરે છે અને સાદા ઝુંપડાથી પોતાનું કામ ચલાવી લે છે એ ખાસ નોંધવા જેવું છે. વિદ્યાર્થીનો ખાધાખોરાકીનો ખરચ માત્ર રૂ. ૩ આવે એ કેટલાક શહેરીઓને આશ્ચર્ય પમાડે એવું છે, પણ દોહદ (પંચમહાલ)ના ભીલ સેવા મંડળના આશ્રમોમાં પણ વિદ્યાર્થી પાછળ ખાવાનો ખરચ આટલો જ આવે છે. સાદાઇથી કેમ કામ વિસ્તારવું એ તરફ મીશનરીઓનો પ્રયત્ન હોય છે. શિક્ષકોને ઓછો પગાર આપવામાં આવે છે તેથી સારા શિક્ષકો મળતા નથી અને તેથી કામ કેટલું યન્ત્રવત્ ચાલ્યાં કરે છે! ઉચ્ચ ભાવના કે આદર્શ આવા ઓછા પગારના નોકરોમાં ક્યાંથી હોય? તેમનું ધાર્મિક જ્ઞાન પણ અધકચરું હોય છે. આ શિક્ષકો તો કેવળ પેટ ભરવા માટે ધંધા તરીકે આવા મીશનના કામમાં જોડાય છે. ખ્રિસ્તી પાદરીઓ જે લોકોમાં કામ કરે છે તે પહેલાં તેઓની ભાષા શીખી લેવાનો પ્રયત્ન કરે છે. ઘણુંખરૂં સાહિત્ય તે ભાષામાં ઉતારે છે.

પોતાના ધર્મનો બહોળો પ્રચાર કરવાના હેતુથી ખ્રિસ્તીઓ ઉપર જણાવ્યા પ્રમાણે ભારે સેવા કરે છે છતાંયે આપસઆપસમાં પોતાના સંપ્રદાયની સંકુચિત દૃષ્ટિ છોડી શકતા નથી. રોમન કેથોલિક અને મુક્તિ-ફોજ પોતપોતાની જુદી જ સંસ્થાઓ સ્થાપે છે, અને અન્યોન્યને શંકાની નજરે જુએ છે એ ઉપલા લેખના છેવટના ભાગના લખાણ ઉપરથી માલમ પડશે. આવી સંપ્રદાયી અંધી આપણા કામમાં ન ઘુસી જાય તેની આગળથી કાળજી લેવાવી જોઇએ.

**હિંદુધર્મનું ખરૂં ગૌરવ અનાર્યોને આર્ય કરવામાં રહેલું છે.** પ્રાચીન ઇતિહાસ આ વાતની ભાર દઇને સાક્ષી પૂરે છે. સમયના બળને આપણે નહિ ઓળખીએ, તે પાણી પહેલાં પાળ નહિ બાંધીએ તો પછી પસ્તાવું પડશે. ગૌરજ સમય જેવાં શુભ ચોઘડીઆં ફરી ફરીને નથી આવતાં. સનાતની હિંદુઓને આ વાત ઉપર લક્ષ આપવાની વિનંતિ છે. છેલ્લા વસ્તીપત્રકમાંથી આ લેખને મથાળે ટાંકેલાં વાક્યોનું રહસ્ય બરોબર સમજી લેવા જેવું છે.

શ્રીવર

# મુંબાઈ અને સ્કુલ ઑફ આર્ટ

હીંદની કલાને તેના યોગ્ય દષ્ટિક્ષેત્રમાં ગોઠવીને જોઇએ ત્યારે તે એવું તો વિશાળ દશ્ય બને છે કે આપણે તેને અવલોકવામાં એકદમ પ્રમાણબુદ્ધિ ખોઇ દઇએ છીએ. પ્રેક્ષક ઘણે ઉંચે ચઢીને યુંગફ્રાઉના શિખરને નીરખે ત્યારે તે ધુમ્મસમાં ઢંકાયલું ને અસ્ફુટ દેખાય છે તેના જેવું આ છે; અથવા તો, પહાડી રેલ્વેમાં બેસીને મોંટ બ્લેંકને પહેલી વાર જોઇએ ત્યારે તે ઝાંખું ઝાંખું દેખાય છે તેના જેવું એ છે. આમ હોવાથી વધારે સારું એ છે કે કોઇક નીચેના શિખર પર ખડા રહીને આપણી સમક્ષ પથરાયલાં નાનાં નાનાં શૃંગોને નીહાળવાં; કારણ કે વિજ્ઞાની જેમ એક જ હાડકા પરથી ...ૈતિહાસિક રાક્ષસી જાનવરના આખા હાડપિંજરની ...રના કરી શકે છે, તેમ એકાદ નાની ટેકરી પરથી ...ન લેતાં આપણે મોટાં, વણચઢાયલાં, દુર્ગમ શિખરોની ...ક ઝાંખી કરી શકીશું.

કલાના ક્ષેત્રમાં મુંબાઇની સ્કુલ ઑફ આર્ટ તેવી નાની શી ટેકરી છે: તે નાના રૂપમાં વધારે ભવ્ય, નમુનાઓનુ મધ્યવર્તી બિંદુ બને છે.

યુરપમાં તો કલાને ઘણી વાર અમુક સ્થળ, વર્ગ કે વ્યાખ્યાના ચોકઠામાં ગોઠવીને સમજી શકાય છે. તેને એક યાદીમાં સમાવી દઇ શકાય છે. જાહેર ચિત્રાલયોની દીવાલ પર તેનું મૂલ્ય આંકી લેવાય છે. તેને ત્યાં ડહાપણભરી સ્વીકૃત મર્યાદામાં રાખવામાં આવે છે. જીંદગીના કામગરા ને શિષ્ટાચારી પ્રદેશોમાં કલાને વચ્ચે આવવા દેવામાં આવતી નથી—શીવાય કે ખાણા વખતે વાતચીતના વિષય તરીકે તેને સ્થાન મળે છે. હીંદમાં કલા અનન્ત છે. તેને સાંકડી દીવાલોમાં પરહેજ રાખવામાં નથી આવતી. તેમ જ, પશ્ચિમમાં જેમ બને છે કે સંગ્રહસ્થાનોમાંથી બહાર નીકળીને આપણે ત્યાં મુકેલી છત્રીઓ પાછી માગીએ તે વખતે કલાને તો અંદર જ પાછળ છોડતા આવીએ છીએ, તેવું પણ હીંદમાં બનતું નથી. અહીં તે આપણી આસપાસ સર્વત્ર છે. એ વાતાવરણમાં જ ભરી છે. તે ભભકતા રંગોમાં મૂર્ત થએલી એક ભાવના છે.

સ્થાપત્યની ભુલો છતાં, વેપારની ધમાલ છતાં, સ્વાર્થની વેદી પર નગરમહિમાના અપાયલા ભોગ છતાં, ખુદ મુંબાઇમાંથી જે આ અગાધ સૌંદર્યના બેહદી સંસ્કારને પ્રગટતો આપણે દેખીએ છીએ. મુંબાઇના સૌંદર્યને "કોન્ક્રીટ"ની બનાવટનાં ઝડપબંધ વધતાં મકાનો કે ખાલી ઝળકવાળો ઈંટચુનો નષ્ટ કરી શકે તેમ નથી. તેવા નાશકારી પ્રયાસોની સામે તેનાં સમુદ્ર ને આકાશ, ટેકરીઓ ને ઝાડો, રેતીના કીનારા, ટાપુઓ ને તળાવો—સર્વે ટક્કર ઝીલી શકે તેમ છે. પોતાનાં આકર્ષણોને નિત્ય નવે અવતારે રચનારી જાદુઇ શક્તિ મુંબાઇમાં છે, અને જેટલી જેટલી વાર તેનું પતન થાય તેટલી વાર નવા શણગાર સજવાનું સામર્થ્ય તેનામાં છે.

આમ, મુંબાઈ હજુયે મહારાણી છે. તેથી, જગતનાં પ્રખ્યાત નગરોમાં જઇ આવેલા મુસાફરનું હૃદય પણ તે મુંબાઇના સૌથી પ્રસિદ્ધ દશ્ય જોવાના સ્થાનકે જઇને તે ઉભો રહે ત્યારે ધબકવા લાગે છે. મુંબાઇ જ્યારે મોડી બપોરના પ્રશાંત પ્રકાશમાં તંદ્રાધીન થઇને પડયું હોય ત્યારે હીંદુ દેવળ પાસેના "હેંગીંગ ગાર્ડન્સ" પરથી તેને જેનારને એમ લાગ્યા વિના રહેતું નથી કે દુનીઆનાં શ્રેષ્ઠ નગરો પણ એ દશ્ય કરતાં કોઇ ખાસ રીતે ચઢીઆતાં નથી.

આવા શહેરની કલાશાળા (સ્કુલ ઑફ આર્ટ) અજાયબીભરેલી હોય તે કુદરતી છે. અને આ હકીકતમાં પણ નવાઇ નથી કે તેના ચારસો વિદ્યાર્થીઓ બંગાળ, ખાનદેશ, યુક્ત પ્રાંતો, મધ્ય હીંદુસ્થાન, ઇંદોર, નીઝામ



સૂર્ય



ચંદ્ર



મંગળ



બુધ

મુંબઈની 'સ્કુલ ઓફ આર્ટ' ના વિદ્યાર્થીઓની કૃતિઓના નમુના.

# મુંબાઈ અને સ્કુલ ઑફ આર્ટ

હીંદની કલાને તેના યોગ્ય દૃષ્ટિક્ષેત્રમાં ગોઠવીને જોઇએ ત્યારે તે એવું તો વિશાળ દૃશ્ય બને છે કે આપણે તેને અવલોકવામાં એકદમ પ્રમાણબુદ્ધિ ખોઇ દઇએ છીએ. પ્રેક્ષક ઘણે ઉંચે ચઢીને યુંગફ્રાઉના શિખરને નીરખે ત્યારે તે ધુમ્મસમાં ઢંકાયલું ને અસ્ફુટ દેખાય છે તેના જેવું આ છે; અથવા તો, પહાડી રેલ્વેમાં બેસીને મોટ બ્લેંકને પહેલી વાર જોઇએ ત્યારે તે ઝાંખું ઝાંખું દેખાય છે તેના જેવું એ છે. આમ હોવાથી વધારે સારું એ છે કે કોઇક નીચેના શિખર પર ખડા રહીને આપણી સમક્ષ પથરાયલાં નાનાં નાનાં શૃંગોને નીહાળવાં; કારણ કે વિજ્ઞાની જેમ એક જ હાડકા પરથી પ્રાગૈતિહાસિક રાક્ષસી જાનવરના આખા હાડપિંજરની ઘટના કરી શકે છે, તેમ એકાદ નાની ટેકરી પરથી દર્શન લેતાં આપણે મોટાં, વણચઢાયલાં, દુર્ગમ શિખરોની ઝાંખી કરી શકીશું.

કલાના ક્ષેત્રમાં મુંબાઇની સ્કુલ ઑફ આર્ટ તેવી નાની શી ટેકરી છેઃ તે નાના રૂપમાં વધારે ભવ્ય, નમુનાઓનું મધ્યવર્તી બિંદુ બને છે.

યુરપમાં તો કલાને ઘણી વાર અમુક સ્થળ, વર્ગ વ્યાખ્યાના ચોકઠામાં ગોઠવીને સમજી શકાય છે. તેને એક યાદીમાં સમાવી દઇ શકાય છે. જાહેર ચિત્રાલયોની દીવાલ પર તેનું મૂલ્ય આંકી લેવાય છે. તેને ત્યાં ડહાપણભરી સ્વીકૃત મર્યાદામાં રાખવામાં આવે છે. જીંદગીના ક્રમગરા ને શિષ્ટાચારી પ્રદેશોમાં કલાને વચ્ચે આવવા દેવામાં આવતી નથી—શીવાય કે ખાણા વખતે વાતચીતના વિષય તરીકે તેને સ્થાન મળે છે. હીંદમાં કલા અનન્ત છે. તેને સાંકડી દીવાલોમાં પરહેજ રાખવામાં નથી આવતી. તેમ જ, પશ્ચિમમાં જેમ બને છે કે સંગ્રહસ્થાનોમાંથી બહાર નીકળીને આપણે ત્યાં મુકેલી છત્રીઓ પાછી માગીએ તે વખતે કલાને તો અંદર જ પાછળ છોડતા આવીએ છીએ, તેવું પણ હીંદમાં બનતું નથી. અહીં, તે આપણી આસપાસ સર્વત્ર છે. એ વાતાવરણમાં જ ભરી છે. તે ભભકતા રંગોમાં મૂર્ત થએલી એક ભાવના છે.

સ્થાપત્યની ભુલો છતાં, વેપારની ધમામ છતાં, સ્વાર્થની વેદી પર નગરમહિમાના અપાયલા ભોગ છતાં, ખુદ મુંબાઇમાંથી જ આ અગાધ સૌંદર્યના ભેદી સંસ્કારને પ્રગટતો આપણે દેખીએ છીએ. મુંબાઇના સૌંદર્યને "કોન્ક્રીટ"ની બનાવટનાં ઝડપબંધ વધતાં મકાનો કે ખાલી ઝળકવાળો ઇંટચુનો નષ્ટ કરી શકે તેમ નથી. તેવા નાશકારી પ્રયાસોની સામે તેનાં સમુદ્ર ને આકાશ, ટેકરીઓ ને ઝાડો, રેતીના કીનારા, ટાપુઓ ને તળાવો—સર્વે ટક્કર ઝીલી શકે તેમ છે. પોતાનાં આકર્ષણોને નિત્ય નવે અવતારે રચનારી જાદુઇ શક્તિ મુંબાઇમાં છે, અને જેટલી જેટલી વાર તેનું પતન થાય તેટલી વાર નવા શણગારે સજાવાનું સામર્થ્ય તેનામાં છે.

આમ, મુંબાઈ હજુયે મહારાણી છે. તેથી, જગતનાં પ્રખ્યાત નગરોમાં જઇ આવેલા મુસાફરનું હૃદય પણ તે મુંબાઇના સૌથી પ્રસિદ્ધ દૃશ્ય જોવાના સ્થાનકે જઇને તે ઉભો રહે ત્યારે ધબકવા લાગે છે. મુંબાઇ જ્યારે મોડી બપોરના પ્રશાંત પ્રકાશમાં તંદ્રાધીન થઇને પડયું હોય ત્યારે હીંદુ દેવળ પાસેના "હેંગીંગ ગાર્ડન્સ" પરથી તેને જોનારને એમ લાગ્યા વિના રહેતું નથી કે દુનીઆનાં શ્રેષ્ઠ નગરો પણ એ દૃશ્ય કરતાં કોઇ ખાસ રીતે ચઢીઆતાં નથી.

આવા શહેરની કલાશાળા (સ્કુલ ઑફ આર્ટ) અગત્યતાભરેલી હોય તે કુદરતી છે. અને આ હકીકતમાં પણ નવાઇ નથી કે તેના ચારસો વિદ્યાર્થીઓ બંગાળ, બ્રહ્મદેશ, યુક્ત પ્રાંતો, મધ્ય હીંદુસ્થાન, ઇંદોર, નીઝામ



રા. એમ. વી. ધુરંધર
[મુંબાઇની જે. જે. સ્કુલ ઑફ આર્ટના પ્રીન્સીપાલ]

રાજ્ય, મદ્રાસ, કોચીન, ત્રાવણકોર અને કાશ્મીર જેવાં દૂરનાં અને જુદાં જુદાં સ્થાનેથી આવેલા યાત્રાળુઓ છે.

પણ આ વિદ્યાર્થીઓએ બ્રીટીશ એમ્પાયર એક્ઝીબીશન માટે જે "ઇંડીઅન રુમ" તૈઆર કર્યો ને શણગાર્યો છે તે સમજવા માટે જે વાતાવરણમાં તે કામ કરવામાં આવ્યું છે તેની સમજણ જરૂરી છે. તેમ જ જે રસિક અસરો શાળામાં કેન્દ્રિત થાય છે તેની એકતા પણ જાણવી જોઇએ. શહેરના જે વિભાગમાં કલાશાળા આવેલી છે તેને "કોટ" કહેવામાં આવે છે. પણ આ કોટ તો ફળની છાલ જેવું છે. પણ તે ફળ—એટલે શાળા પોતે—એટલું બધું હીંદી વાતાવરણ ધારનારૂં છે કે શાળાનાં જુદાં જુદાં ખાતાં જે પાશ્ચાત્ય મકાનોમાં ગોઠવાયાં છે તે પણ જે જોઇ શકે તેને એવાં લાગે છે કે જાણે હીંદી વિદ્યાર્થીઓએ તેની પર કોઇ અદ્દશ્ય સાડીઓની સજાવટ કરી હોય. વિદ્યાર્થીઓ શાળાના દરવાજામાં પેસે ત્યારે તેઓ બજારને પોતાની પાછળ છોડી આવતા નથી. ઘેરથી શાળામાં આવવાના એ દૈનિક સંક્રમણનું એમનામાંના ઘણાને તો ભાન પણ છે કે કેમ તે શંકાભરેલું છે. તેઓની ઘેરી આંખોના ઉંડાણમાં નવાં ચેતનની ચીનગારીઓ છે, પણ કલાશાળામાં તો તેઓ પોતાના દેશનું રહસ્ય ઉકેલવામાં રોકાયા હોય છે. જેને ખાતર તેઓ આનંદથી આટલો બધો ભોગ આપે છે તેનું એ રહસ્ય તેના સમગ્ર રૂપમાં પાશ્ચાત્ય કર્મેન્દ્રિયથી ઝીલી શકાય તેમ નથી—પાશ્ચાત્ય હસ્તને લાધે તેમ નથી.

આ ગૂઢ વિદ્યા શી છે? એ તો દક્ષિણ હીંદના કરોડો લોકોને સ્વભાવસિદ્ધ છે. આથી, ગરીબમાં ગરીબ હીંદી છોકરી પણ પોતાની ચોળી કે સાડીનો રંગ પસંદ કરવામાં જરાય ભુલ કરતી નથી. તે જ પ્રમાણે, ઉત્સવોને દહાડે મરાઠી છોકરીઓ એવા તો સુમિશ્રિત ને સુસંવાદી રંગોની સાડીઓ પહેરે છે કે જાણે એ શીરસ્તાઓનાં પીંછાંમાંથી બનાવેલી લાગે. હીંદના છોકરાઓ સફેદ ધોતીઆં, ખમીસ અને નાની નાની ટોપીઓ અથવા રંગીન પાઘડીઓ પહેરે છે. તેઓમાંના ઘણા સાદી હાથબનાવટની ખાદી પહેરે છે અને સંસ્કૃતિથી હાર ખાવાની જાણે ના પાડતા હોય તેમ પગમાં ચંપલો પણ ધારણ કરે છે. આવા વિદ્યાર્થીઓ હરકોઇ કલાશાળાના ગૌરવરૂપ જ ગણાય. એ વિદ્યાર્થીઓની જો પશ્ચિમનો હીંદીકલાવિષયક નિરાશાવાદી એક જ વખત ઝાંખી કરે તો તે પણ બસ છે. આ ચિત્રવિચિત્ર જુવાનોને, તેમના જ્વલંત આત્માઓને અને કાર્યકુશળ હાથોને જોયા પછી તે સર્વના ઉચ્ચ કાર્યને વીશે પેલા નિરાશાવાદીના મનમાં જરાય શંકા રહે નહીં. હીંદી કલા ભૂતકાળની વસ્તુ હોય તેમ તેને વીશે વાત કરવામાં આવે છે, પણ કલાકારની નજરે તો તે અમર યૌવનવતી અપ્સરા જેવી છે.

એવી જ ભાવનાથી તે વિદ્યાર્થીઓએ પોતાનો "ઇંડીઅન રુમ" રચ્યો ને શણગાર્યો છે. એ કામને નવ મહીના લાગ્યા અને શાળાના નાનામોટા બધા વર્ગોએ તેમાં પોતાનો કંઈ ને કંઈ હીસ્સો આપ્યો હતો.

તેઓએ તે કામ આનંદથી કર્યું. એક વાર શરુ કર્યા પછી તો તેમાં તેઓ મશગુલ જ બન્યા. પછી તેઓ પોતાના ચિત્ર પર કલાકો સુધી કામ કરે અને તેની સચોટતા જરાય ઢીલી ન થાય, એમ આપણે જોઇ શકીએ.

આપણે પ્રભાતે તેને પોતાનું કામ શરુ કરતો જોઇએ છીએ. એક વાર તેને જોયો એટલે તેની મૂર્તિ આખો દહાડો આપણા દીલમાં રમ્યાં કરે,-અને પછી




મહાત્મા શેખ સાદી—લેખક 'સાદીક.' પ્રકાશકઃ ઇરાક સાહિત્ય કાર્યાલય. કિંમત રૂપીઆ ૨. ઇરાનના સુપ્રસિદ્ધ સંત મુસાફર ઉપદેશક અને કવિનો પરિચય આપી લેખકે આપણા સાહિત્યની એક ખરી સેવા બજાવી છે. લેખક જન્મથી અરબ છે અને તેમની સ્વભાષા પરશિયન છે તેથી તેમને ગુજરાતી ભાષામાં અને ખાસ કરીને સંસ્કૃત શબ્દોની જોડણીમાં કેટલીક મુશ્કેલીઓ પડે તે સ્વાભાવિક છે, છતાં અપરિચિત ફારસી શબ્દો ન વાપરતાં તેમણે શુદ્ધ ગુજરાતી જ વાપરવાનો સદાગ્રહ રાખેલો છે તે પ્રશંસનીય છે. પુસ્તકમાં શેખ સાદીના જીવનની રેખા, ગુલિસ્તાન બોસ્તાનના રસિક ભાગો, તે પુસ્તકના બીજી ભાષામાં થયેલા તરજુમાની માહિતી વગેરે ઘણી ઉપયોગી હકીકત આપી છે. જૂના ગુજરાતી તરજુમા આપ્યા છે તે તો ગુજરાતી ભાષાના જૂના નમૂના તરીકે પણ જોવા જેવા છે. શેખ સાદીની સુંદર તસ્વીર અને એક જૂની હસ્તલિખિત પ્રતના પહેલા પાનાનો ફોટો આપ્યો છે તે પણ યોગ્ય કર્યું છે.

રાસસંગ્રહ (પ્રથમ ભાગ)—સંપાદકઃ ચન્દ્રહાસ પુરુષોત્તમ મ્હેતા. પ્રકાશકઃ નટવરલાલ શંકરલાલ મ્હેતા. વિવેકાનન્દ મુદ્રણાલય, ન્યૂ ખાડિયા રોડ, અમદાવાદ. મૂલ્ય રૂ. ૧–૪–૦. પૃ. ૧૬૦.

પ્રાચીન કવિઓએ તેમ જ આધુનિક કવિઓએ રચેલા રાસો અને થોડાંએક લોકગીતો મળી કુલ ૧૧૬ ગીતોનો આ સંગ્રહ છે. આ સંગ્રહનો ઉપોદ્‌ઘાત સૌ. વિદ્યા બહેને લખ્યો છે અને તેમાં ગરબાઓ આપણા સાહિત્યમાં અને જીવનમાં જે વિશિષ્ટ સ્થાન ભોગવે છે તે-સંબંધી ચર્ચા કરી છે.–હાલ આ સાહિત્યનો શોખ ફરી જાગૃત થયો છે તે એક આપણા સમાજમાં પ્રવેશ કરતા નવજીવનનું શુભ ચિન્હ છે.

ઉપોદ્‌ઘાતમાં સૌ. વિદ્યા બ્હેને રાસનો અર્થ ગરબો કર્યો છે. આ જાતનું સાહિત્ય ગુજરાતમાં જૂના કાળથી પ્રચલિત હતું અને પ્રાચીન ગ્રન્થોમાં વિશિષ્ટતાલબંધ સાથે સ્ત્રીઓ ગોળ ફરતી જે નૃત્ય કરતી તે નૃત્યને હલ્લીશ કે રાસ કહેલું છે. આ ઉપરથી રાસનું લક્ષણ એટલું તો અવશ્ય માનવું જોઇએ કે જે ગીત સ્ત્રીઓ હીંચ કે ગરબા જેવા તાલ સાથે ગાઇ શકે તે જ રાસ. પણ સંગ્રહમાં અમને બધાં ગીતો એવાં જણાયાં નથી. અલબત્ત, ગમે તે ગીત સ્ત્રીઓ ગોળ ફરીને ગાવા ધારે તો ગાઇ તો શકે જ; પણ જે વિશિષ્ટ તાલથી ગાવાની પરંપરા હોય તેને દરેક ગીત અનુકૂળ નથી હોતું. એવાં કેટલાંક ગીતો આ સંગ્રહમાં આવી ગયાં છે અને તેમને રાસ ન ગણી શકાય. 'પ્રિયસંયોગાર્જવ' ધીરાની કાફી જણાય છે, અને સામાન્ય રીતે 'પદ' ગણાય છે. 'યુગ મુબારક' પણ સ્ત્રીઓના રાસ કરતાં 'પદ' છે. આવાં ગીતોને આ સંગ્રહમાં સ્થાન ન જોઇએ એમ અમારું માનવું છે.

સંગ્રહમાં ગીતોના ક્રમમાં કોઈ ખાસ યોજના જણાતી નથી. પણ સંગ્રહોમાં ક્રમ ન હોવાથી પણ એક ખાસ લાભ છે કે તેમાં રસની ફૂલગૂંથણી એની મેળે આવી રહે છે—જો કે રસગૂંથણી એટલી જ આકર્ષક રાખીને પણ કોઇ ક્રમ રાખી શકાય. બીજી કેટલીક સરતચૂકો તો સંગ્રહકર્તા પોતે સુધારી લેવાના છે એટલે વિશેષ લખવાની જરૂર નથી.

આ સંગ્રહને અમે આવકાર આપીએ છીએ. સંગ્રહ કર્તાએ ગીતોનો સંગ્રહ કરવામાં ઘણો ઉદ્યોગ અને ખંત

દર્શાવ્યાં છે. નવો સંગ્રહ આથી પણ વધારે આકર્ષક થશે એમ આશા રાખીએ છીએ.

**રાજપૂતાનાનાં આંસુ**—અનુવાદકઃ કકલભાઇ કોઠારી. પ્રકાશકઃ અમૃતલાલ દલપતભાઇ શેઠ. સૌરાષ્ટ્ર કાર્યાલય, રાણપુર, કાઠિયાવાડ. મૂલ્ય ૭ આના. શ્રી પથિકે રાજપુતાનામાં અસહકાર કર્યો તેને પરિણામે ઇતિહાસ-પ્રસિદ્ધ મેવાડ–ઉદેપુરની અદાલતમાં શ્રી પથિકજી ઉપર દોઢેક વરસથી જે મુકર્દમો ચાલે છે તેનો હિંદીમાં જે જવાબ આપેલો તેનું આ ભાષાન્તર છે. આ નીડર પુરૂષના જીવનની રૂપરેખા પરિચયરૂપે શરૂમાં આપેલી છે. દેશીરાજ્યો પ્રત્યે સરકારની કેવી નીતિ ચાલે છે, દેશી રાજ્યોમાં વેઠ વગેરે કયા કયા મુખ્ય સવાલો છે, અને તેમને માટે કેવી રીતે પ્રજા ન્યાય મેળવી શકે એ સર્વ હકીકત આ કથનમાંથી મળશે. ભાષા સરલ અને સચોટ છે. હાલના રાજકીય મંથનમાં આ પુસ્તક સર્વેએ વાંચવું જોઇએ.

**બુઝાતો દીપક, ભાગ પહેલો**—અનુવાદકઃ કકલભાઇ કોઠારી. પ્રકાશકઃ અમૃતલાલ દલપતભાઈ શેઠ. સૌરાષ્ટ્ર કાર્યાલય રાણપુર, કાઠિયાવાડ. મૂલ્ય ૭ આના. દીલ્હીના છેલ્લા બાદશાહ બહાદુરશાહ જે છેવટે પછના બળવામાં ...કારના કેદી થયા હતા તેમના સંબંધી આ પુસ્તકમાં ...ની છે. મૂળ ગ્રંથ ઉર્દુમાં છે અને લેખકના પૂર્વજોને બાદશાહી કુટુંબ સાથે નિકટ સંબંધ હતો માટે પુસ્તકની હકીકત પ્રમાણભૂત ગણી શકાય. એ વાંચતાં હકીકત કેવળ સંભવિત લાગે છે, ઐતિહાસિક હકીકત છતાં કોઇ પણ નવલકથામાં શોભે એવું ચમત્કારિક અને રસમય વસ્તુ છે અને કથન અને શૈલી બન્ને આકર્ષક છે. અમે સર્વને વાંચવાની ખાસ ભલામણ કરીએ છીએ.

**અખાની વાણી તથા મનહર પદ**—પ્રકાશકઃ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય. સ્થળઃ અમદાવાદ અને મુંબઇ. કિંમત અમદાવાદમાં રૂા. ૧॥; અન્યત્ર ૧॥=. પૃષ્ટ સંખ્યા ૫૦૦. અખાની વાણીની ગત આવૃત્તિના સાહિત્યમાં આમાં અખાનું વિશેષ સાહિત્ય ઉમેર્યું છે અને તે સાથે મનહરનાં પદો પણ બાંધ્યાં છે. અખાનો ટૂંકમાં પરિચય આપેલો છે અને શ્રી નર્મદાશંકરનો 'અખો અને તેનું કાવ્ય' નિબંધ છાપી પુસ્તકને વધારે ઉપયોગી કર્યું છે. અખાની કટુ–રમ્ય અને પથ્ય વાણીની યોગ્ય કદર થશે એમ આશા રાખીએ છીએ.

**ગિરધરકૃત રામાયણ**—પ્રકાશકઃ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય. સ્થળ અમદાવાદ અને મુંબઇ. પૃ. ૭૮૪. અમદાવાદમાં રૂ. ૨I; અન્યત્ર ૨॥. પ્રારંભમાં રામાયણના મહિમા સંબંધી પૂર્વના તેમજ પશ્ચિમના રસજ્ઞોનાં અવતરણો આપેલાં છે અને છેવટે કવિનું ચરિત્ર આપેલું છે. આધુનિક યુગને ઘણા નિકટ સમયના એટલે ૧૯મા શતકના આ કવિનાં કાવ્યો ભાષા રસ કથા વગેરે દૃષ્ટિથી વાંચવા યોગ્ય છે.

**બંકિમનિબંધમાલા**—અનુવાદકોઃ જગજીવન-કાલિદાસ પાઠક, કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા, અને ભીમજી હરજીવન સુશીલ. પ્રકાશકઃ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય. સ્થળ અમદાવાદ અને મુંબઇ. અમદાવાદમાં મૂલ્ય ૧॥I; અન્યત્ર ૧॥=. પૃ. ૫૯૨. જૂની આવૃત્તિ ઉપરાંત આમાં બંકિમબાબુનું જીવનવૃત્તાંત અને 'ધર્મતત્ત્વ' પણ છે. પુસ્તક પહેલાં માફક સુવાચ્ય છે.

**ધર્મતત્ત્વ**—અનુવાદકઃ ભીમજી હરજીવન સુશીલ. પ્રકાશકઃ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય. અમદાવાદ અને મુંબઇ. મૂલ્ય ૦॥; પાકું પૂંઠું ૦॥I. પૃ. ૨૪૮. બાબુ બંકિમચંદ્રના પુસ્તકનો સુવાચ્ય અનુવાદ છે.

**Sanskrit-English, English—Sanskrit Dictionary**—Specially prepared for High School & College Students by C. J. Bhatt, B. A. Sanskrit Teacher, The Bharda New High School, Bombay and published by R. H. Patel, Mathurdas Building, Vithaldas Road, Princess Street, Bombay 2. Price Rs. 2-8-0.

વિદ્યાર્થીઓના ઉપયોગનો સંસ્કૃત–અંગ્રેજી અને અંગ્રેજી–સંસ્કૃત નાનો શબ્દકોશ છે. અક્ષર મોટા—આંખ ન બગડે એવા અને ચોખ્ખા છે.

**સુબોધક નીતિકથા**—લેખક સ્વ૦ ખરશેદજી જમનજી ફરામરોજ ઉર્ફે 'ખીરગત'. પ્રકાશકઃ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ અને મુંબઇ. અમદાવાદમાં મૂલ્ય ૬ આના. અન્યત્ર ૬॥ આના. પ્રાણી ઝાડપાન ઇત્યાદિને લાગુ પાડીને લખેલી નાની વાર્તાઓ.

**ગીતાની વ્યાખ્યા**—યુગાન્તર ગ્રંથમાલા પુષ્પ ૩જું કિંમત આઠ આના. શ્રી અરવિન્દ ઘોષે ગીતાનિબંધ લખ્યો–તે પહેલાં ગીતાના બે અધ્યાયની વ્યાખ્યા ... પડતી મૂકેલી તેનો આ અનુવાદ છે.

સ્વ. કવિ બુલાખીરામ-'ઔદિચ્ય' ગ્રન્થમાલા. લેખકઃ શંકરલાલ જગજીવન જાની. પ્રકાશકઃ હિરાલાલ બાપાલાલ મ્હેતા. ડોશીવાડાની પોળ, કાળુપુર, અમદાવાદ. મૂલ્ય રૂ. ૦-૬-૦. કવિ દલપતશાળાના અનુયાયી હતી. તેમના સમયની સાહિત્યની રસવૃત્તિ ઉપર આથી કંઇક પ્રકાશ પડશે.

નિર્દોષ બાળાઘાત યાને સતીનું ખૂન-લેખક અને પ્રકાશકઃ વૈદ્ય નવલરામ વલ્લભજી, જેતપુર, કાઠિયાવાડ.

બાલવિકાસ*-પુસ્તક ૧. અંક ૧. તંત્રી પદ્મનાભ શાસ્ત્રી, કુંડલા, કાઠિયાવાડ. બાલકોને કાયિક વાચિક માનસિક વિકાસ કરવો એ આનો ઉદ્દેશ છે. વાર્ષિક લવાજમ રૂ. ૩-૦-૦, છ માસિક ૧-૮-૦, છુટક નકલ ૦-૬-૦. હિંદુસ્તાન બહારના દેશો માટે વાર્ષિક લવાજમ રૂા. ૫-૦-૦. એજન્ટોઃ ભાવનગરઃ વૈદ્ય દ્વારકાંપ્રસાદ ઉમીઆશંકર, માણેકવાડી ભાવનગર. અમદાવાદઃ પ્રાણજીવન વિશ્વનાથ પાઠક, આદિત્ય મુદ્રણાલય, અમદાવાદ.

ખેતીવાડી હુન્નર દર્શક-પખવાડિક પત્ર. તંત્રી તથા મેનેજર ડા. ભગવાનલાલ ગોપાળજી દવે. લવાજમ વાર્ષિક પોસ્ટેજ સાથે ફક્ત રૂપીઆ ત્રણ. રાણપુર. બી. એસ. રેલ્વે. ઢોરોનાં દરદો વિશેનો ભાગ ઉપયોગી છે પણ વારતા અને હુન્નરનો વિભાગ અમને બિન-ઉપયોગી લાગ્યો છે. અશ્લીલ દવાઓનો વિભાગ ત્યાજ્ય જ ગણવો જોઈએ. ભોળા ખેડુતોના હાથમાં એવી વસ્તુ મૂકવાની અમે ભલામણ કરી શકતા નથી.

બંસરી—ત્રિમાસિક. પુસ્તક ૨ જું. અંક ૧ લો. વાર્ષિક લવાજમ ૧-૪-૦. તંત્રી બાપુલાલ બી. ગાભી. આપાભાઇ મો. પટેલ. પ્રકાશકઃ બુલાભાઇ પુંજાભાઈ પટેલ. ઓડ. (આણંદ થઇને). આ સાઇકલોસ્ટાઇલથી કાઢેલા હસ્તલિખિત ત્રિમાસિકની સુઘડતા તેને માટે લીધેલા શ્રમ ખંત ધીરજ જોતાં આશ્ચર્ય થાય છે. અંદરના લેખો પણ સારા છે. પણ આટલી બધી મહેનતથી હસ્તલિખિત ત્રિમાસિક કાઢવા કરતાં એ શ્રમ ધીરજ વગેરેનો વધારે સારો ઉપયોગ ન થઇ શકે? ત્રિમાસિકનો કોઇ સ્થલપરત્વે કે નાત કે સમુદાય પરત્વે ખાસ આગ્રહ ન હોય અને માત્ર સાહિત્યની સેવા એ જ ઉદ્દેશ હોય તો અમે એ ઉત્સાહને અન્ય વધારે ફળદાયી માર્ગોમાં દોરવા સૂચના કરીએ છીએ.

* એક અંક બહાર પાડયા પછી તંત્રીએ પત્ર ચલાવવાનું માંડી વાળ્યું છે, એવી ખબર હમણાં સાંભળી છે.

શ્રાવક સંઘ-લખનારઃ મોતીલાલ, કચ્છ-કોડાય. "જીવન વિકાસક બંધારણો સમજાવતી એક શાંતિદાયક યોજના."

શ્રી ઘાટકોપર સાર્વજનિક જીવદયા ખાતું, પત્રિકા નં. ૨. સુધારેલી.

ભટ્ટભાસ્કર-પુસ્તક ૫. અંક ૧. કાર્તક ૧૯૮૧. તંત્રીઃ સુનીલાલ પુરુષોત્તમ બારોટ. વા. લવાજમ રૂા. ૨) છુટક નકલ રૂા. ૦l) દર પૂનમે નિયમિત રીતે પ્રગટ થતું વડોદરાની બ્રહ્મભટ્ટ સમાજ અને છાત્રાલયના આશ્રય તળે ચાલતું (બારોટ) બ્રહ્મભટ્ટ કોમની સર્વાંગ ઉન્નતિ માટે ચલાવાતું અદ્વિતીય માસિક.

સચ્ચિદ્ વિનયમંદિર, નિકોરા, વાર્ષિક અહેવાલ સંવત ૧૯૭૮-૭૯ તથા ૧૯૭૯-૮૦. પ્રસિદ્ધકર્તા સ્વામી પરમાનંદ સરસ્વતીની સૂચનાથી મંત્રી માધવભાઇ ગોવિંદભાઇ પટેલ. નિકોરા.

માકણ અને જૂ—શ્રી સયાજી બાલજ્ઞાનમાળા, પુષ્પ પર મું. લેખકઃ સ્વ. ઈંદુવદન દલસુખરામ દેસાઇ, બી. એજી. વડોદરા. પ્રકાશકઃ એમ. સી. કોઠારી, કાપડી પોળ, રાવપુરા, વડોદરા. કિમ્મત રૂ. ૦-૬-૦. લેખકે આપણા દેશનાં આ જૂનાં વતનીઓનો જાતે જ અભ્યાસ કરી ઘણી રસિક ભાષામાં સર્વ સમજી શકે તેવી રીતે તેનું નિરૂપણ કર્યું છે. રા.

બે નાટકો—સ્વ. કાન્તનાં બે નાટકો 'રોમન સ્વરાજ' અને 'ગુરૂ ગોવિંદસિંહ.' સંપાદકઃ મુનિકુમાર મ. ભટ્ટ. સૌરાષ્ટ્ર સાહિત્ય શ્રેણિ વર્ષ ૨, ક્રમાંક ૬. પ્રકાશકઃ અમૃતલાલ દલપતભાઇ શેઠ. સૌરાષ્ટ્ર કાર્યાલય, રાણપુર, કાઠિયાવાડ. મુલ્ય એક રૂપિયો. "આ નાટકો જો કે કાન્તની સર્વ કૃતિઓમાં શ્રેષ્ઠ નહિ ગણી શકાય પણ તેમાં કાન્તની ઉદ્દેષ્ટનાના સર્વ ગુણો છે અને તે ઉપરાંત એવાં કેટલાંક તત્ત્વો છે જે તેમની અન્ય કૃતિઓમાં એટલાં સ્ફુટ નહિ દેખાય. આપણા ભજવી શકાય તેવા અલ્પ નાટક સાહિત્યમાં આ નાટકોનું સ્થાન મહત્ત્વનું છે તેમાં તો કશો સંદેહ નથી." પ્રસ્તાવનાકાર શ્રી. રામનારાયણ વિ. પાઠકના આ અભિપ્રાય સાથે અમે સંમત છીએ. પ્રા.

અન્ત્યજ સેવામંડળના બીજા વર્ષના કામકાજનો હેવાલ, સંવત ૧૯૮૦. પ્રકાશકઃ પરીક્ષિત લ. મજમુદાર, મંત્રી અંત્યજ સેવા મંડળ. નવસારી.

ગુજરાતમાં અંત્યજસેવાની પ્રવૃત્તિની શરૂઆત ૧૯૧૭ માં ગોધરા મુકામે ૧લી ગુજરાત રાજકીય પરિષદ્ મળી ત્યારથી ત્યાં જ એક શાળારૂપે થયેલી, તેમાંથી આજે બે વર્ષ થયાં એ પ્રવૃત્તિએ કાયમનાં સેવામંડળનું સ્વરૂપ લીધું છે. પ્રસ્તુત હેવાલ મંડળના બીજા વર્ષના કામકાજનો છે. મંડળ, ત્રણ વર્ષ માટે અંત્યજસેવાનું વ્રત લેનાર કેટલાક ભાઈઓનું બનેલું છે. હાલમાં મંડળના પ્રમુખ શ્રી અમૃતલાલ વિ. ઠક્કર છે, અને ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક ભાઈ પરીક્ષિત મજમુદાર તેના મંત્રી છે. ગયા વર્ષમાં શ્રી. મામા ફડકે મંત્રી હતા, અને વર્ષ આખરે સભાસદોની સંખ્યા ૧૪ જેટલી હતી. મંડળ તરફથી ગુજરાતમાં જુદે જુદે ઠેકાણે કેટલીક શાળાઓ અને આશ્રમો ચલાવવામાં આવે છે, અને કોઈ શાળાઓને ગ્રાંટ આપવાનું ધોરણ પણ રાખેલું છે. ખર્ચની રકમ ગુજરાત પ્રાંતિક સમિતિ તરફથી પૂરી પાડવામાં આવે છે.

આ હેવાલ વાંચતાં અંત્યજ સેવાની મુશ્કેલીઓનો સારો ખ્યાલ આવી શકે છે. હિંદુ સમાજના અંત્યજોને પ્રતિકૂળ એવા વાતાવરણની સામે થઈને કામ કરનાર સેવકોનો અભાવ હોય છે, અને એવા કોઈ સેવકો મળે છે, તો તેમને ગામડાંમાં અનેક પ્રકારની મુશ્કેલીઓ વેઠવી પડે છે. આવી પરિસ્થિતિમાં બે વર્ષ દરમ્યાન મંડળનું કામ વિસ્તાર પામ્યું નથી, એટલું જ નહિ, પણ મંડળને કેટલીક સંસ્થાઓ, બંધ પણ કરવી પડી છે એ દિલગીરીની વાત છે. અંત્યજસેવાનો પ્રશ્ન એટલો મોટો છે, અને કાર્યનું ક્ષેત્ર એટલું વિશાળ છે કે તેમાં મંડળનું કામ તો એક અણુમાત્ર જેટલું લાગે છે. પણ એ બધી મુશ્કેલીઓ તો આખા હિંદુ સમાજના અંત્યજો પ્રત્યેના વલણમાં ફેરફાર ન થાય ત્યાં સુધી કાયમ રહેવાની જ. આવા પ્રતિકૂળ સંજોગોમાં પણ મંડળે અંત્યજસેવાનું કામ યથાશક્તિ જારી રાખ્યું છે, અને ધીમે ધીમે તે સંગઠિત પણ થતું જાય છે, તે બદલ મંડળના સભ્યોને અભિનંદન ઘટે છે. સમાજનો હૃદયપલટો થતાં તો વખત લાગશે; દરમ્યાન અંત્યજોને કેળવણી આપીને તેમને જાગ્રત કરવાનું કાર્ય મંડળે હાથ ધરેલું છે, તે દિનપ્રતિદિન વિસ્તરતું જશે એમ આશા રાખીએ છીએ.

**ભારતનાં સ્ત્રી રત્નો**—ગ્રંથ ૧ લો, ૨ જો અને ૩ જો. પ્રયોજકઃ શિવપ્રસાદ દલપતરામ પંડિત. મુ કોટા, રજપુતાના. પ્રકાશકઃ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ અને મુંબાઇ. આવૃત્તિ બીજી. પૃષ્ઠ સંખ્યા અનુક્રમે ૭૧૨, ૬૩૨, અને ૭૪૦. કિં. પ્રત્યેક ગ્રંથના રૂ. ૨॥; ત્રણેના સામટા અમદાવાદમાં રૂ. ૬; અન્ય રૂ. ૬॥. પોસ્ટેજ જુદું.

આ ત્રણે ગ્રંથમાં સતી સાધ્વીઓનાં ચરિત્રો આપેલાં છે. ૧લા ભાગમાં ૧૬૩ પ્રાચીન સતીઓનાં ચરિત્રો, રજામાં પ્રાચીન અને ઐતિહાસિક ૨૪૪ સ્ત્રી રત્નો અને ૩જામાં હાલનાં તથા અગાઉનાં ૧૭૧ રત્નોનાં ચરિત્રો સંગ્રહેલાં છે. પહેલી આવૃત્તિ કરતાં આ બીજીમાં દોઢ પોણાબે ગણું વધારે લખાણ આપેલું છે અને કેટલાંક નવાં ચરિત્રો ઉમેર્યાં છે, તેમજ કેટલાં જુનાં ચરિત્રો, વધારે શોધખોળ અને અભ્યાસને પરિણામે મળેલી નવી માહિતીને આધારે નવેસર લખાયાં છે આ ચરિત્રોનું પઠનપાઠન અને મનન અત્યારે પણ સમાજને નવી પ્રેરણા આપી શકે અને તેમાં ચેતન પ્રગટાવી શકે. ગ્રંથની બીજી આવૃત્તિ બહાર પડે છે; એ તેની લોકપ્રિયતા સૂચવે છે, અને સસ્તું સાહિત્ય કાર્યાલયે અત્યાર સુધી ધાર્મિક અને સામાજિક પુસ્તકો પ્રગટ કરીને પ્રજાની જે અમૂલ્ય સેવા કરેલી છે તેમાં આ એક ઉમેરો છે.

પુસ્તક દરેક હિંદુ ઘરમાં સંઘરાશે એમ આશા રાખીએ છીએ.

**રૂપીઆ ૪૫ લાખની કહાણી**—વિલાયતની હોટેલોમાં ચાલેલો કેસ. પ્રકાશક: સસ્તુ પ્રકાશક કાર્યાલય, ૪૭, સી. પી. ટેંક રોડ, મુંબઇ નં. ૪.

**જ્યોતિર્માર્તંડ**—અધિપતિ અને પ્રકાશકઃ પ્રભાશંકર જયશંકર પાઠક. કાંદાવાડી, માધવભુવન મુંબઈ નં. ૪ ચાર અંક: (૧) કાર્તિક-માર્ગશિર્ષ (૨) પૌષ-માઘ (૩) ફાલ્ગુન (૪) ચૈત્ર.

**સુશીલાના પત્રો**—સંપાદકઃ ચીમનલાલ જેચંદ શાહ. મૂલ્ય રૂ. ૧-૪-૦.

[ટીપ—કેટલીક અણધારી અગવડને લીધે, આ અંકમાં નોંધ તથા વિસ્તારથી અવલોકવાનાં થોડાંક પુસ્તકોનો પરિચય આપી શક્યા નથી.]

# યુગધર્મ




વાર્ષિક
લવાજમ
રૂા. ૬-૮-૦
છૂટક
નકલના
૧૦ આના

યુગધર્મ
કાર્યાલય,
દલાલ
સ્ટ્રીટ,
કોટ
મુંબાઈ




તંત્રી:
ઇન્દુલાલ યાજ્ઞિક; રામનારાયણ પાઠક (સાહિત્ય વિભાગ)
સહાયક: કા. ન. દેસાઈ; ચંદુલાલ ભટ્ટ

નવું સ્વરૂપ! નવાં આકર્ષણ!

# યુગધર્મ

પુસ્તક ૬ વૈશાખ, ૧૯૮૧ અંક ૨

## લેખોનો અનુક્રમ




**વાર્ષિક લવાજમ:**

દેશમાં રૂ. ૬–૮–૦; પરદેશના રૂ. ૮–૦–૦;
વરસની શરૂઆત (આસો, ૧૯૮૦) થી ગ્રાહક થનાર માટે રૂ. ૬–૦–૦.
છૂટક નકલના દસ આના.


## યુગધર્મના વાંચકોને અગત્યની સૂચના

વ્યવસ્થાની સગવડ ખાતર આજ માસથી યુગધર્મ કાર્યાલય મુંબાઇ ખસેડવામાં આવ્યું છે. આ ફેરફાર મુજબ હવે પછીના તમામ અંક મુંબાઇમાં છાપીને પ્રગટ કરવામાં આવશે. તો આથી સૌકોઇને સૂચના કરવામાં આવે છે કે સામાન્ય વ્યવસ્થા, તેમ જ તંત્રીને લગતા હરકોઇ કાર્યને માટે તમામ પત્રવ્યવહાર હવેથી

{ યુગધર્મ કાર્યાલય
એડવોકેટ બીલ્ડીંગ,
૨૧, દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ નં. ૧. }

એ એક જ શિરનામે કરવો. અમદાવાદને શિરનામે કંઇ પણ પત્રવ્યવહાર ન કરવાનું ખાસ ધ્યાનમાં રાખવા વિનંતિ છે.

નવું સ્વરૂપ! નવાં આકર્ષણ!

# યુગધર્મ

પુસ્તક ૬ વૈશાખ, ૧૯૮૧ અંક ૨

## લેખોનો અનુક્રમ



**વાર્ષિક લવાજમ:**

દેશમાં રૂ. ૬–૮–૦; પરદેશના રૂ. ૮–૦–૦;
વરસની શરુઆત (આસો, ૧૯૮૦) થી ગ્રાહક થનાર માટે રૂ. ૬–૦–૦.
છૂટક નકલના દસ આના.

## યુગધર્મના વાંચકોને અગત્યની સૂચના

વ્યવસ્થાની સગવડ ખાતર ચાલુ માસથી યુગધર્મ કાર્યાલય મુંબાઇ ખસેડવામાં આવ્યું છે. એ ફેરફાર મુજબ હવે પછીના તમામ અંક મુંબાઇમાં છાપીને પ્રગટ કરવામાં આવશે. તો આથી સૌકોઇને સૂચના કરવામાં આવે છે કે સામાન્ય વ્યવસ્થા, તેમ જ તંત્રીને લગતા દરેક કાર્ય માટે તમામ પત્રવ્યવહાર હવેથી

યુગધર્મ કાર્યાલય
એલ્ફીન્સ્ટન બીલ્ડીંગ,
૨૧, દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ નં. ૧.

એ એક જ શિરનામે કરવો. અમદાવાદને શિરનામે કંઇ પણ પત્રવ્યવહાર ન કરવાનું ખ્યાલમાં રાખવા વિનંતિ છે.



# સ્વ. રાજા રવિવર્માની કળા.

મી. હાવેલ અને ડા. આનંદકુમાર સ્વામી જેવા કળાના શિષ્ટ મીમાંસકોએ રાજા રવિવર્માની કળાને પાશ્ચાત્ય ચિત્ર શૈલીનું માત્ર હલકું અનુકરણ અને નાટકી કહીને બાજુ હડસેલી મૂકી છે. એમના આક્ષેપોમાં થોડું સત્ય હશે એટલું માની લઇને પણ રાજા રવિ-વર્માની કળાના કેટલાક નમુના જોઇએ છીએ ત્યારે તેનામાં કલાકારનો પ્રબળ જુસ્સો અને નવો ચીલો પાડવાનો અતિ ઉત્સાહ હતો એ વાત સ્પષ્ટ લાગ્યા વિના રહેતી નથી. કોઇ પણ કલાકાર આપણા આદર્શના ચોકઠાંમાં સમાય નહિ એટલે આપણે તેને સ્વીકારતા નથી. સાચા ટીકાકા કે મીમાંસકનું દૃષ્ટિબિંદુ આવું હોયજ નહિ. તે કલાકારની માનસિક રચના સમજવા પ્રથમ યત્ન કરે છે, તેની લાગણીઓનો ભાગીદાર થાય છે. જે રસથી ચિત્રકાર ચિત્ર દોરે છે તે રસનો તે અનુભવ કરે છે અને એ રીતે એ કલાકારની પિછાન જગતને કરાવે છે.

## રાજા રવિવર્માનો સમય.

સત્તાવનના બળવા પછી હિંદુસ્થાનમાં કોઇ પણ જગ્યાએ પહેલાંની સ્થિતિ રહી નહોતી. મુગલ સામ્રાજ્ય જમીનદોસ્ત થઇ ગયું હતું અને તેમાંથી ફુટેલા રડ્યા ખડ્યા રાજ્યો કલાના નિર્માલ્ય પોષક હોવાનો ડોળ ધાલી રહ્યાં હતાં. પેશ્વાઇએ પણ કળાના સુંદર અવશેષો મૂક્યા જણાતા નથી અને જ્યાં જ્યાં કલાભંડારો હતા ત્યાં ત્યાં જુલમ અને દોર દમામને લીધે અહિં તહિં વેર વિખેર થઇ ગયા હતા. હિંદુસ્તાનમાં અંગ્રેજ સરકારનો ઉદય થતો જોઇ પ્રજા એમજ માનવા લાગી હતી કે અંગ્રેજી પ્રજા જે કંઇ કરે છે તે ખરૂં અને અનુકરણ યોગ્યજ હોતું જોઇએ. રાજાઓએ અને નવાબોએ રાજ્ય-વૈભવને. ઠાઠ યૂરોપી ઢબે ગોઠવવા માંડ્યો હતો. મહેલોની બાંધણી, ફર્નીચર, પોશાક, વાહનો, બધુંજ અર્ધ મિશ્રિત રૂપમાં બદલાતું જતું હતું. અને જે રાજા આવા ફેરફારો જલ્દી કરી શકે તે તે સંસ્કારી અને સુધરેલું ગણાતું. 'દેશના કાળા

અને વિદ્વાન માણસોએ પણ આ ધોરણ મંજૂર કરેલું. રાવબહાદુરો અને રાવસાહેબો ઘરમાં જૂના વિચારના આરૂઢ હિંદુઓ છતાં કચેરીઓમાં કોટ પાટલુનમાં સર્જ્ઞ થઇ જવા લાગ્યા. હિંદુસ્થાનની કલાના નમૂના રહ્યા માત્ર દેવમંદિરોમાં અને પહાડોમાં ગુપ્ત રહેલા ગુફાઓમાં. મહેલો પરની ચિત્રકળા અરધી ભુંસાઇ ગઇ હતી અને રાજાઓની ચિત્રપોથીઓ અંગ્રેજો, ફ્રેંચો, જર્મનો, અહિંતહિંથી હુંઢી હુંઢી હાથ કરતા હતા અને તેથી ઉલટું આ દેશના રાજાઓ અને અમીરો યૂરોપનાં ચિત્રો અને પૂતળાંથી મહેલ અને બંગલા ભરવા માંડયા હતા. અહિંનું અઢળક નાણું યૂરોપના ચિત્રકારે અને કલાકારોને સવિશેષ બળ અને પ્રેરણા આપી રહ્યું હતું અને એ આજ માન્યતા બની રહી કે ઇટાલી, ફ્રાંસ, ઇંગ્લંડ કે જર્મની સિવાય બીજે ચિત્રકારોજ નથી અને ત્યાંનો કોઇ કારીગર આવે તેની પાસે અહિંના રાજાઓ અને શ્રીમાનો મોંધામાં મોંઘા ભાવે પણ પોતાની તસ્બીર ઉતરાવી લ્હાવે લીધો ગણતા. ઇંગ્લંડનો કોઇ ચિત્રકાર ગવર્નરની ચિઠ્ઠી લઇ રાજાઓમાં ફરે અને બે વર્ષ બાદ પછી ઇંગ્લંડમાં જઇ નવાબ થઇને રહે.

એ વખતે ત્રાવણકોરના રાજમહેલમાં બાળક વર્માએ ચિત્રો કરવાની રમત માંડી દીધી હતી. રાજકુટુંબના સંબંધી હોવાથી તે રાજમહેલમાં જેમ ત્યાં ફરી શકતાં. એક જૂનો ચિત્રકાર રાજમહેલની દિવાલો ચીતરતો તે પહર સુધી જોયા કરતા. ત્રાવણકોર અને મદુરા તરફ એક પ્રકારની ચિત્રશૈલી ચાલુ હતી જેના નમૂના હજુ પણ આ તરફ આવે છે. રાજા રવિવર્માના મૂળ ચિત્રો આ તરેહનાં થતાં અને પાછળથી તેમની કલમ સંસ્કારી થવા પછી પણ તેમનાં પાત્રોમાંથી આ વખતની છાપ દૂર થઇ નહોતી. ત્રાવણકોરની મૂળ ચિત્ર શૈલી રજપુત કે મુગલ શૈલીથી સાવ નિરાળી છે. તેમાં મોટે ભાગે દેવ દેવીઓનાંજ ચિત્રો છે અને તેમણે સિંહાસનપર એકજ મૂર્તિ અનેક આભરણો સાથે ગોઠવેલી હોય એવી રચનાવાળાં રવિવર્માના બાલકૃષ્ણો તેના ઝગરો હાથના અલંકારો, સ્ત્રીઓની ભમરો, નાસીકા અને હોઠના ઘાટનું બંધારણ અત્યારનાં મદુરાનાં ચિત્રોથી જરાય જૂદા લાગતા નથી, એટલે રવિવર્મા યુરોપી શૈલીથી ચીતરવા લાગ્યા તે પહેલાં આ આકારો તેમના મનપર જરૂર રૂઢ થઇ ગયેલા. રવિવર્માં બાળપણમાં અતિકુશળતાથી દેવદેવીઓ ચિતરી શકતા અને ત્રાવણકોર નરેશ તરફથી તેમને ખૂબ પ્રોત્સાહન મળતું. આ વાત પેલા રાજ્ય ચિત્રકારને ગમતી નહિં. અને પોતે ચીતરે તે વખતે રવિવર્માને દૂર કરવાની યુક્તિ એ કરતો.

થોડાજ વખત પછી એક ઇટાલીયન ચિત્રકાર ત્રાવણકોરના રાજ્ય દરબારે આવી ચઢયો. તેણે રાજકુટુંબનાં ચિત્રો ખુદ માણસો ઉપરથી ઑઇલ પેઇન્ટીંગમાં કર્યાં. બાલ રવિવર્માને એ ક્રિયા જોવાની સંપૂર્ણ તક મળી એટલુંજ નહિં પણ તેણે પોતાનાં કેટલાક ચિત્રો એ ચિત્રકારને બતાવ્યા ત્યારે તેણે રવિવર્માની પ્રતિભા માટે બહુજ ઉંચી લાગણી પ્રગટ કરી અને ઑઇલ પેઇન્ટીંગ (તૈલિક ચિત્રકામની) કેટલીક રીતો શીખવી.

મનુષ્ય ઉપરથી વધારે આબેહૂબ કામ થાય છે અને તેલના રંગો નવીન સાધન હોવા છતાં બહુ અનુકૂળ થાય છે એવું રવિવર્માના મનમાં તુરત ઠસી ગયું અને તેમની કારકીર્દીનું મંડાણ એ સમયથી થયું.

ચિત્રકળા માટે અતિશય પ્રેમ હોવાથી રવિવર્માએ ઇટાલીયન ચિત્રકારના ગયા પછી ખૂબ ખંત અને પરિશ્રમ સાથે અભ્યાસ આદર્યો અને થોડાજ વખતમાં સજીવ મનુષ્યો પરથી આબેહૂબ ચિત્રો દોરવા લાગ્યા. ત્રાવણકોર નરેશે તેમને દરેક જાતની મદદ આપવા માંડી. આત્મશ્રદ્ધા, ખંત અને પ્રયાસથી ચોવીસ વર્ષની ઉમ્મરે તે મદ્રાસ ઇનાકાના ચિત્રપ્રદર્શનમાંથી સુવર્ણ ચંદ્રક મેળવી શકયા. લાઇફ પેઇન્ટીંગ—આદમી ઉપરથી ચિત્ર તો યૂરોપનાજ કારીગરો કરી શકે એ વાત તેમણે ખોટી પાડી અને મદ્રાસના ગવર્નર અને બીજા પ્રતિષ્ઠિત માણસોનાં ચિત્ર દોર્યાં. ‘કુવા કાંઠે ઉભેલી સુંદરી’નું ચિત્ર તેમણે ચોવીસ વર્ષની ઉમ્મરે ચીતરેલું અને તે હિંદુસ્તાનના બીન હરીફ ચિત્રકાર ગણાવા લાગ્યા એ વખતે રાજાઓ અને અમીરો યુરોપનાં ચિત્રો ખરીદવામાં ધૂમ પૈસા ખરચતા હતા. પરદેશી પ્રેમકથાઓ અને ઇતિહાસનાં ચિત્રો વગરસમજે રાજમહેલો અને બંગલાપર પથરાતાં હતાં. દેશી ચિત્રકારનું નામ પણ કોઇ લેતું નહિં અને તેનો દરજ્જો સાવ હલકો ગણાતો.

એ અરસામાં અમેરીકાએ શીકાગો શહેરમાં એક વિશ્વપ્રદર્શન ભર્યું. તેમાં રાજા રવિવર્માએ પુરાણોના પ્રસંગો તથા હિંદુનારીઓનાં બાર ચિત્રો મોકલ્યાં. એ ચિત્રો ત્યાં ખુબ પ્રશંસા પામ્યાં. નામદાર ગાયકવાડ સરકાર એ વખતના પવન પ્રમાણે પોતાના મહેલો માટે યુરોપના પ્રદર્શનોમાંથી ચિત્રો પર ખુબ નાણાં ખરચી રહ્યા હતા. તેમની નજરે રાજા રવિવર્માનું કામ પડ્યું અને પરદેશથી આવતાં વેંતજ તેમણે રાજા રવિવર્માને વડોદરા આવવા નિમંત્રણ કર્યું.

એ પ્રવાસના ફળ રૂપે રાજા રવિવર્માએ કરેલાં સોળ સુંદર ચિત્ર વડોદરા રાજ્ય મહેલમાં છે. એ બધાં ચિત્રોમાંથી મત્સ્યગંધા અને શાન્તનુ, અને હરીશ્ચંદ્ર અત્યારના કલારસિકોને પણ આનંદ આપ્યા વિના રહેતાં નથી. ત્યાર બાદ પછી રાજા રવિવર્મા ગુજરાત કાઠીઆવાડના શ્રીમંતો અને રાજાઓમાં ફર્યા અને કેટલાકની સુંદર છબીઓ દોરી જે અત્યારે પણ તેમની કળાની સાક્ષી પૂરે છે.

વડોદરામાંથી બીજે નંબરે તેમણે વધારે કામ ભાવનગરમાં કર્યું છે. યુરોપીય ચિત્રકાર કેટલીક રેખાઓ છાયાઓ સમજવામાં નિષ્ફળ થતા તે રાજા રવિવર્માના હાથમાંથી સહજ નીકળતી એથી તેમનું કામ બહુ લોકાદર પામ્યું. ભાવનગરમાં તેમણે કરેલ કામ પૈકી મહુંમ ગૌરીશંકર ઉદયશંકરની છબી પાત્રાલેખનનો અદ્ભુત નમૂનો છે..

હજી સુધી રાજા રવિવર્મા સૃષ્ટિ સમીપ જે હોય તે ચિતરવામાંજ પૂર્ણ કુશળતા મેળવી શક્યા હતા. વસ્તુનિર્માણમાં તેમની કલ્પના વેગવતી નહોતી છતાં જે પ્રસંગો તેમણે ચીતર્યાં છે તેમાં તેમની માનવશરીર આલેખવાની વિરલ કુશળતા જોઇ પ્રથમ દોષ ભૂલી જવાય છે. વિશ્વામિત્ર અને મેનકા તેમના એ જાતના કામનો નમૂનો છે. આ ભૂમિપર (મળી) આવતાં માનવ માનવીઓ સિવાય તેમાં બીજું કંઇ નથી એમ કહી એ ચિત્રને બાજુ કરી શકાય તેમ નથી. અલબત આ ચિત્રની રચના નાટકી છે છતાં તેમાં એટલી બની શકે તેટલી ઉચ્ચ સામગ્રીનો ઉપયોગ થયો છે. વિશ્વામિત્ર માટે જેવું તેજસ્વી શરીર જોઇએ તેવું વાસ્તવિક કરવા ખુબ યત્ન થયો છે એવા તપસ્વીને દુનિયા તરફ ખેંચતા 'મેનકા'નું રૂપ નિર્માણ કરવામાં રાજા રવિવર્મા શિથિલ બન્યા નથી.

રાજા રવિવર્માનાં ચિત્રો પાછળ ઉન્નત જીવન ભાવનાઓ નથી, કલ્પના નથી, પ્રેરણા નથી, ઉત્સાહ નથી એવી વાતો પણ થાય છે. રાજા રવિવર્માના ખ્યાલ બહાર આ ભાવના હોય એ વાત માની લઇએ તો પણ જ્યારે 'સીતા અગ્નિ પ્રવેશ' 'રામ સમુદ્ર મન્થન' વિગેરે જોઇએ છીએ ત્યારે લાગે છે કે તેમણે ધીરે ધીરે કલાના એ ઉચ્ચ પ્રદેશો માંય સિદ્ધિ મેળવવા માંડી હતી. 'વસ્તુ વિધાન' પર તેમના જીવનના પાછળના ભાગમાં ખૂબ ધ્યાન ગયું જણાય છે. લાલારૂખ, સ્નાનગૃહમાં બેગમ વિગેરે તો એવાં ચિત્રો છે કે તેની પ્રતિનાં બીજાં ચિત્રો કોઇ બીજા હિંદી ચિત્રકારને હાથે થાય ત્યારે ખરાં. રાજા રવિવર્માની કલાનું પૂર્ણ સ્વરૂપ આપણે જોવા પામ્યા જ નથી. બાવન વર્ષની વયે એમણે ઉદ્ગારો કહાડેલા કે 'કલાના ખરા સ્વરૂપની હું કંઇક ઝાંખી કરૂં છું ત્યાં જીવનદીપ બુઝાતો લાગે છે" આ માણસની એ કલાનું આદર્શ કેવું હશે! વડોદરામાં 'અર્જુન સુભદ્રા'ના ચિત્રનું પહેલું ડોળિયું કરવા બેઠેલા ત્યારે સાંજ પડી ગઇ. બે દીવા મંગાવી કામ ચાલુ રાખ્યું. સવારના ચાર વાગે સંતોષકારક રેખાઓ માંડીને એ સ્થાન છોડ્યું. આ પ્રેમ અને આગ્રહ ધરાવનારની કળા પાછળ કંઇજ નહોતું એમ કહેતાં અન્યાય થઇ જવાનો સંભવ છે.

સુંદર અને સપૂર્ણ શરીરનાં માણસોને રવિવર્મા જોતા કે તુરત તેમને કોઇ રીતે પોતાની સામે બેસાડી ત્વરિત રેખાઓ દોરી લેતા અને બને તો સંપૂર્ણ ચિત્રકળા પણ તૈયાર કરી નાખતા. 'સાધુ' નામનું ચિત્ર ટાઇમ્સ ઓફ ઇન્ડીઆના એ નાતાલ અંકમાં રંગીન છપાયું છે.

હિંદુસ્થાનનાં ચિત્રો યુરોપનાં ચિત્રો જેટલીજ કૌશલપૂર્ણ હસ્તથી રવિવર્માને કરતા જોઇ સાહસિક શેઠ નટાકોએ લોનાવાલામાં રવિવર્મા સાથે પ્રેસ કર્યું. બે જર્મન કારીગરોને તે છાપવા રોક્યા. લગભગ દશલાખ રૂપિયાની રકમ પર કામ માંડ્યું અને રાજા રવિવર્માની સહી વાળાં ચિત્રો હિંદુસ્થાનમાં ઘેર ઘેર પહોંચ્યાં. એ વખતે જર્મન અને ઇટાલીયન ચિત્રોના ધસારા સામે એ ચિત્રો જે લોકપ્રિયતા પામ્યાં અને દેશનો ધનભંડાર પરદેશ જતો અટકાવ્યો એ વાત પણ રવિવર્માના વિજય તરીકે ઇતિહાસમાં નોંધવી જોઇએ. કરોડો માણસો એ ચિત્રો

ઘરમાં થોડી સુંદર માનવો નીરખતાં થયાં હશે. 'કળા' નાં આદર્શો પર એ વખતે કોઇ લેખ લખનારું નહોતું; કોઇને વિચારો ય ન આવતા; છતાં આંખને ગમ્યું તે મનને ગમ્યું. આ જે પ્રજા 'કળા' ને મનુષ્ય-જીવન સાથેનો ગાઢ સંબંધ જોવા શીખી છે અને તેની ચાળણીમાં રવિવર્માની કળા નહિં સમાય તોય તેને પ્રજાની કળાના ઇતિહાસમાં એક અંક ૧-૨૫ તો ગણ્યા વિના નહિં ચાલે.

દિલગીરીની વાત એટલીજ છે કે રાજા રવિવર્માના મુળ ચિત્રોની પોણોસો ટકા ખુબી છાપેલા ચિત્રોમાં નથી ઉતરી શકી અને દૂરના પ્રાંતના વિદ્વાનોએ તે ઉપરથી તેનો તોલ કરતાં ઘણી ભૂલો કરી છે. રાજા રવિવર્મા માનવ ચિત્રકાર હતા, તેમની કળામાં વસ્તુવિધાન એક આકસ્મિક યોગ થયો અને તે પૂર્ણાંશે ખીલે તે પહેલાં તેમનો દેહ વિલય થઇ ગયો: દશેક વર્ષ તે વધુ જીવી શક્યા હોત તો તેમની પક્વ થયેલી ચિત્રણાથી તેઓ ગમે તેવા અટપટા ભાવભર્યાં ચિત્રો કરી બતાવત, અને આજે હિંદુસ્થાનની પ્રજા તેમને કોઇ અપુર્વ રીતે યાદ કરત.

રવિશંકર મહાશંકર રાવળ.






મહિસુર યુનિવર્સિટીના પ્રોફેસર વાડીઆએ 'હિંદી ગ્રાફીક'ના નવા વર્ષના અંકમાં "પારસીઓ અને પાશ્ચાત્ય સંસ્કૃતિ" ઉપર સારો ટુંકો લેખ લખ્યો છે. પારસીઓને વિષે લખવાનો વિચાર હું ઘણા વખતથી કરું છું, પણ આજના કોમી ઝગડા તથા અરસપરસ અણવિશ્વાસના વાતાવરણમાં કોઇ અર્થનો અનર્થ થઇ જવાની બ્હીકથી મુલતવી રાખ્યું હતું. પારસીઓ ગુજરાતી પ્રજામાં ભળી ગયા છે. તેમની રહેણીકરણી, રીતરીવાજો, ભાષા વિગેરે સર્વે ગુજરાતી હિંદુઓના જેવાં છે. મુસલમાન પાદશાહીનાં વખતમાં તેમણે સર્વોપરી સત્તાનું વધારે અનુકરણ કર્યું હશે. અંગ્રેજના રાજમાં તે પ્રજાની રહેણીકરણીનું અનુકરણ થઇ રહ્યું છે. આવાં ક્ષણિક અથવા ઉતાવળીઆ અનુકરણથી તેમનાં હૃદય ઉપર જરા પણ ખરાબ અસર થતી નથી. જ્યારે આપણા સાંસારિક રીતરીવાજો સુધારવા તરફ પ્રજાનું લક્ષ દોરાયું ત્યારે પારસીઓએ આગળ પડતો ભાગ લીધો. સામાન્ય તેમજ કન્યા કેળવણીમાં, બાળલગ્ન અટકાવવામાં તેમણે પહેલ કરી. જ્યારે કોંગ્રેસની જોડે સંસાર સુધારા પરિષદ્ ભરવાની પ્રણાલીકા શરૂ થઇ ત્યારે માત્ર હિંદુ પ્રજાએ ચર્ચા શરૂ કરી. આજે ઘણા મુસલમાન પારસીઓમાં અનેક અનિષ્ટ રીતરીવાજો ચાલી રહ્યા છે અને તેમને સુધારવાની આવશ્યકતા છે. દાદાભાઇ નવરોજજી અથવા શાપુરજી બંગાળીના જેવા ઉદાર મનના દૃઢ નિશ્ચયવાળા સુધારકો આજે જોવામાં આવતા નથી. પારસી કોમમાં જે કઢંગી રૂઢિઓ અથવા નવી 'ફેશનો' પગભર થયેલી છે તે દૂર કરવાની અગત્ય પારસી વિચારકો સારી રીતે સમજે છે, પણ તેમનામાં આજે સુધારકના સંકલ્પ બળવાળો, ચારિત્ર્ય બળવાળો, કોમી પ્રેમથી ઉભરાઇ જતો હિમ્મતવાન પુરુષ નજરે આવતો નથી. જ્યારે જીસસ ક્રાઇસ્ટે પોતાના યાહુદી લોકોમાં સુધારાનો ઉપદેશ કરવા માંડયો ત્યારે લોકો એમના દૃઢ સંકલ્પથી અજાયબ થઇ ગયા, અને કહ્યું કે "આ માણસને સુધારો કરવાનો અધિકાર હોય એવી રીતે એ બોલે છે." દરેક ખરા સુધારકમાં સંપૂર્ણ આત્મ વિશ્વાસ હોય છે. જે માણસમાં મમત્વ રહી ગયું છે અથવા આત્મસંયમ નથી તેનો આત્મવિશ્વાસ હઠ અથવા અહંકારમાં ગણાઇ જવાનો ભય રહે છે. પણ પોતાના હિતાહિતનો વિચાર કર્યા સિવાય પોતાના હમદીનોનું ભલું કરવાને મથી રહે એવી પ્રભાવશાળી પારસી વ્યક્તિ આપણા જાણવામાં નથી.

### અંગ્રેજોનું અનુકરણ.

પારસી પ્રજાએ અંગ્રેજ લોકોના રીતરીવાજોનું અનુકરણ કર્યું તેથી તેમની ઉન્નતિ થઇ નથી, પણ અંગ્રેજી રાજમાં તેમણે વેપાર ઉદ્યોગમાં ખુબ આગળ પડતો ભાગ લીધો, બીજી પ્રજા લડવામાં અને ટંટારીસાદમાં રોકાયલી હતી તે વખતે યુરોપનાં વેપારીઓને મદદગાર થઇને પોતાનો ધંધો રોજગાર જમાવ્યો. જ્યારે યુરોપના વેપારીઓ આપણા દેશમાં આવ્યા ત્યારે હિંદુ તથા મુસલમાનો તેમને લગભગ અસ્પૃશ્ય ગણતા હતા અને તેમની નોકરી કરવામાં ન્હાનમ ગણાતી હતી તે વખતે પારસીઓએ ચાકર, બટલર, કારકુન વિગેરેની નોકરી કરવા માંડી, અને પોતાના 'સાહેબો'ની મહેરબાની તથા વિશ્વાસ મેળવીને મોટા વેપારી બની ગયા. રૂઢિનાં બંધનો વધારે ઢીલાં હોવાને લીધે તથા આર્થિક ઉન્નતિને લીધે પારસીઓની સ્થિતિ સુધરી છે, અને તેઓએ અંગ્રેજોની રહેણીકરણીનું અનુકરણ કર્યું છે તેને લીધે તેટલા

પડેલા પારસીઓની મનોદશાનું એક ચિન્હ છે. ગુજરાતી ભાષા બોલવામાં પણ ન્હાનમ મનાય છે. મુંબઇમાં એક પારસીની નીશાળ છે ત્યાં ગુજરાતી ભાષા વાપરવાની મનાઇ છે. એ મુર્ખાઇભરેલી મનોદશા જરૂર બદલાશે. સંગીતમાં પાશ્ચાત્ય સંગીત શીખવાય અને હિંદી કોરણે મુકાય એ કેટલું વિચિત્ર કહેવાય? સંગીત એ હૃદયની લાગણીનો રસમય ઉભરો છે. એ અનુકૂળ વાતાવરણમાંજ શોભે. હિંદી અને પાશ્ચાત્ય સંગીતની સરખામણી કરવામાં અર્થ નથી. અમુક વાતાવરણમાં, અમુક ચીજજ હોય. ઇંગ્લંડમાં સફેદ કપડાં ન શોભે, બહુ રંગરંગીત કપડાં ન શોભે. આપણા દેશનાં અજવાળાં તથા પ્રકાશમાં રંગ સારા દેખાય. હિંદી વાતાવરણમાં હિંદી સંગીતજ અનુકૂળ આવે. આપણે તેમાં વધારો, સુધારો, યોગ્ય ફેરફાર કરી શકીએ પણ તદ્દન ફેરબદલ તો ન થઇ શકે.

એક લેખમાં (પા. ૨૬) રા. કૃષ્ણલાલ ઝવેરીએ બતાવી આપ્યું છે કે પારસીઓ ફારસી શીખતા હતા તેને બદલે હવે ફ્રેંચ ભાષાનો અભ્યાસ કરે છે. ઇરાની ભાષાના અભ્યાસથી કેટલું સારૂં સાહિત્ય ઉપસ્થિત થાય. ઇરાની ભાષાની રસિકતા અને મીઠાશ જગજાહેર છે તે છોડીને અસંબદ્ધ ભાષા શીખવાનો પારસીઓને મોહ જાગ્યો છે.

પારસી યુનિવર્સિટી કાઢવાની સૂચના સારી નથી. કેળવણીના પ્રચાર માટે યોગ્ય શિષ્યવૃત્તિઓની યોજના થઇ શકે. યોગ્ય વિષયોના અભ્યાસ માટે ખાસ વર્ગો કાઢી શકાય, જુદા હૉસ્ટેલ કાઢી શકાય, અને નિષ્ણાત અધ્યાપકોની નીમણુક થઇ શકે. ધાર્મિક તથા પોતાની ફીલસુફીના અભ્યાસ માટે પણ ખાસ વ્યવસ્થા કરાય, પ્રાચીન ગ્રંથો તથા શાસ્ત્રોના સંશોધનને માટે વિશેષ અનુકૂળતા યોજી શકાય.

## સ્ત્રી વર્ગનું ખર્ચાળપણું.

સાંસારિક જીવનમાં પ્રજોત્પત્તિ અથવા લગ્નનો પ્રશ્ન અતિ અગત્યનો છે. પારસી સ્ત્રીઓનું જીવન એટલું બધું ખર્ચાળ થઇ ગયું છે કે પુરૂષો પરણેતર જીંદગીનો જોખમ ખેડવાને તૈયાર થતા નથી. કન્યાઓ પરણવાને આતુર હોય એ સ્વાભાવિક છે. કન્યાનાં માબાપ પણ પરણવાને માટે ખુબ ઇંતેજાર હોય, તેથી કન્યાવિક્રય થાય છે, અથવા સાટાં થાય છે. ખરી કેળવણીનો કોઇ હિસાબ પુછતું નથી. ચામડી ગોરી હોય, થોડું અંગ્રેજી "ફ્રેંકતાં" આવડતું હોય, 'પ્યાનો' પર થોડું ટમ ટમ આવડતું હોય એ જરૂરનું ગણાયું છે. ખરી માનસિક કેળવણી, શારીરિક પવિત્રતા, ઉમદા સ્વભાવની કિંમત બરાબર અંકાતી નથી. લગ્નના બજારમાં ફત્તેહમંદી મેળવવા માટે જે ઉપાયો લેવાય છે તેને લીધે જીવન વધારે ખર્ચાળ થાય છે. સારાં ફેશનવાળાં કપડાં, જરદાગીના વિગેરેનો મોહ વધ્યે જાય છે. અંગ્રેજ બાનુઓનું અનુકરણ કરવામાં મોટાઇ મનાય છે. વાળને અનેક તરેહથી ગોઠવવામાં આવે છે, અનેક પ્રકારે કપાય છે. કપડાંમાં ટુંકી બાંહ; અને નીચાં બદીઆન પહેરાય છે. લંડનની રાજવંશીઓને માટે એક હૉટેલ છે તેમાં પરોણા તરીકે એક પારસી બ્હેન આવેલી તેની અરધી ઢંકાયલી છાતી અને વર્તણુંકથી ત્યાંના લોકોને ખોટું લાગેલું. પારસીઓને અંગ્રેજની કે કોઇની નકલ શા માટે કરવી પડે? નામની બાબત બહુ અગત્યની નથી પણ હવે અંગ્રેજી નામની નકલ થવા માંડી છે, ખાસ કરીને લાડકવાયાં નામમાં, અને જોલી, ડોલી, ડેયઝી, રૂબી, રોઝી, લીલી, કેટીના નામ પારસી કુટુંબોમાં ધુસી ગયાં છે, અને અટક તરીકે સ્પેન્સર, ફ્રેઝર, માર્કર, વિગેરે અનેક અંગ્રેજી શબ્દો વપરાય છે. આ વિષે પા ૪૨ માં સૌ. વિદ્યાબ્હેને ચર્ચા કરી છે તે વાંચવા જેવી છે.

લગ્નની મુશ્કેલીને લીધે અનેક રોગો પેદા થાય છે. અને એકંદર પ્રજાની અધોગતિ થાય છે. મધ્યમ વર્ગના કુટુંબમાં જીવનકલહ બહુજ વધી પડયો છે. કરકસર અને ધન સંચય ભુલાઇ ગયાં છે, કારણ કે બચી શકે તેટલો પૈસો ટાપટીપમાં જાય છે. સખત માંદગી વખતે કે ઘડપણને માટે પૈસો સંઘરી શકાતો નથી. જમશેદજી જીજીભાઇ કે જમશેદજી તાતાના જીવન સાદાં હતાં. આજે પણ ઘણા શિક્ષિત, સમજુ પારસીઓ સાદું ઉચ્ચ જીવન ગાળે છે. પણ ગાડરીઓ પ્રવાહ હજી અંગ્રેજની નકલ કરવા તરફ દોરાયા છે.

પારસીઓમાં ગરીબાઇ વધી છે એમ કહેવાય છે, તેનું ખરૂં કારણ તો ખોટી જરૂરીઆતોને લીધે છે. ઘડપણ કે માંદગીમાં નિર્ધન સ્થિતિ થતી જાય છે.

સદાવૃતિ અથવા દાન ઉપર જીવન ગાળવાની લાજ ઓછી થઇ છે. દારૂ પીવાને લીધે પણ કંગાલ સ્થિતિ થાય છે. આજે ઘણા પારસીઓ ખાનગી દાન ઉપર નિર્વાહ કરે છે. ગરીબ આર્થિક સ્થિતિની સાથે મોજ શોખનો મોહ હોય તો નીતિભંગ થાય તેમાં નવાઇ પામવા જેવું નથી. પારસીઓના સાંસારિક જીવનની ખરાબ ઢાલ ઉપરનું આ ચિત્ર છે, પણ ઢાલની બીજી બાજુપર સુંદર ચિત્ર છે, તે ભુલવું જોઇએ નહી.

આપણી રાજકીય લડતમાં પારસીઓએ સારો ભાગ લીધો છે. ફીરોઝશા મહેતાના અવસાન પછી પારસીઓનો ઉત્સાહ મંદ પડી ગયો હોય એમ હું માનતો નથી. આજે પણ કેટલાંક સ્ત્રી પુરૂષો સ્વાર્થ ત્યાગ કરીને સતત્ કામ કર્યે જાય છે. સ્ત્રીઓએ વધારે પ્રમાણમાં જોડાવવું જોઇએ એવી દલીલ રા. ખુર્શેદ નરિમાને (પાન ૪૦ ગ) કરી છે તે સત્ય છે. પારસી બ્હેનો આવી લડતમાં અગ્રગણ્ય ભાગ લઇ શકશે, કારણ કે તેમનામાં ફરવાની છુટ, કેળવણી, તથા હિમ્મત છે. સ્વર્ગસ્થ દાદાભાઇ . રોજજીની પૌત્રીઓ, અને બ્હેન જાઇજી પીટીટ રો દાખલો બેસાડે છે.

પારસીઓને પોતાની ભાષા નથી. પ્હેલ્વી અને પઝંદ નાબુદ થઇ છે. ફારસી ભાષાના અર્વાચિન સાહિત્યમાં મુસલમાનોની તવારીખ અને રીત-રીવાજોનો ખ્યાલ આવે, તે ભાષા પણ પારસીઓને સ્વભાષા માટે નકામી છે. ગુજરાતી ભાષા સંસ્કૃતમય બનવા લાગી છે, તેથી પારસી પ્રજાની મોટી મુસીબત ભાષાને વિષે છે. ગુજરાતમાં આવીને વસ્યા ત્યારથી આ દેશમાં બોલાતી ભાષાનો ઉપયોગ કરવો પડયો છે. આજે જે ભાષા પારસીઓ બોલે છે તેમાં ફારસી તથા ઉર્દુ ભાષાના શબ્દો ઘણા વપરાય છે પણ સામાન્ય રીતે પ્હેલ્વી તથા પઝંદ ભાષાનો વપરાશ નથી. એ બન્ને ભાષાનો ઉપયોગ માત્ર ધાર્મિક પુસ્તકોમાં થાય છે, પણ એમનાં સારાં ગંભીર લખાણોમાં પણ એ બન્ને ભાષાના શબ્દો કે ફકરાઓ સારા પ્રમાણમાં વપરાતા નથી એ ઘણું આશ્ચર્યકારક છે. પ્રાચીન વખતમાં કેટલાક મોબેદો ઘણા વિદ્વાન હતા તથા તેમણે સંસ્કૃત ભાષાનો અભ્યાસ કર્યો હતો. આશરે ઇ. સ. ૧૨૦૦ માં મોબેદ નેરીઓસંધે ઘણા પઝંદ તથા પ્હેલ્વીમાં લખાયેલા ગ્રંથોના ભાષાંતર સંસ્કૃતમાં કર્યાં હતાં. મુસલમાન પાદશાહો તથા સુલ્તાનોની સત્તા ગુજરાતમાં ફેલાઇ ત્યારે પારસી ભાષાનો અભ્યાસ કરવા માંડયો તેની અસર આજદીન સુધી મોજુદ છે. આ નવા વર્ષના અંકમાં રાસ્ત-ઉલ્લ-ઓલમા દસ્તુર દારાબ પેશોતન સંજાણા લખે છે તેનો ઉતારો આપું છું:—"ગુજસ્તે સાલમાં પાક દાદારે જરથોસ્તીઓને બક્ષેલી નેકી અને ન્યામત માટે તે સાહેબનાં અંતઃકરણથી આપણે શુક્ર ગુજાર છઇએ. યાઝદયરની પારસી-જરથોસ્તી અંજુમનનું આજે બેસતું યઝદજરદી ૧૨૯૪ મું સાલ સર્વે બસ્તે કુસ્તીઆંન હમદીનોને અશોઇ, નેકી, તનદોરસ્તી, સુલેહસંપ, અને આબાદી સાથે મુબારકબાદ! દીનદાર હમદીન અકાબરોને મુબારકબાદ! જરથોસ્તી ટોળાની ઉન્નતિના કામમાં સદા મશગુલ રહેલા હમદીન મદદગારોને મુબારકબાદ! દીનદુરસ્ત અથોરનાન ટોળાને અને તેઓની ઓલાદને મુબારકબાદ!" ગુજરાતી ભાષામાં ઘણા ફારસી શબ્દો દાખલ થઇ ગયા છે અને સુરત તરફના પ્રદેશમાં ફારસી શબ્દો વધારે પ્રમાણમાં વપરાય છે. આજે અંગ્રેજી પ્રજાની હકુમત નીચે ઘણાં પારસીઓ છેક ન્હાનપણથી અંગ્રેજી ભાષાજ શીખે છે, અને ગુજરાતી સમજવામાં ન્હાનમ માને છે, તે છતાં સારા સંસ્કારી ભાઇ બ્હેનો કેવી ભાષા વાપરે છે તેનો એક દાખલો આપું છું. એના કરતાં ઘણાં ખરાબ દાખલા મળી શકે પણ આ સન્નારીને લખવાનો મહાવરો હોય એવું જણાય છે, "૧૮ કે ૨૦ વર્ષની વયે સ્કુલમાં થોડું ઇંગ્લીશ શીખ્યાં, ભાંગ્યું તુટું મ્યુઝીક જાણ્યું, કે સ્હેજ શીવણકામ જાણી, સ્કુલ છોડયા પછી કલબમાં જઇ ટેનીસ કે બ્રીડ્જ રમ્યાં, અને ફ્રેન્ડસને એન્ટરટેઇન કીધાં તેમાં કેળવણી પુરી થયેલી ગણવામાં આવે છે" કેટલીક વખત આખાંને આખાં અંગ્રેજી વાકયો વપરાય છે. જેવી રીતે પારસીભાઇ બ્હેનો પ્રાકૃત કે અપભ્રંશ શીખ્યાં હશે, ફારસી શોખનાં હતાં અને આજે અંગ્રેજી તરફ વલણ બતાવે છે તેવી રીતે ભવિષ્યમાં શુદ્ધ ગુજરાતી શીખવા તરફ લક્ષ આપવું પડશે, કારણકે આખી પ્રજાને એક સામાન્ય ભાષા હોવીજ જોઇએ, તે ગુજરાતી લીધા વિના છુટકો નથી. બોલવા માટે પારસી

ગુજરાતી ચાલી શકે, પણ સાહિત્ય તો સંસ્કારી ભાષામાંજ ઉત્પન્ન થઇ શકે. જો અરદેશર ખબરદાર સુંદર કાવ્યો લખી શકે તો સામાન્ય પારસીઓ તેને શા માટે સમજે નહીં? એટલે જ્યારે અંગ્રેજી ભાષાનો મોહ ટળી જશે ત્યારે ગુજરાતી ભાષાના અભ્યાસ તરફ પારસીઓ વળશે. તેમના પ્રવેશથી ભાષા વધારે વિશાળ પણ થવાનો સંભવ છે. તેમના સ્વભાવમાં કાંઇક રમુજ અને ટીખળ સમાયલું છે, ઉલ્લાસ અને આનન્દ સારા પ્રમાણમાં છે, તેથી તેમના રચેલા સાહિત્યમાં કંઇ જુદોજ રંગ આવવાનો સંભવ છે.

જ્યારે પારસી વિચારકો અને લેખકોની સંપૂર્ણ ખાત્રી થશે કે એમનું હિતાહિત હિંદી પ્રજા જોડે હંમેશને માટે જોડાયલું છે, બલ્કે તેઓ પોતે પુરેપુરા હિંદી છે, અને તેથી તેમણે દરેક કાર્યમાં હિંદી તરીકે પોતાના હક્કો મેળવી, હિંદીનાં કર્તવ્ય કરવાનાં છે, ત્યારે એમનો પાશ્ચાત્ય સંસ્કૃતિ તરફનો મોહ ભાંગી જશે. ત્યાં સુધી તેમના નસીબમાં મિશ્ર સંસ્કૃતિનો ઉપરછલ્લો ભાગ રહેશે, અને એમનો આમવર્ગ નકલ કરવામાં રોકાયલો રહેશે. મહાન પયગંબર જરથુસ્ત્રનો ઉદ્દેશ નકામો જવાનો નથી. પાશ્ચાત્ય જડવાદ અને મૂડીવાદ, સ્વાર્થી જીવન તથા દંભથી કંટાળીને પોતાના પયગંબરે શીખવેલી નીતિમય ફીલસુફી સ્વીકારશે ત્યારે આ કોમની ખરી ઉન્નતિ થશે.

સુમન્ત મહેતા






## પાત્રો:

પુરાતન
રામપ્રસાદ
કિશોર
ડાકટર
સીતા
કિરણ

## પ્રવેશ ૧

[ સ્થળ: પુરાતનના બ્લોકનો એક ઓરડો. સીતા ભરતકામ હાથમાં લઇ બેઠી છે. એટલામાં કિશોર આવે છે અને પાસે ઉભો રહે છે.]

કિશોરઃ કેમ ભાભી, પછી મ્હોટાભાઇએ શું કહ્યું?

સીતા: એ બીજું શું કહે? એમણે તો સ્હવારે જ બધું કહ્યું હતું'ને?

કિશોર: એટલે શું ત્હમારે ત્યારે ધર્માદા સુવાવડખાતામાં જવું'જ પડશે એમ!
(સીતા બોલતી નથી.)
પણ ત્હમે ના ન કહી?

સીતા: મેં તો બધું ઘણુંયે કહ્યું; પણ એમણે કહ્યું કે ઘેર એ બધી સોઇ કરવા જેટલા પૈસા નથી.

( કિશોરનું મ્હોં જરા રાતું થાય છે.)

કિશોર: કેવા ખરાબ માણસ છે!

સીતા: ન્હાનાભાઇ, એમાં એ બીચારા શું કરે? આપણે ગરિબ છિયે એમાં એમનો કંઈ વાંક છે? ને એ પણ ખરું'ને કે મોંઘવારી તો દહાડે દહાડે વધતીજ જાય છે.

કિશોર: હા, પણ ત્યારે..........(અટકે છે.)

સીતા: શું?

કિશોર: મ્હને તો એવી ચીઢ ચઢે છે! પાસે પૂરા પૈસા ન્હોતા ત્યારે કુટુંબ વધારવાની એમને એવડી શી ઉતાવળ હતી?

(સીતા મુંગી બેસે છે.)

ભાભી, પછી ત્હમે શું ધાર્યું?

સીતા: સુવાવડખાતામાં જવુંજ પડશે ને? (થોડી વારે) ન્હાનાભાઇ, મારૂં બાળક બીચારૂં જન્મતાં વાર જ ધર્માદા મદદ લેતું થશે ને......અને એ નિશાળમાં જશે ત્યારે છોકરાંઓ પણ એની કેવી મશ્કરીઓ કરશે.

(સીતા બારી સામે જુએ છે. કિશોર બેસે છે.)

કિશોરઃ ચાલો ભાભી, ત્હમારે આમ દિલગીર થવાનું નથી, સમજ્યાં? કહો જોઇએ ત્હમારે કેટલું નાણું જોઇશે? હું હમણાંજ લઇ આવું છું.

(ઉભો થાય છે.)

સીતાઃ ત્હમે વળી ક્યાંથી લઇ આવશો?

કિશોરઃ ત્હેનું ત્હમારે શું કામ? હું મ્હારે ગમે ત્યાંથી લાવીશ.

સીતાઃ ના. તે એ બધું જાણ્યા વગર હું કાંઇ હા નહિ પાડું.

કિશોરઃ પણ, એમ બધી વાતમાં ત્હમે હઠ કરો ત્યારે અમે શું કરીએ? અને આ પ્રસંગ તો ગમે તેમ જશે પણ......

સીતાઃ શું પણ?

કિશોરઃ પણ કદાચ ત્હમે માંદાં પડયાં તો?

સીતાઃ ના, હું માંદી પડીશ જ નહિ.

કિશોરઃ પણ એ કંઈ આપણા હાથમાં છે?

સીતાઃ હાસ્તો. આપણે ધારીયે તેમ થાય.

કિશોરઃ ના, ના, આપણું ગરિબનું ધાર્યું તો કશુંજ નથી થતું.

સીતાઃ આપણું ધાર્યું ભલે ન થાય; પણ ગરિબને માથે પણ ઇશ્વર તો છે ને? આપણી વતી એ ધારશે.

કિશોરઃ કોણ જાણે; હશે, એ બધું તો ઠીક પણ ત્હમે કહોને આપણે કેટલા રૂપિયા જોઇશે.

સીતાઃ ના, તે ત્હમે ક્યાંથી લાવશો તે કહો નહિ ત્યાં લગી હું કંઈ માનવાની નથી.

(કિશોર ઉભો થાય છે ને ખંડમાં આંટા મારે છે. થોડી વારે)

કિશોરઃ હું કહું, પણ એટલી સરતે કે પછી ત્હમારે કોઇ વાંધો નહિ લેવો.

સીતાઃ ના, એમ કંઈ હું બંધાઉં નહિ.

કિશોરઃ અરરર, ભાભી, ત્હમે કેવાં છો? હું આટલું એક સારૂં કામ કરવા જાઉંછું ત્હેમાં પણ ત્હમે મને વારો છો.. કોઇ સારાં કામો કરે એ આ દુનિયાથી ખમાતું જ નથી.

સીતાઃ તે શું ત્હમે કંઈ ત્યાગ કરવા જતા હતા!

કિશોરઃ હા, હા, એવું જ કંઈ. ચાલો, હવે કહોને આપણે કેટલા રૂપિયા જોઇશે.

(કિશોરની અસ્વસ્થતા વધતી જાય છે. તે પોતાના હાથ ચીમળે છે. સીતા ઉભી થાય છે ને કિશોર સામું જોઇ રહે છે.)

સીતાઃ (જરા કડક અવાજે) ન્હાનાભાઇ, આ શું છે? આમ કેમ કરો છો? કહો, શું છે?

કિશોરઃ કંઈ નથી, કંઈ નથી; પણ ચાલો મ્હને કહો.

સીતાઃ ના, બેસો, મ્હારે કંઈજ નથી જોઇતું: પણ ત્હમે શા વિચાર કરો છો? કહો, જોઉં.

(કિશોર બારી બણી જોઇ રહે છે. સીતા ત્હેની પાસે જાય છે અને ત્હેના હાથ ઝાલે છે.)

(ધીરેથી) ભાઇ, ન્હાનાભાઇ, શું છે? આમ કેમ કરો છો?

(કિશોર સ્વસ્થ થતો હોય તેમ ટટાર થાય છે ને પોતાના હાથ છોડાવે છે. તે ઉંડો શ્વાસ ખેંચે છે.)

કિશોરઃ કંઈ નહિ, ભાભી, ઇશ્વર કોઇ અજબ પુતળું છે એટલુંજ. આખરે એ જીત્યો ને હું હાર્યો. ત્હમે મ્હને મરતો ઉગાર્યો હતો એના બદલામાં ત્હમારે ખાતર કંઈક કરવું એમ મ્હને કેટલા વખતથી થયાં કરતું હતું ને મ્હોટાભાઇએ પૈસાની ના પાડી, ત્યારે મ્હને લાગ્યું કે આખરે મ્હારો પ્રસંગ આવ્યો પણ ત્યારે ત્હમે આડાં થયાં.

સીતાઃ પણ ત્હમે પૈસા ક્યાંથી લાવવાના હતા?

કિશોરઃ હવે એનું શું કામ છે?

સીતાઃ ના, મ્હારા સમ છે; મ્હને કહો.

કિશોરઃ ભાભી, એ બધું જાણીને ત્હમે ખુશ ન થાવ.

સીતાઃ હશે પણ.........

કિશોરઃ ભલે હું કહું છું- બીજે ક્યાંથી નહિ મળ્યાં તો મેં નિશ્ચય કર્યો હતો કે ચોરીને પણ લઇ આવવા.

સીતાઃ (સફાળી) ન્હાનાભાઇ!

કિશોર: હા, ભાભી, આ વખતમાં બીજે કયાંથી પૈસા મળવા મુશ્કેલ હતા. ને એમ પણ ખરું ને કે પાપ કરીને સેવા કરવામાં કંઈ ઓર આનંદ મળે છે?

સીતા: ત્હમે તો ગાંડા છો. એવું થાય? આપણે શા માટે એવું કરવું જોઇયે?

કિશોર: મેં કહ્યું ને હું હાર્યો. ઇશ્વર ઇચ્છતો જ નથી કે મ્હારે ત્હમારા ખપમાં આવવું— એ પણ લેણાદેણીની વાત છે. આપણું ધાર્યું તો કંઈ થતું જ નથી.

સીતા: ના, ના, ત્હમે મ્હારા ખપમાં આવશોજ. ન્હાનાભાઇ, આપણે ઇશ્વરની યોજના કળી નથી શકતા ને ઉતાવળે માની લઇયે છિયે કે આપણું ધાર્યું નથી થતું.

કિશોર: ભાભી, કૃપા કરી ત્હમે હવે એ વાત છોડો. હું જોઉં છું કે મ્હારી બધી ધારણા ધુળમાં મળી છે છતાં ત્હમે મ્હને પ્રસન્ન રાખવા શા માટે પ્રયત્ન કરો છો?

સીતા: ન્હાનાભાઇ, ત્હમે હજી આવા ઉતાવળિયા જ રહ્યા. મ્હારું સાંભળો તો ખરા. જુઓ, ત્હમારે મ્હને મદદ કરવી છે ખરું ને?

કિશોર: હા, પછી?

સીતા: ત્યારે આપણે કંઈ વિચાર કરીએ.

કિશોર: હવે આપણે શું વિચાર કરીએ? જેની ફરજ હતી તે તો મ્હારાથી નહિ બને કહી જતા રહ્યા. મ્હને તો હવે એકે વિચાર નથી સૂઝતો.

સીતા: મ્હને એક વિચાર સૂઝે છે. હું રોજ નથી કહેતી કે પુરુષોને ન સૂઝે તે સ્ત્રી તરત શોધી કાઢે.

કિશોર: તે તો કોણ જાણે; પણ ત્હમને કયો વિચાર સૂઝયો છે?

સીતા: જુઓ, હું ત્હમને જ્યાં મોકલું ત્યાં જશો?

કિશોર: અરે, હારે, કહો તો જહન્નમમાં જઇશ ને કહો તો મ્હોટાભાઇ પાસે પણ જઇશ.

(સીતા ઉભી થાય છે ને એક પેટીમાંથી કંઈક કાગળો કાઢે છે.)

સીતા: આ ચિત્ર ને કવિતા લઇ "વીસમી સદી" વાળા હાજી મહમ્મદ પાસે જશો? એ એક ચિત્ર માટે વીસેક રૂપિયા આપે છે; પણ ત્હમે કહેજો કે ત્હમારે આવાં કારણસર જોઇયે છે તો જરૂર એ વધારે આપશે; પણ કોઇનાં નામ ન દેશો હં. ઘણુંખરું તો એ પૂછશે પણ નહિ.

(કિશોર ચિત્ર અને કાગળો લઇ તે જોતો સ્તબ્ધ થઇ ઉભો રહે છે.)

કિશોર: ભાભી, ભાભી, ત્હમે ગજબ કરો છો.

સીતા: ગજબ તો કંઈ નહિ. પણ કોઇ વાર એમ લાગે છે કે આવું કરવું તે સારું ખરું?

કિશોર: શા માટે સારું નહિ? એમાં ખોટું શું? મ્હોટાભાઇ પોતાની અક્કલહોંશિયારી ને જાતમહેનત વેચે છે કે બાજુ કાંઇ તો આપણે આપણો કિસબ વેચીયે એમાં શું?

સીતા: ના, પણ એમની આબરૂ જાય ને?

કિશોર: ના, ના, કંઈ જ નહિ; પણ ભાભી, આવું સારું ચિત્ર વેચી નાંખશું?

(સીતા આડું જુએ છે ને ઉત્તર નથી આપતી.) તે ત્હમે આ શા માટે ચિતર્યું હતું?

સીતા: (સગદ્‌ગદ્) એ? એ તો મેં એમના જન્મ દિવસે..........

કિશોર: બસ ને? ત્યારે તો કંઈ નહિ. એમના કરતાં વધારે નિર્દોષ જીવના જન્મની તૈયારીમાં એ કામ આવશે. ચલો, હું જાઉં છું. (જાય છે.)

(સીતા ફરી વાર અધુરું રહેલું ભરતકામ શરુ કરે છે; પણ જરાક વારે અટકી જાય છે ને વિચારમાં પડી જતી હોય તેમ બેસે છે. એની આંખો જરાક ભીની થઇ હોય એમ લાગે છે. એટલામાં કોઇ દાદર ચઢતું હોય એવો અવાજ થાય છે. સીતા સ્વસ્થ થઇ જાય છે. એક અઢાર–વીસ વર્ષની સ્ત્રી મેડે આવે છે.)

સીતા: ઓહો કિરણ, તું ક્યાંથી?

કિરણ: આ ગાડીએ આવી.

સીતા: પણ અમને લખ્યું યે નહિ?

કિરણ : એમાં લખવું શું હતું? સ્ટેશનથી અહિં આવતાં મ્હને કોઇ ઉંચકી જાય એમ ન્હોતું.

સીતા : હજી એવી જ રહી.

(સીતા કિરણના હાથ લે છે.)

કિરણ : ને તું સુધરી ગઇ છે!

(સીતાનું મ્હોં પડી જાય છે. થોડી વાર બેઉ ચૂપ બેસે છે.)

સીતા : ખુબ વર્ષે ત્હને દીઠી, નહિ? તે આજ લગી કયાં ભરાઇ બેઠી હતી? પણ બેસ તો ખરી. રાખ, હું પાણી લઇ આવું. સામાન કયાં છે?

કિરણ : મ્હારે કૈં જ જોઇતું નથી; ને સામાન પણ બરાબર મૂકાવ્યો છે.

(જરા વારની શાંતિ.)

સીતા, ત્હને ખબર છે હું આટલા વખત સુધી કેમ ન આવી?

સીતા : ના, શું?

કિરણ : મેં નિશ્ચય કર્યો હતો કે ત્હારા કરતાં વધારે સ્વચ્છંદી ને સ્વતંત્ર ન થવાય ત્યાં લગી ત્હને મ્હોંયે ન બતાવવું પણ માશીબાએ કહ્યું કે તું તો હવે મા થવાની છે ને પાસે બીજું કોઇ છે નહિ એટલે ન રહેવાયું તે આવી. હવે તું જરા પણ ચિન્તા ન કરીશ, હં.

સીતા : તું કેટલી બધી ..... ......

કિરણ : બસ, બસ. મ્હારે એ નથી સાંભળવું. ચાલ, હવે બધું મ્હને કહે જોઇયે. તે સીતા, મ્હારા પુરાતનભાઇ કેવાક છે!

સીતા : અપૂર્વ. (જરા હસે છે.)

કિરણ : ઓ હો, તેં પણ પુરુષ-પૂજા કરતાં શિખવા માંડ્યું છે, શું!

સીતા : ત્હારે પણ શિખવું પડશે.

કિશોર : તે તો જોઇશું. પણ તું સુખી છે ને? હંમેશ જ. મારી ખાત્રી છે. ત્હારી આગળ તો એ હાજીહા કરતા હશે..

(સીતા મુંગી બેસી રહે છે. કિરણ ઉભી થાય છે ને ચારેબાજુ નજર કરે છે)

પણ એમની છબી અંહિ નથી. જોઉં તો ખરી કેવાક છે. કયાં છે?

સીતા : શોધી કહાડ

(કિરણ એક છબિ પાસે જાય છે.)

કિરણ : સીતા, આજ કે ત્હારા વર!

(સીતા ઝંખવાણી પડી જાય છે)

સીતા : એ તો અમ્હારા શેઠ છે.

કિરણ : ત્હેમાં ઝંખાય છે શાની? કોઇ બળતાને અણજાણે વર કહ્યો ત્હેમાં આટલી સની શાની થાય છે!

(કિરણ સીતા સામું ઉભી રહે છે.)

સીતા, તું તો છેક જ બગડી ગઇ. ને (ચોપાસ નજર કરી) આ બધું કેવું પડ્યું છે? ત્હારો કળાનો શોખ કયાં ગયો? કોઇ કહે તો હું માનુંયે નહિ કે આ ત્હારૂં ઘર છે. ભાઇ જાણે તો આપઘાત કરે. ભાઇને મન તો સીતા એટલે કળાની દેવી ને તું તો.........

સીતા : એમને આ રીત વધારે ગમે છે.

કિરણ : તે! એમને તેં શિખવાડ્યું નહિ કે આ ગંદી રીતની આવી ગોઠવણી તો દરેક ઘરમાં હોય છે?

સીતા : પણ એવું શું કામ? નાહક કંકાસ કરવો!

કિરણ : (સાશ્ચર્ય) કંકાસ? કંકાસ શાનો?

(સીતા ચૂપ ઉભી રહે છે.)

શું છે!

સીતા : મ્હારાથી એમને કૈં જ નથી કહેવાતું.

કિરણ : અરે પણ કૈં કારણ! સીતા, તું તો ખરે-ખર જ બદલાઇ ગઇ છે. મ્હને તો કૈં સમજાતું પણ નથી.

(નીચે અવાજ થાય છે.)

સીતા : ચાલ, જો એ આવ્યા. તું કૈં લવતી નહિ. એ દહાડા મ્હારે તો જતા રહ્યા છે.

કિરણ : હા, દુનિયાં નવી થતી લાગે છે, ખરી—

(કિરણ ખુણામાં એક ખુરશી પર બેસે છે. સીતા ઉભી રહે છે. પુરાતન આવે છે.)

સીતા : આજ મોડું થયું, ખરું !

પુરાતન : હા જરાક મોડું થયું.

સીતા : (કિરણ તરફ જોતી) સુરતથી કિરણ આવી છે.

પુરાતન: મેં એમને ઓળખ્યાં નહિ.

સીતા : હા, મેં ત્હમને કહ્યું ન્હોતું. અમે સાથે ભણ્યાં હતાં. મ્હને આ વખતમાં કામે પડશે ધારીને બિચારી આવી છે.

પુરાતન : ઠીક થયું.

(પુરાતન કપડાં ઉતારી સીતાને આપે છે. સીતા તે ખીંટી પર ગોઠવે છે.)

સીતા : હું ચ્હા કરી લાવું.

કિરણ : (ઉતાવળે મ્હોટા સાદે) સીતા!

(સીતા પાછું જુએ છે.)

સીતા : કેમ?

કિરણ : કેમ શું? ત્હારે મરી જવું છે? વારંવાર શા માટે આમ દાદર ચઢેઉતરે છે? તું બેસ અહિં. હું ચ્હા કરી લાવું છું.

પુરાતન : પણ હમને બધું જડશે નહિ

કિરણ : (પુરાતનને) ત્યારે ત્હમે પણ ચ્હા કરી લાવી શકો.

(સીતા જેમ તેમ હસવાનું રોકે છે. પુરાતન કોઇએ અચાનક લમણાં પર જોરથી તમાચો માર્યો હોય ને સ્તમ્ભ થઇ જાય તેમ જોઇ રહે છે.)

સીતા : પણ એમને નહિ આવડે.

કિરણ : તો ચ્હા વગર ચલાવી લે. મરી નહિ જવાય.

(સીતા હસે છે, પણ મ્હોં ફેરવી લે છે ને જતી રહે છે. કિરણ ધુંધવાયલા ચ્હેરે પુરાતન સામું જોઇ રહે છે. પુરાતન અકળાતો બેસી રહે છે. થોડી વારે સીતા ચ્હાના પ્યાલા લઇ આવે છે. મૂંગો મૂંગો પુરાતન ચ્હા પીએ છે ને કપડાં પહેરી નીચે જાય છે. બેઉ સ્ત્રીઓ થોડી વાર એકમેક સામું જોઇ રહે છે.)

સીતા, આ ત્હારો વર?

સીતા : હા, એ મ્હારા ધણી. કેમ?

[ પડદો પડે છે. ]

## પ્રવેશ ૨

[પુરાતન, સીતા અને કિશોર બેઠાં છે. પુરાતન બ્હાર જવા તૈયાર થયો છે; ત્હેના હાથમાં પસાનું પ્રોકીટ છે. કિશોર "વીસમીસદી" વાંચે છે ને સીતા ખોળામાં સૂતેલા ન્હાના બાળક સાથે રમે છે.]

પુરાતન: પણ સીતા, હવે હું કંટાળ્યો છું. તું કહ્યાં કરે છે કે મ્હારા બાળક માટે આ જોઇએ ને તે જોઇએ. હું પણ જાણું છું કે ઘણું જોઇયે પણ હું કંઇ લક્ષાધિપતિ નથી. ને તું તો વગરવિચાર્યે એક પછી એક ચીજ લાવ્યે જ જાય છે. એને વળી આ ગરમ ગંજીફ્રાકની શી જરુર હતી? ટોપીની બંઢી શિવતાં શું થાય છે? અત્યારથી એ બધા ચાળા શિખવાડીશ તો આગળ જતાં એને જ ભારે પડશે.

(કિશોર ચોપડીમાંથી માથું કાઢી જોઇ રહે છે.)

કિશોર : મ્હોટાભાઇ, એને યાદ નહિ રહે કે બચપણમાં એના બાપુજીએ એને ગરમ ગંજીફ્રાકો પહેરાવ્યાં હતાં.

પુરાતન: અરે હા, પણ મ્હારે એ બધું લાવવું ક્યાંથી? હું કાંઇ ગર્ભશ્રીમંત નથી જન્મ્યો. શું, સીતા, હવે તું આ બધા ઢોંગ છોડી દે, સમજી?

સીતા : હા, હવે કંઇ નહિ મંગાવીયે.

કિશોર : એ ભાભી, શું હા. તે એમને કહીદોને કે આ બધી ચીજો કંઇ એમને પૈસે નથી આવતી.

પુરાતન : ના, ત્યારે કોને પૈસે આવે છે?

કિશોર : ત્હેનું ત્હમારે શું કામ? ત્હમારે પૈસે નથી આવતી એટલુંજ બસ નથી?

પુરાતન : પણ ત્યારે પૈસા આવ્યા ક્યાંથી? ઘરખરચના પૈસામાંથી એ કૈંક બચાવતી હશે; એ તો એનું એ. ઉલટું એટલું સુખ આપણે ઓછું ભોગવીયે છિયે.

કિશોર : ના, જી. એ બાળકની વસ્તુઓ માટે આપની એક દમડી પણ નથી વપરાતી.

પુરાતન : મ્હારી નહિ તો કોની ત્હારી દમડી વપરાય છે?

કિશોર : હા.

પુરાતન : તું ૫ છો કમાઇ કરે છે ખરો તો!

કિશોર : હાજી મહમ્મદને પૂછી આવો, સમજાશે.

પુરાતન : તે પારકાના પૈસાથી મારે છોકરા નથી ઉછેરવાં. શું સીતા, સમજી? આ એક વાર તો હું જવા દઉં છું, પણ મ્હારા ઘરમાં એવું હવે હું કદી ચાલવા નહિ દઉં.

કિશોર : ત્યારે મ્હોટાભાઇ, તમે જ નાણાં આપો ને. હમે કયાં ના કહીયે છિયે? પોતાથી......

સીતા : ન્હાનાભાઇ!

(કિશોર ટેબલ પર ચોપડી અફાળી ઉભો થઇ નીચે જતો રહે છે. પુરાતન ને સીતા ત્હેને જોઇ રહે છે.)

પુરાતન : એ કયાં ગયો? જા, તું એને સમજાવ. (સીતા બાળકને લઇ નીચે જાય છે. પુરાતન પાઘડી બંધ કરી ગજવામાં મૂકે છે ને નીચે ઉતરવા જાય છે એટલામાં રામપ્રસાદ મેડે આવે છે)
આવ, આવ, રામ તું કયાંથી?

રામપ્રસાદ : કેમ બ્હેન ને બધાં મઝામાં છે?

પુરાતન : હા.

(પુરાતન બારીએ જાય છે ને "સીતા, એક કપ ચ્હા લાવ" ની બુમ પાડી બેસે છે.)

રામપ્રસાદ : હું તો ફંડ ઉઘરાવવા આવ્યો છું. તું શું ભરીશ?

પુરાતન : શાનું ફંડ છે?

રામપ્રસાદ : બાળરક્ષા ફંડ. ઉત્તમ ધર્માદા કામ છે. મોંઘવારીને લીધે આજાપો બાળકને રખડતાં મૂકી દે છે, ત્હેમના રક્ષણ માટે છે. તું કેટલા રૂપિયા આપીશ?

પુરાતન : બે.

રામપ્રસાદ : બે? ના મેં તો નક્કી કર્યું છે કે ત્હારી પાસે તો દસ લીધા વગર ઉઠવાનો જ નથી.

પુરાતન : ના, દસ તો નહિ. પાંચ લખ. પણ ત્હને વળી બાળ-રક્ષાનો શોખ કયાંથી લાગ્યો?

રામપ્રસાદ : એમાં શોખનો સવાલ જ નથી ત્હને ખબર નથી. આજે દૂધના એક ટીપાં માટે કેટલાં બચ્ચાંઓ બીચારાં મરી જાય છે? એ કે મ્હને એ નથી સમજાતું કે સ્થિતિ સારી ન હોય તો ગાંઠાપો બાળકો તે જન્મ જ શા સારૂ આપતાં હશે?

પુરાતન : પણ ત્યારે શું થાય? બધા કંઇ શ્રીમંત થઇ શકે છે?

રામપ્રસાદ : (જરા ઉકળાટથી) તો ન પરણે. પરણ્યાં વગર શું અટકી જવાનું હતું? હિન્દમાં કંઇ માણસોનો તોટો નથી. દરેક માણસે પરણવું જ શા સારૂ જોઇયે?

પુરાતન : પણ તું તો અધર્મી છે. આપણા હિન્દુ-શાસ્ત્ર પ્રમાણે તો જેને સંતતિ ન હોય ત્હેની સાત પેઢી નર્કમાં જાય.

રામપ્રસાદ : એ તો જ્યારે હિન્દ લીલમલીલું હતું ત્યારે; આજ નહિ. આજે એ શાસ્ત્રીઓ એવું શાસ્ત્ર નહિ રચે.

પુરાતન : અરે એમ કંઇ હોય! એમાં તો ઉંડું તત્વ-જ્ઞાન સમાયલું હશે. પિંડ ન અપાય તો મરેલાંઓ ભૂત થાય છે એમ બધાં માને છે એ શું ખોટું હોય!

રામપ્રસાદ : તું તો ભલો માણસ છે. એ મરેલી સાત પેઢી ખાતર જીવતી સાત પેઢીને નર્કમાં મોકલવાનું કયું શાસ્ત્ર કહે છે? અને પિંડ આપનાર પુત્ર જોઇયે તો તે એક પુત્ર. પછી શું? આ લંગારનું શું કામ? આપણે કયાં રાજ લેવાં છે કે આપણા ઘરના ઢોરોનો બચાવ કરવો છે કે જેમ વધારે લડવૈયાઓ હોય તેમ સારૂં. એક ખૂણે બેસી પિંડ આપનાર એક પુત્ર હોય તે! ઓછો છે?

પુરાતન : હા, એટલે પરણવું તો પડે જ ને! ને પરણ્યા પછી એ લંગાર તો થવાની જ.

રામપ્રસાદ : પણ શા માટે થાય? આપણાં શાસ્ત્ર તો એક પુત્ર થાય પછી જંગલમાં જતા રહે-વાનું કહે છે. ત્યારે શાસ્ત્ર પ્રમાણે કેમ નથી ચાલતા! પરણવું હોય ને સંસાર

માંડેલો હોય ત્યારે શાસ્ત્રનો આધાર ખોળો છો ને શાસ્ત્ર સંસાર છાંડવાનું કહે ત્યારે ઉંધું કરો એ કેમ ચાલે ? બરાબર શાસ્ત્રાનુસાર વર્તો તો બાળરક્ષાના ફંડ કે બીજી કોઇ લડવા પણ રહે નહિ. પણ આપણે હિન્દુઓ બધા લુચ્ચા છિયે. જો ને, આ એકત્ર કુટુંબનું પણ એવું જ છે. શાસ્ત્ર પ્રમાણે વર્તો, માણસ દીકરો મ્હોટો થાય એટલે જંગલમાં જતો રહે તો નવાજૂનાની કૈં મારફાડ થાય જ નહિ. પણ આપણે તો ઠેઠ મરતાં લગી સંસારી રહેવું છે. ને યૂરોપિયનો મ્હોટા છોકરા ઓથી જૂદાં રહે છે તેમ પણ નથી કરવું. આપણે તો બધી સત્તા આપણા જ હાથમાં જોઇયે છે.

પુરાતન : રામ, મ્હને લાગે છે કે તું ખરું કહે છે. એકત્ર કુટુંબની વાત તો ઠીક છે પણ માણસને એકથી વધારે છોકરાંઓ ન જ જોઇએ એ વાત તો ત્હારી ખરી છે. આ મોંઘવારીમાં પોતાનું જ ભરણપોષણ કરવું ભારે પડે છે તો પછી બે ચાર છોકરાંઓ......

રામપ્રસાદ : બે-ચાર. અરે, સંખ્યાબંધ ! કોઇ કોઇ ઘરમાં તો એક ન્હાનું સરખું લશ્કર થાય એટલાં છોકરાં હોય છે. આ વનમાળીદાસને ત્યાં જ જોને. ૬ મહિનાથી માંડી ૨ વરસ, ૩ા વરસ, ૫, ૬ા, ૮, ૯ા, એમ દર દોઢ વરસના આંતરે કુલ્લે ૧૪ છોકરાં છે. પછી એમાંથી એકેનો નથી સારો ઉછેર થતો, નથી પૂરતી સંભાળ લેવાતી કે નથી સારૂં શિક્ષણ અપાતું. માબાપ ત્હેને મોટાં નથી કરતાં. તે પોતે મ્હોટાં થાય છે. એ દરેકને સારે ઠેકાણે ગોઠવાવું હોય છે ને પછી વનમાળીદાસ બૂમો પાડશે કે છોકરાને સારી નોકરી નથી મળતી. તે રાજ્ય કે સમાજ પણ શું કરે ? આટલા બધા માટે સારી જગાઓ તે કયાંથી હોય ?

પુરાતન : ખરું છે; પણ એમાં વનમાળીદાસનો શો વાંક ?

રામપ્રસાદ: એનો નહિ તો એની વહુનો હશે.

પુરાતન : ના, એમ નહિ, એ લોકો બીચારાં શું કરે?

રામપ્રસાદ: બીચારાં ?

પુરાતન : હાસ્તો. એનો શો ઉપાય ?

રામપ્રસાદ: ઉપાય ! અલબત, એટલો સંયમ રાખે. સમાજનાં વ્યક્તિ તરીકે ને ફરજદાર માબાપ તરીકે એટલું કરવું જ જોઇયે.

પુરાતન: તું તો ગાંધીજી જેવી વાત કરે છે. બધા અધ્યાત્મવાદી થઇ જાય તો કાલ સ્વરાજ્ય મળે; પણ બધા એવા થાય જ શી રીતે? સમાજમાં તો જૂદી જૂદી જાતના લોકો હોય છે. એ બધા એટલા સંયમી ને વિચારશાળી ન હોય તો પછી શું ?

રામપ્રસાદ: તો દુખી મરે; બીજું શું થાય !

પુરાતન: પણ ફરજ ખાતર એ પ્રમાણે મરવા જેટલી માણસાઇ ને મર્દાઇ ન હોય તો શું ! એવો કૈં રસ્તો નથી જેથી એમને મરવું ન પડે ને વધારે છોકરાં ન થાય? બસ, જેટલાં જોઇએ એટલાં જ છોકરાંથાય?

રામપ્રસાદ: એ તો ભાઇ કોણ જાણે. ફરી વાર હિન્દની મંત્રવિદ્યા સજીવન થાય તો વળી થાય પણ ખરું.

(સીતા ચ્હાનો પ્યાલો લઇ આવે છે.)

કેમ સીતા બ્હેન, મઝામાં છો ?

સીતા: હા. આજ તો ઘણે દહાડે દેખાયા!

રામપ્રસાદ: હું તો બાળરક્ષા ફંડ માટે આવ્યો હતો. તેમાં આ ભાઇએ બહુ છોકરાંનું ભાગવત માંડ્યું.

(સીતા ચૂપ ઉભી રહે છે.)

ત્હમે શું કહો છો ! આ ગરીબ લોકો વગર વિચાર્યે જીવે છે ને એમને છોકરાંઓનાં ટોળાં થાય છે એ કેમ કરી અટકાવવાં !

સીતા: હું શું કહું !

પુરાતન: (રામને) જો, એક મ્હને એક વિચાર સૂઝે છે. શા સારૂ આપણે એવો કાયદો પસાર ન કરાવવો કે જેમની આર્થિક સ્થિતિ સારી ન હોય તેમને બેથી વધારે છોકરાં હોવાં જ ન જોઇએ!

રામપ્રસાદઃ ને એ કાયદાનો ભંગ કરે તેને શું થાય?

પુરાતનઃ સજ્જડ દંડ થાય.

રામપ્રસાદઃ એટલે શ્રીમંતોને પૂરી છૂટ એમ ને !

પુરાતનઃ પણ શ્રીમંતોનો તો સવાલ છે જ નહિ. એમને ક્યાં મોંઘવારી નડે છે?

રામપ્રસાદઃ એમ નહિ. એ કંઈ એકલા પૈસાની વાત ઓછી છે? માબાપ એકબે બાળકોનું જેટલું જતન કરી શકે તેટલું આખી લંગારનું ન જ થાય અને......

પુરાતનઃ ત્યારે એવો જ કાયદો થાય કે કોઈને બેથી વધારે છોકરાં હોવાંજ જોઈએ નહિ.

રામપ્રસાદઃ તો આજે ભૂખમરાને લીધે બાળકો મરે છે; પછી તરતનાં જન્મ્યાં બાળકોને મારી નાંખવામાં આવશે.

પુરાતનઃ જો તું એમ દરેક વાત તોડી ના નાંખ. ઉભો રહે, હું આવું છું. મ્હારી પાસે એક ચોપડી છે. હું લઈ આવું.

(પાસેના ઓરડામાં જાય છે.)

સીતાઃ પણ રામપ્રસાદભાઈ, ત્હમે એ તકરાર શું કરવા કરો છો? એવો કાયદો પસાર થશે જ નહિ.

રામપ્રસાદઃ કેમ !

સીતાઃ કારણ કે દુનિયાંના ધારાશાસ્ત્રીઓ બધા શ્રીમન્ત નથી કે દંડ ભર્યે જાય. એટલે એવા કાયદાને કોઈ ટેકો આપેજ નહિ. એવા કાયદાઓથી તે લોકને સંયમી કરાતાં હશે?

(પુરાતન પાછો આવે છે.)

પુરાતનઃ ચોપડી તો ન જડી.

રામપ્રસાદઃ કંઈ નહિ, રહેવા દે. એવો કાયદો થશે જ નહિ. ચાલ, હું પણ હવે જઉં છું.

પુરાતનઃ પણ......

રામપ્રસાદઃ હવે ફરી મળશું ત્યારે. જય જય બ્હેન.

(જાય છે.)

[ પડદો પડે છે. ]

## પ્રવેશ ૩.

[ કિશોર અને કિરણ બેઠાં છે. ]

કિરણઃ પછી?

કિશોરઃ પછી શું? પેલું એક ગીત છે નેઃ
પ્રસુતિની પીડા કોણ જાણે બાઈ,
તે ભાભીની પ્રસુતિની પીડા તો જેમ તેમ પતાવી. બિચારા હાજી મહમ્મદે મદદ કરી ન હોત તો કોણ જાણે શુંયે થાત?

કિરણઃ પણ આમ માંહ્યોમાંહ્ય વેઠી લેવાની શી જરૂર?

કિશોરઃ અરે, જરા ઘોને. ભાઈ આગળ ભાભી તો કંઈક જૂદાંજ થઈ જાય છે. હજી પણ જુઓને. એની એ જ જીંદગી છે. ભરત વરસ દહાડાનો થયો છે પણ હજી સુધી એનો બધો ખર્ચ ભાભીએ જ કર્યો છે

કિરણઃ પણ ત્હમે પણ ભાઈને કંઈ નથી કહેતા? ત્હમારાથી ન કહેવાતું હોય તો હું કહું?

કિશોરઃ ત્હમે? ત્હમે તો કંઈ બોલશો જ નહિ. ગઈ વખત ત્હમે આવ્યાં હતાં ત્યારથી ત્હમારા પર તો ભાઈ એવા ચીઢાયા છે કે ન પૂછો વાત.

કિરણઃ ચીઢાયરતો. મ્હારી કેવી સારી સીતાને...

કિશોરઃ (ઉભો થઈને) ચલો, મ્હારા આવા સારા ભાઈનું ભુંડું ન બોલશો

(બેઉ હસી પડે છે.)

કિરણઃ ત્હમે પણ વિચિત્ર માણસ છો.

કિશોરઃ આમ મ્હારેજ મ્હોંએ ગાળો દેવાનું કંઈ કારણ?

કિરણઃ હમણાં તો ત્હમે મ્હોટાભાઈના વર્તન પર ભાષણ આપતા હતા. ને વળી તરત ફરી ગયા.

કિશોરઃ એ તો કની......

(કિશોર રહેજ શરમાય છે. કિરણ એની સામું જુએ છે.)

કિરણઃ કની શું? આ શું ત્હમે પ્રેમ કરો છો કે પછી ત્હમે મુખાં છો એમ જાહેર કરો છો!

કિશોર: કિરણ, ત્હમે ગાળો દ્યો છો ત્યારે સારાં નથી લાગતાં.

કિરણ: ત્હમે ચન્દ્ર સરજાયો ત્યારથી માણસો જે ઘેલાઘેલી રીતથી ચેષ્ટા કરે છે એવી ગાંડાઇથી સ્નેહ કરવાનો પ્રયત્ન કરો છો ત્યારે સારા નથી લાગતા. મેં કેવું તરત કહી દીધું કે હું ત્હમને ચાહું છું તેથી જ આ ઘરમાં કદી નહિ આવું કહીને ગયલી છતાં પાછી આવી.

કિશોર: પણ તેથી શું આવી તોછડાઇ રાખવી ?

કિરણ: ના, એ તો મ્હારી ભૂલજ થઇ. પણ ખરું કહું છું આ ડાહ્યા ડમરાં ધોળાંની ડાહી રીતથી તો હું એવી કંટાળી ગઇ છું કે ન પૂછો વાત—એમની તે કૈં જીંદગી છે? એની એ જ જૂની પુરાણી રીત.

કિશોર: પણ ત્હમને જે આજે નવીન લાગે છે તે થોડા વરસ રહીને જૂનું નહિ લાગે?

કિરણ: એ તો લાગેજ ને? નહિ તો દુનિયાં આગળ શાની વધે? પણ તેથી કૈં આ જૂની રીત કાયમ રાખવી? એ તો સીતા સહન કરે. મ્હારાથી તો આવું જરા સહન ન થાય. મ્હારાથી તો પતિપૂજા કદી ન થાય.

[કિશો]ર: પણ ત્હમારે એવું સહન કરવુંજ નહિ પડે. ત્હમારો પતિ પત્નીપૂજા કરશે પછી શું?

[કિર]ણ: કિશોર મ્હને લાગે છે કે હું ત્હમને પરણી નહિ શકું. આખરે ત્હમે પણ પત્નીપૂજા ને એવા ઢોંગવાળા જ છો.

[કિશો]ર: ના, મ્હને કૈં એ પસંદ તો નથી; પણ મ્હને પણ લાગે છે કે હું ત્હમને પરણી નહિ શકું. આખરે ત્હમે પણ......

કિરણ: (ઉતાવળે) હું શું? હું કેવી છું?

કિશોર: તે એમ તપી કેમ જાવ છો? ત્હમે ત્હમારા મનનું કહ્યું; હવે મ્હારા મનનું હું કહું છું.

(કિરણ ગુસ્સાવાળી આંખોએ જૂએ છે.)

કિરણ: હા, હા, કહો, કહો, શું કહેવાના છો?

કિશોર: એટલુંજ કે હું ત્હમને ચાહું છું તે ઘણો પણ હું ત્હમને પરણી નહિ શકું આખરે ત્હમે પણ ઘડી ઘડીમાં બદલાતં બધી સ્ત્રીઓ જેવાં જ છો.

કિરણ: જુઠા, હું ક્યારે બદલાઇ?

કિશોર: હમણાંજ ત્હમે કહ્યું હતું કે ત્હમે મારે ખાતર અહિં આવ્યાં ને તરત પાછું એમ પણ કહ્યું કે હું ત્હમને પસંદ નથી. આ બધું જોતાં મ્હારે એટલુંજ કહેવાનું છે કે હું ત્હમને પરણી નહિ શકું કારણ કે ત્હમે મ્હને પરણી નહિ શકો.

કિરણ: (હસી પડે છે.) નફ્ટ. મ્હારે મનને કે કોણ જાણે શુંયે કહેવાના હશો.

કિશોર: જુઓ, કિરણ, ત્હમારી પેઠે હું પણ સાચું અને સીધું કહી દઉં છું. હવે ત્હમે મ્હને ગાળો દેશો તે નહિ ચાલે.

(કિરણ ઉભી થાય છે ને કિશોરની કાનપટ્ટી પકડે છે.)

કિરણ: હવે વારુ.

કિશોર: કિરણ, મ્હને લાગે છે કે આખરે મ્હોટા ભાઇ જેવા થવામાં વધારે સાર છે. ભાભીએ કોઇ દહાડો ભાઇની આમ કાનપટી નથી પકડી. જો તો ખરી, કેવી લાલચોળ થઇ ગઇ છે.

કિરણ. પણ તેં કેમ જાણ્યું કે એ લાલ થઇ છે?

કિશોર: જો, પાછાં આપણે તું'તાં કરતાં થઇ ગયાં, ખરું?

કિરણ: (ગંભીર થઇ જઇ) કિશોર, ખરી વાત છે. મ્હને પણ લાગે છે કે આપણે આપણી જાતને નવી રીતભાતમાં ગમે તેટલાં કેળવીયે પણ સૈકાઓથી ઉતરી આવેલી રીતો આપણને કદી નહિ છોડે. પણ જો, સીતા આવે છે.

(સીતા આવે છે. કિશોર ડાહ્યો થઇ એક બાજુ બેસે છે.)

સીતા, આ કિશોર જોયો? અત્યાર લગી મ્હારી સાથે તોફાન કરતો હતો ને હવે ડાહ્યો થઇ બેસી ગયો.

(સીતા હસતી કિશોર સામું જુએ છે.)

સીતા: ઉં, ખરી વાત, ન્હાનાભાઇ?

કિશોર; ભાભી, એ તો કિરણ કહે એ બધું સાચુંજ માની લેવું. એની સામે અપીલ છે જ નહિ.

સીતા; તે ન્હાનાભાઇ, ત્હમે તે દહાડે તો કહેતા હતા કે ત્હમે સારી નોકરીએ નહિ ચઢો ત્યાં સુધી કદી પણ કોઇ સ્ત્રીનો વિચાર સરખો પણ નહિ કરો; ને આ શું?

કિશોર: (માથું ખંજવાળતો) ભાભી, ભાભી, તે સાચું, આ કિરણ કહે છે તેમ સૈકાઓથી ઉતરી આવેલી એ રીતો છોડતી જ નથી.

સીતા: ત્યારે ત્હમે બે પણ બીજાં બધાં જેવાંજ થવાનાં, કેમ?

(સીતાના કંઠમાં દિલગીરી જણાય છે. કિરણ અને કિશોર તે જુએછે.)

કિરણ: કેમ સીતા, ત્હને એ ન ગમ્યું?

સીતા: કિરણ, મ્હને એથી વધારે બીજું શું ગમે? પણ ત્હને મારી વાત તો ખબર છે. ત્હમે આમ તો મારા જેવાં જ થઇ જશો ત્હમે બેઉ ને હું......

(સીતા અટકી પડે છે.)

કિશોર: ભાભી, ત્હમે આમ ન કરો.

સીતા: કિરણ, તમારા બેઉનો ન્હાના પંખીઓ જેવો આ સ્વભાવ પછી નહિ રહે. ત્હમે શા સારૂ અત્યારથી જકડાઇ જાવ છો! ને કિરણ, પછી ત્હારે પણ બધું મ્હારા જેવું જ થશે.

(સીતા રડી પડે છે. કિશોર ઉભો થઇ જાય છે.)

કિશોર: ભાભી, મ્હારાથી તો આ સહન નથી થતું. કિરણ, તું ગમે તેમ કર. એમને છાનાં રાખ. ને, જા, હું તને નથી પરણવાનો.

(જાય છે.)

કિરણ: સીતા, શું છે? તું આમ કેમ કરે છે! (સીતા કિરણ સામું મૂંગા મ્હોંએ જોઇ રહે છે.)

સીતા: કિરણ, હું ત્હને કંઇક કહેવા આવી છું.

કિરણ: હા, પણ બોલને, શું છે?

(સીતા જરા અટકે છે. પછી ધીરે ધીરે, જમીન ખણતી બોલે છે.)

સીતા: કિરણ, આજ રાતે હું ચાલી મરી જવાની. (સીતાની આંખોમાં આંસુ આવે છે; ને છુટા કંઠે તે રડી પડે છે.)

કિરણ: સીતા, મ્હને કંઇ જ નથી સમજાતું—જો, તું આમ ન કર. મ્હને બધું સમજાવ તો ખરી.

(સીતા સ્વસ્થ થાય છે)

સીતા: એમ થયું, એક દહાડો રામ?.સાદભાઇ...

(સીતા બોલવા જાય છે, એટલામાં પુરાતન દાખલ થાય છે.)

પુરાતન: તું અહિં ફર્યા કરે છે? ડાક્ટરે ત્હને સુઇ રહેવા નથી કહ્યું? ચાલ.

(કિરણને) કિરણબ્હેન, એને એકદમ આરામ લેવાની જરૂર છે.

કિરણ: હા, પણ પાંચજ મિનીટમાં એ આવશે. અમ્હારે કાંઇ ખાસ કામ છે.

પુરાતન: ના, ના, એ બનેજ નહિ એણે જરા પણ ઉઠવું જ ન જોઇએ. (સીતાને) હું ધારૂં છું કે આખો વખત મ્હારે ત્હારી સાથેજ રહેવું પડશે ચાલ.

(સીતા ચાલવા માંડે છે.)

કિરણ: સીતા.

સીતા: કંઇ નથી કિરણ, આપણે વળી પછી વાત કરશું.

કિરણ: (પુરાતનને) અરે, પણ ત્હમે આ જુલમ શા માટે કરો છો?

(બેઉ જણ સાંભળતાં ન હોય તેમ ચાલ્યાં જાય છે. કિરણ મુંઝાતી ઉભી રહે છે.)

(સ્વગત) આ શું છે? મ્હને તો કંઇ નથી સમજાતું. આ તો મોમભાઇ કે રજવાડાના જુલમ કરતાં પણ ચઢી જાય; ને જોને જાણે કિશોર પણ ક્યાં જતો રહ્યો! સાંજ થઇ ગઇ ને રાત તો હમણાં થશે. કોને જાણે રાતે શું થવાનું છે?

(કિશોર ધીરે પગલે આવે છે.)

અરે, તું જરા જલદી તો ચાલ.

કિશોર : કેમ શું છે? ભાભી કયાં ગયાં? એમને શું થયું હતું?

(કિરણ ગળગળી થઇ જાય છે.)

કિરણ : કિશોર, એ બધું તો કોણ જાણે. પણ સીતાના માથા પર કોઇ મોટી આફત ઝઝુમી રહી છે. એ મ્હને કૈંક કહેતી હતી એટલામાં પુરાતન આવ્યા ને જોરજુલમથી એ માંદી છે કહી એને લઇ ગયા. હું ધારું છું કે એને પુરી રાખશેને......

કિશોર : કિરણ, તું નવલકથા વાંચે છે કે બનેલી વાત કહે છે? મ્હારી હિંમત પારખવા....

કિરણ : ના, ના, કિશોર, આ બધી વાત ખરી છે.

કિશોર : ભાઇ એમને બળાત્કારે લઇ ગયા! પણ એમણે ત્હને કૈં કહ્યું ખરું કે નહિ?

કિરણ : હા, મ્હને કહે છે કે આજ રાતે તે સ્ત્રી મટી જશે. આગળ અધુરું વાકય બોલી એટલામાં તો પુરાતન આવ્યા.

કિશોર : તે અધુરું વાકય શું હતું? ત્હને યાદ છે?

કિરણ : હા, "એક દહાડો રામપ્રસાદ .....

કિશોર : રામપ્રસાદ, શું?

કિરણ : તે તો કોણ જાણે. એ બીચારી આગળ બોલવા પામી જ નહિ. તે એ મુએ રામપ્રસાદ કોણ છે?

કિશોર : છે એક. પણ જીવે છે એટલું સારું છે. હું હમણાં જ એની પાસે જાઉં છું ને શું છે તે શોધી કાઢશું. તું નચિંત રહે.

કિરણ : કિશોર, તું વ્હેલો આવજે હોં.

(જાય છે.)

કિશોરઃ હો.

[પડદો પડે છે.]

## પ્રવેશ ૪.

[એક બંધ ઓરડામાં વચ્ચોવચ્ચ એક ટેબલ ઢાળ્યું છે. ત્હેની પાસે એક ન્હાના મેજ પર વ્હાઢ-કાપનાં ઓજારો ગોઠવ્યાં છે. તે સાફ કરતો સરજન ઉભો છે. પાસે પુરાતન ઉભો છે. સામે એક ખુરશીપર સીતા બેઠી છે.]

સરજનઃ મિ. પુરાતન, હજી ત્હમારે વિચાર કરવો હોય તો કરી જુઓ. એક ધર્મમાંથી બીજા ધર્મમાં જવાય છે ને વળી તે રદ થાય છે; પણ આ તો એક વાર થયું તે થયું. પછી પસ્તાશો તે નહિ ચાલે. ને હું જાતે પણ એ જ સલાહ આપું છું. ત્હમે ઘણી ઉતાવળ કરો છો.

પુરાતનઃ ડાકટર સાહેબ, અમે પૂરેપૂરો વિચાર કર્યો છે.

(સીતાના મ્હોં પર તેજ ઝળકે છે. ત્હેની આંખમાં અડગતા છે. તે હોઠ કરડે છે.)

સરજનઃ ને સીતાબાઇ, ત્હમે પણ......

સીતા : સરજન, મ્હને ન પૂછો.

પુરાતનઃ કેમ સીતા?

સીતા : હું એમને કહું છું કે મ્હને પૂછવાથી શો ફાયદો છે? (સરજનને) ત્હમને મેં નથી બોલાવ્યા. ત્હમને જેણે બોલાવ્યા છે ત્હેના કહેવા મુજબ કરવું એ ત્હમારી ફરજ છે.

સરજનઃ ના, જી. ત્હમારી મરજી વિરુધ્ધ મ્હારાથી આવું ઓપરેશન નહિ જ થાય.

સીતા : તેથી જ હું કહું છું કે મ્હારી મરજી ન પૂછો. એ કહે તેમ કરશો તેથી ત્હમને કૈં જ હાની નહિ થાય.

પુરાતનઃ સીતા, ત્યારે તું શું ના પાડે છે. તેં મ્હને આગળથી જ ના કેમ ન કહી?

સીતાઃ હું ના પાડતી જ નથી.

પુરાતનઃ તું જોઇયે તો ફરી વાર વિચાર તો કરી જો. આ પણુન વધારે છોકરાં પરવડે એમ છે? તું જ.........

સીતાઃ કૃપા કરી ત્હમે વધારે ન બોલો. હું કયાં ના કહું છું કે ત્હમે મ્હને આમ સંતાપો છો? (સરજનને) ત્હમારે ઓપરેશન કરવું જ હોય તો મહેરબાની કરી જલ્દી કરો મ્હારાથી આ મ બેસી નથી રહેવાતું.

(સરજન પુરાતન સામું જુએ છે.)

પુરાતનઃ સરજન, હું કાંઇ વાંધો નથી જોતો.

સરજન : જેવી ત્હમારી મરજી. (સીતાને) આ ટેબલ પર સૂશો ?
(સીતા ઉભી થાય છે, ને વચમાં મૂકેલા ટેબલ તરફ જાય છે. સરજન કાતર હાથમાં લે છે. એટલામાં અચાનક બારણું ઠોકાય છે. પુરાતન ગભરાયલા ચ્હેરે જોઇ રહે છે સીતા અટકી પડે છે. સરજન ઓજાર ફેરવતો ઉભો રહે છે. ફરી વાર બાર ઠોકાય છે.)

પુરાતન: કોણ છે ?
(બહારથી અવાજ આવે છે : "ખોલો. એકદમ ખોલો ")
(સીતાને) કોણ રામપ્રસાદ છે ?
(સીતા મૂંગી ઉભી રહે છે. પુરાતન સરજન તરફ જુએ છે.)

સરજન : ખોલવું જ પડશે. કોલાહલમાં ઓપરેશન થઇ શકે જ નહિ.
(પુરાતન બાર ખોલે છે. રામપ્રસાદ, કિશોર અને કિરણ અંદર ધસી આવે છે. કિરણ સીતા પાસે દોડી જાય છે, ને વળગી પડે છે. કિશોર ઓપરેશનના ટેબલ પર ચઢી, પુરાતનનું મ્હોં જોતો બેસે છે. રામપ્રસાદ પુરાતનનો હાથ લઇ ત્હેની સામું ઉભો રહે છે. સરજન સીતાએ ખાલી કરેલી ખુરશી પર બેસે છે.)

રામપ્રસાદ : અલ્યા, આ શું કરવા બેઠો છે ? મુરખ છે ?
(સરજનને) ડાક્ટર સાહેબ, તસ્દી માફ કરજો; પણ હું ધારું છું કે હવે ત્હમારું કામ નથી રહ્યું આપ જઇ શકશો. ફી કાલ સવારે પહોંચતી કરીશ.
(સરજન ઓજારો બેગમાં મૂકે છે. બધાં તે જોઇ રહે છે. થોડી વારે સરજન જાય છે.)
પુરાતન, ત્હને આ શું સુઝ્યું ?

પુરાતન : એમાં ખોટું શું હતું એ હજી હું નથી સમજી શકતો. તે દિવસે ત્હને ઉપાય ન જડ્યો; પણ પાછળથી મ્હને એ જડ્યો. બાકી તો બધું તેં કહ્યું હતું તેમ જ છે.

રામપ્રસાદ: તું તો ખરેખર મૂરખ છે.

કિરણ : તે એવા ઉપાય ઓછા જ શા સારૂ અજમાવે ?

કિશોર : કિરણ, તું ન બોલીશ.

રામપ્રસાદ: ભલા માણસ, એથી તું ત્હારો જ સંતોષ સાધતો હતો; પણ સીતા બ્હેનનું શું ? જેવી ઇચ્છાઓ ત્હને થાય તેવી તો પછી એને રહે જ નહિ.

કિરણ : એકલી ઇચ્છાઓ શું ન કરે. એ સ્ત્રી જ મરી જાય.

પુરાતન: (ધીરેધીરે) હં, સ્ત્રી મરી જાય ? હા, ખરી વાત છે મ્હને એ તો વિચાર જ ન આવ્યો કે મ્હારી પેઠે એને પણ એવી ઇચ્છા થાય. રામ, સારું થયું કે તું આવી પહોંચ્યો.

રામપ્રસાદ: એ તો આ કિરણના પ્રતાપ તો......

કિશોર : ચલો હવે, ને આ ખંડમાં મ્હારો તો જીવ ગભરાય છે.
(કિશોર, રામપ્રસાદ ને કિરણ એક પછી એક બ્હાર નીકળે છે. પુરાતન બ્હાર જવા જાય છે પણ સીતા તેને રોકે છે.)

સીતા: પુરાતન, ત્હમારા ઘરમાં મ્હારો જીવ રૂંધાય છે હું આજે જતી રહીશ.

પુરાતન : પણ......

સીતા : પણ કંઇ નહિ. કંઇ દહાડાથી હું ત્હમારી સ્ત્રી તો મરી જ ગઇ છું.
(જાય છે.)

[ પડદો પડે છે ]

બટુભાઇ લાલભાઈ ઉમરવાડિયા




# સત્યયુગ

ઓંદ્રં નામના ફ્રેંચ લેખકે ફ્રાંસને એક વખત ઉપદેશ આપ્યો કે સત્યયુગ એ ભૂતકાળમાં નહિ પણ ભવિષ્યમાં છે. ત્યાર પછી ફ્રાંસની ઉન્નતિ બહુ ઝડપથી થવા માંડી. અત્યારે યુરોપ, અમેરિકા, તુર્કસ્તાન, જાપાન, જ્યાં નજર કરીએ ત્યાં આજ ઉપદેશવાક્યમાં શ્રદ્ધા જણાય છે. માત્ર આપણા કમભાગ્યે હિંદમાં જ આવી માન્યતા નથી.

આપણા દેશમાં પૂર્વે એક મહાન સત્યયુગ થઇ ગયો એવી માન્યતા સર્વસામાન્ય છે. એ સત્યયુગનો સમય કોઇ ઐતિહાસિક વર્ષથી નક્કી કરવામાં આવ્યો નથી. ઘણીવાર કહેવાતા દ્વાપરયુગના બનાવો, મનુષ્યોને પણ સત્યયુગનાં દૃષ્ટાંત તરીકે મૂકવામાં આવે છે. વળી કેટલીક વાર પરદેશીઓના વિજય-આક્રમણ સુધી પણ સત્યયુગની મુદત લંબાવાય છે પણ સત્યયુગમાં એટલે ભૂતકાળમાં જે કાંઇ હતું તે શ્રેષ્ઠ હતું એવું તો દૃઢતાથી મનાય છે—મનાય છે.

આપણો આદર્શ એ સત્યયુગ ઉપર જ રચવો જોઇએ એમ તો મહાન નેતાઓથી માંડીને સર્વ કોઇની માન્યતા છે. એ સત્યયુગ મનાય છે તેવો જ આદર્શરૂપ હોય તો પછી તેના ઉપર આપણો આદર્શ રચવામાં બહુ હરકત ન માનીએ; પણ એ એવો અનુકરણીય સમય હતો ?

હાલ હલાહલ કલિયુગ વ્યાપી ગયો છે એમ કહેવાય છે. પણ એ કહેવાતા સત્યયુગમાં જે કેટલાંક કૃત્યો થયાં હતાં તેવાં તો આ કલિયુગનાં મનુષ્યો પણ કરતાં આંચકો ખાય. હાલના જમાનામાં પણ ઘણીએ સુશીલ સાધ્વી સ્ત્રીઓની નીચ લોકો નાહક નિંદા કરે છે પણ કોઇ સુજ્ઞ પતિઓ રામચંદ્ર પેઠે પત્નીને જંગલમાં મોકલી દેતા નથી. ઘણાએ લોકો જુગારમાં સર્વસ્વ હારી જાય છે પણ યુધિષ્ઠિર પેઠે પત્નીને હોડમાં મૂકવાની ધિક્કારપાત્ર અધમતા બતાવતા નથી કે નળરાજા પેઠે અસહાય સ્ત્રીને વનમાં અર્ધી રાત્રે એકલી મૂકીને નાસી જવાની કાયરતા બતાવતા નથી. ઘણાએ લોકોનાં ઘરબાર જપ્ત થઇ જાય છે ને લહેણદારો તકાદો કરે છે પણ હરિશ્ચંદ્ર પેઠે ભરબજારમાં પત્નીને વેચતા નથી! વળી આ કલિયુગમાં પાંચ પતિની પત્ની 'સતી' કહેવાતી નથી. આપણે જેને સત્યયુગ કહીએ છીએ તેમાં આવાં આવાં તો અનેક કૃત્યો થયાં છે. અને તેમાંથી રામનો સીતાત્યાગ અને હરિશ્ચંદ્રનો પત્ની-વિક્રય તો આપણે વખાણની દૃષ્ટિથી જોઇએ છીએ પોતાનું વચન પાળવું એ મનુષ્યનું કર્તવ્ય છે જ. પણ ગમે તેવા અધમ માર્ગ ગ્રહણ કરીને પણ વચન પાળવું એ ઉચિત છે? કહેવાતા સત્યયુગમાં ભલે તે ઉચિત મનાતું હોય; આ બુદ્ધિસ્વાતંત્ર્યના જમાનામાં તો તેમ માનવું કઠણ છે.

આપણો આદર્શ એ સત્યયુગ હોય તો આપણી સ્થિતિ સુધરવા સંભવ છે? પ્રથમ એ જોવાનું છે કે સત્યયુગમાં આપણે શું ઇચ્છીએ છીએ? આપણે પરદેશી રાજકર્તાઓને કહીએ છીએ કે દેશના પ્રત્યેક મનુષ્યને કેળવણી લેવાનો હક હોવો જ જોઇએ. પ્રાચીન સત્યયુગમાં તેમ હતું? અધ્યયનનો હક તો માત્ર બ્રાહ્મણોને જ આપેલો હતો. આ રિવાજના પરિણામે દેશનો મોટો વર્ગ અજ્ઞાન રહી ગયો. અને તેનાં અનિષ્ટ ફળ આપણે હજી ચાખીએ છીએ. સ્ત્રીઓના સમાન હક પણ આપણે માગીએ છીએ. તે સત્યયુગમાં હતા? મેં ઉપર દર્શાવ્યું તેમ સતી સ્ત્રીઓ પ્રત્યેનું તેમના પતિનું વર્તન આપણે જાણીએ છીએ, ને સ્ત્રીઓ સમસ્ત સ્ત્રીવર્ગમાં

સ્વરૂપ ગણાતી તેના પ્રત્યે પણ આવું વર્તન ચલાવાતું તો સામાન્ય સ્ત્રીઓ પ્રત્યે કેવું ચાલતું હશે તે આપણે સમજી શકીએ છીએ. સ્ત્રીઓને કેળવણી લેવાનો હક પણ હતો નહિ. ગાર્ગી કે મંડનમિશ્રની પત્ની જેવી કોઈક પંડિતા વિષે આપણે વાંચીએ તે ઉપરથી એમ ન કહી શકાય કે સર્વ સ્ત્રીઓ કેળવાયલી હતી. કન્યાઓને ભણાવવા માટે કોઈ મોટાં ગુરુકુળ હતાં એવું પણ કોઈ ઠેકાણે આપણે વાંચતાં નથી. સંસ્કૃત સાહિત્ય ઉપરથી જણાય છે કે સ્ત્રીઓ સંસ્કૃત ભાષા પણ બોલી શકતી નહિ—પ્રાકૃત જ બોલતી. તે જમાનાની સ્ત્રીઓ પુરુષોની દૃષ્ટિએ ઉત્તમ પત્ની હતી, એટલું જ આપણે પુરુષોનાં લખેલાં પુસ્તકો ઉપરથી જોઈ શકીએ છીએ. પણ તેઓમાં બુદ્ધિસ્વાતંત્ર્ય, સ્વમાન, કે ઉચ્ચ કોટિનું જ્ઞાન, જે સદ્‌ગુણો આપણે આધુનિક સ્ત્રીઓમાં ઇચ્છીએ છીએ તેનું અસ્તિત્વ હોય એમ લાગતું નથી. હાલના જમાનાના પુરુષો સ્ત્રીઓમાં આ સદ્‌ગુણો નથી ઇચ્છતા (કારણ કે તે ગુણો સ્ત્રીને સ્વતંત્ર થતાં શીખવે છે) પણ સ્ત્રીઓ તો ઇચ્છે છે જ. તો પછી પ્રાચીન સ્ત્રીનો આદર્શ કેમ ચાલે? પુરુષો એ આદર્શ સ્ત્રીઓ સમક્ષ મૂકે કેમ કે પ્રાચીન સ્ત્રી જીવનપર્યંત પતિનું દાસત્વ સ્વીકારતી હતી. પણ સ્ત્રીઓએ આ આદર્શ લક્ષમાં ન જ લેવો જોઈએ.

રાજાપ્રજા વચ્ચેનો સંબંધ કદાચ એ જમાનામાં વધારે સારો હશે. એ જમાનામાં રાજા પ્રજાકલ્યાણ માટે તત્પર રહેતા અને સ્વાર્થપરાયણ કે મોજશોખમાં ડૂબેલા ન હતા, એટલે પ્રજાને વધારે સંતોષ મળતો જ હશે. પણ અસંતોષ એ પ્રગતિનું મૂળ છે તે ભૂલી જવું ન જોઈએ. સંતોષી તે સદાસુખી એ માન્યતાએ આપણા દેશને આળસુ બનાવી દીધો છે, અને સર્વ પ્રગતિઓ બંધ કરી છે. સત્યયુગની પ્રજા સંપૂર્ણ સંતોષ ધરાવતી હતી એમ આપણે વાંચીએ છીએ અને તેથી કલ્પના કરી શકાય કે એમનામાં પ્રગતિની ભાવના બહુ નહિ હોય.

વળી સત્યયુગમાં સર્વ મનુષ્યોનું જીવન આદર્શરૂપ હતું એમ પણ આપણે માનીએ છીએ—પણ માત્ર મનાતું આવ્યું છે માટે ગાડરીઆ પ્રવાહ પડે માનીએ છીએ એટલું જ. એ યુગનું ખરું સ્વરૂપ જાણવા માટે બહુ ઝીણવટથી જોવાની પણ જરૂર નથી. જે દેવો, બ્રહ્મર્ષિઓ, રાજર્ષિઓ તરીકે મનાય છે તે પણ ષડ્‌રિપુને વશ થવાનાં અનેકાનેક દૃષ્ટાંતો છે. તેમણે બુદ્ધિહીનને જ છાજે તેવાં કામ પણ કર્યાં છે. ઇંદ્રનું અહલ્યા પ્રતિનું લજ્જાસ્પદ વર્તન, દુર્વાસા-વિશ્વામિત્રાદિનો ક્રોધ, મહાદેવનું ભોળપણ, વિગેરે દૃષ્ટાંતો પ્રખ્યાત છે. આ તો દૃષ્ટાંતસાગરમાંથી બિંદુઓ માત્ર છે. વળી ધર્મશાસ્ત્રો, સ્મૃતિઓ વિગેરે વાંચતાં તેમ જુગારી, વિષયી, વ્યસની, હલકા ધંધા કરનાર વિગેરે અનેક પ્રકારના નીચ મનુષ્યો સાથે અમુક અમુક વ્યવહાર ન રાખવાની આજ્ઞાઓ છે. એટલે એવા મનુષ્યો એ જમાનામાં વસતા તો હશે જ. જો સર્વ દેવાંશી મનુષ્યો જ વસતાં હોય તો આવાં મનુષ્યોની કલ્પના સંભવે જ નહિ. જુદી જુદી જાતના ગુન્હાઓની સજાઓ પણ સ્મૃતિઓમાં સવિસ્તર વર્ણવી છે એટલે દરેક પ્રકારના ગુન્હા પણ એ સમયમાં થતાજ હશે. તો પછી એ 'સત્યયુગ' કેમ કહી શકાય? સ્મૃતિઓમાં લખેલી વાતોને પણ સત્યયુગની કહી આદર્શ તરીકે મનાવવામાં આવે છે તેથીજ આટલું વિવેચન કર્યું છે.

ખરા સત્યયુગમાં સમાનતાની ભાવના પણ પૂર્ણપણે વ્યાપ્ત હોવી જોઈએ એમ આપણને આ વીસમી સદીમાં લાગે છે. પ્રાચીન સત્યયુગમાં તેમ હતું? ચાર વર્ણો તો અનાદિકાળથી સર્જેલી છે એમ આપણે માનીએ છીએ, કેમ કે ગીતામાં શ્રી કૃષ્ણે જ કહ્યું છે કે चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्म विभागशः। એ વર્ણવ્યવસ્થા તો માત્ર આર્થિક કાર્યવિભાગ (economic division of labour) રૂપે જ હતી એમ કહી એનો બચાવ કરવાનાં આપણે વ્યર્થ ફાંફાં મારીએ તેથી શું?

બ્રાહ્મણોને શ્રેષ્ઠ પદ આપેલું હતું અને શૂદ્રોને અજ્ઞાનના અંધકારમાં ડૂબેલા રાખી ત્રણે વર્ણની સેવા માત્ર સોંપી હતી તે કોઈથી અજાણ્યું નથી. બ્રાહ્મણ વેદના મંત્રોનો ઉચ્ચાર કરતો હોય તેનો અક્ષર માત્ર પણ જો શૂદ્રને કાને પડે તો શૂદ્ર રૌરવ નરકનો અધિકારી થાય! ભગવા પહેલાંના કાળમાં પણ ઉચ્ચ વર્ગની સત્તા (aristocracy) ની ભાવના આટલી પ્રબળ નહિ હોય!

જે યુગમાં પ્રજાના અમુક ઉચ્ચ વર્ગને જ કેળવણીનો અધિકાર આપેલો હતો, સ્ત્રીજાતિની પદવી હલકી હતી, પ્રજાના મોટા વર્ગને અજ્ઞાન રાખવામાં

# જન્મભૂમિનો ત્યાગ

આજ પંદર વર્ષથી, ત્યાં ફરવા નીકળનારા સૌ, એને એ જ જગ્યાએ જોતા. રસ્તાની એક બાજુ ખાંચો હતો, અને તે ખાંચાની જમીન રસ્તાથી ઉંચી હોઇ, ઘોરા જેવું લાગતું. આસપાસ બે ચાર મોટા પથરા પણ પડયા રહેતા. ઉપર ન્હાનું પણ ઘાટી છાયાવાળું પીપરનું ઝાડ હતું. વાઘજી મોચી ત્યાં સવારમાં આવીને બધું સાફ કરતો. પછી પોતાનો જૂનો કોથળો પાથરી, પાસે પાણીની કુંડી ભરી, છીપર પર ધીમે ધીમે પોતાનો સૂયો, ઘસીને તાજો બનાવતો. આઠ વાગે ને 'સૂરજ નારાણ' 'રાશવા' ચડે, ત્યારે વાઘજીની વહુ નંદુ માથા ઉપર ભાત લઇ, સોરો ધૂમરો તાણી, નવીકાંબીનો મધુર રણકાર કરતી આવી પહોંચતી. એની સાથે વાઘજીને પ્રાણથી પણ જાદે પ્યારો એવો પુત્ર માવજી પણ હોય.

ધણીધણીયાણી એ ખૂણાને પોતાનો કિલ્લો માનતાં. એ અભેદ્ય ગઢને તેમણે જરા પાળ જેવું બનાવીને સાચવ્યો હતો. પીપરના થડમાં એક ખાડો ખોદી, વાઘજીએ પોતાની ચલમ માટે ધૂણી પણ બનાવી હતી. એક તરફ બે પથરા પર એક જૂના માટલામાં છલોછલ મીઠું પાણી છલકાતું. બે ચાર કાચલીઓ ભેગી કરી, વાઘજીએ કોઇમાં 'પેપી' કોઇમાં 'મીણ' તો કોઇમાં દોરા ભર્યા હતા. એક તરફ વાઘજીનો હુકકો પણ બાદશાહી ઠાઠમાં બિરાજતો હોય! હંમેશાં આઠ વાગે નંદુ ભાત લાવે એટલે ધણીધણીયાણી વાતો કરતાં જાય, ને વાઘજી લુખ્ખો રોટલો ને બેચાર ગરમાં હોય, તેમાંથી પોતાની શીરામણી શરૂ કરે.

માવજી એ વખતે પોતાના પિતાનું સિંહાસન ખાલી ન પડે, માટે પેલા જૂના કોથળા પર બેઠો હોય, ને એકાદ ઓજાર છીપરમાં ઘસતો હોય કે વખતે હોકાની નળી મોંમાં લઇ, વાઘજીની પેઠે ગુડગુડ કરવાનો ઢોંગ કરી, સાવ ખોટા ધૂમાડા કાઢતો હોય! મોચી ને મોચણ છોકરાની આ હુશિઆરી જોઇ હસતાં, ને નંદુ તો મોચીને હસતી હસતી કહેતી: "તમે ભલે જૂનાં ખાંસડાં સાંધ્યા કરો, પણ મારો આ, શે'રમાં સંચે શીવીને બૂટ વેચશે!......" વાઘજી સંતોષથી માવજી તરફ જોઇ રહેતો: અને તેમાં પણ જો છોકરો પલાંઠી વાળીને પગ પર પગ ચડાવીને, કોઇ મોટા માણસની પેઠે બેઠો હોય, તો પછી તે દિવસે જોઇ લેજો વાઘજીનો રંગ! મનમાં ગણગણતાં ગણગણતાં એક પછી એક ટાંકા દેતો હોય, કે દોરા ખેંચી કાઢતો હોય, પણ છોકરો સવારે મોટાની માફક બેઠો છે, એ ધૂન તો એના મગજમાં ચાલતી જ હોય!

કટકબટક શિરામણી કર્યા પછી વાઘજી હુકકો ગગડાવતો, માવજીભાઇ એની સામે બેસીને એવા કરતો ને નંદુ એકમે ઠામ ઘસી, માટલામાં પાણી ભરી લેવાની તૈયારી કરતી. પછી નંદુ છોકરાને

તેડી ઘેર જતી ને વાઘજી જૂના ખાસડાનું વર્ગીકરણ કરી, પોતાની 'ઑફિસ'ના ચડેલા તુમારને પહોંચી વળવા તરત જ કામે વળગતો. એની પાસેથી રસ્તા પર આખા દિવસમાં હજારો માણસ પસાર થઇ જતાં, પણ તેનું ધ્યાન પોતાના ટાંકામાં જ ચોંટ્યું હોય! એ ઝપાટાબંધ બીંધ પાડતો હોય, દોરો ખેંચતો હોય, દોરો વણતો હોય, ને જૂના જોડાને ગંધાતા પાણીમાં બોળતો હોય. પણ ગમે તે નીકળે ને ગમે તે જાય, પોતાના કામમાંથી બહાર નજર કરવાની તેને ટેવ પણ ન હતી ને ફુરસદ પણ ન હતી: માત્ર રસ્તા પર જનારના પગ પર એની નજર જરાક ફરી જતી, ને તરત જ તે પાછો પોતાના કામમાં મશગુલ થઇ જતો.

બપોરે પાણું ભાત આવે ને સાંજે વાઘજી પોતાના કિલ્લામાં બધું સુરક્ષિત મૂકી પોતાનો હુક્કો ગગડાવતો, ખભે ફાળીયું નાંખી ચાલી નીકળે. ચાલીને એને પહેલવહેલાં જવાનું શાકબજારમાં. ત્યાંથી કાંઇક શાકભાજી લઇ, બીજી કાંઇ ખરીદી ન હોય તો, માવજી માટે થોડીક 'કેસરવાળી પીળી જલેબી' લેતો ક ને તરત જ તે ઘેર પહોંચી જતો...બે પંખી માળામાં બેસીને એક બીજાની હુંફમાં કાંઇ કાંઇ પ્રેમની વાતો કરે, તેમ આ ગરીબ ધણીધણીયાણી, રાત્રે કમાણીના હિસાબની, આવતા દશેરાના તહેવારની કે મા'જીના નવા કબજાની વાતો કરતાં. ચાંદની ખીલી હોય તો વખતે રસ્તાની ધૂળમાં ખાટલો ઢાળી બેસતાં. ને ત્યારે નંદુ માવજીના નગપણ વિષે વાત કરતી તો વાઘજી વળી વહુનાં ઘરેણાંની ચિંતા કરતો હોય. આદર્શ ઘડવાની તમન્ના નહિ હોવાથી, ને કાવ્ય લખવાની ફુરસદ નહિ હોવાથી, બન્ને જણાં આવી કલ્પના કરીને આશાનો રસ જીવનમાં ઉતારતાં. નંદુની કાલ્પનિક "વહુ" ને વાઘજીનાં કાલ્પનિક "ઘરેણાં" એ બન્ને હમેશાં મળતાં ને હમેશાં વેરાઇ જતાં!

છતાં, એ ગરીબ ઘર સાદું શાંત ને સુઘડ હતું. ને ત્રણે જણાં એક બીજાની હુંફમાં ગરીબીનાં આંસુ ભૂલી સાદા જીવનનો આનંદ લઇ રહ્યાં હતાં.

(૨)

શહેરમાં એક ફેરફાર થયો.

વાઘજી બેસતો તે સરીયામ રસ્તો હતો. એ રસ્તો ખાસ કરીને ધોળા લુગડા વાળા ઉંચા વર્ગ માટે હતો. આજે વાઘજી જ્યારે પોતાની 'ધોલકી' વાળીચોળીને સાફ કરી રહ્યો, ત્યારે તેણે જોયું કે, ઢીંચણ સુધી ચામડાનાં હોલબૂટ પહેરી, એક 'સાબ' ત્યાં ફરી રહ્યો હતો. તે પોતાના બન્ને હાથ પાછળ રાખી ફર્યા કરતો હતો. એક હાથમાં નાજુક નેતરની સોટી રાખી હતી. ચારે તરફ નજર ફેરવતો તે આમથી તેમ ફરતો હતો. ભંગી લોકો રસ્તો વાળીચોળીને સાફ કરતા હતા, ને પાછળ ધડધડ પાણીની ગાડી ચાલી ધૂળ બેસારી દેતી હતી. આઠ વાગ્યા પણ આજે નંદુ ભાત લઇને આવી નહિ. નવ થવા આવ્યા ને વાઘજી રાહ જોઇને થાક્યો પણ ક્યાંય નંદુ દેખાણી નહિ. અચાનક પેલો 'સાબ' ફરતો આવી પહોંચ્યો. તે વાઘજીના કિલ્લા પાસે અટક્યો.

'રામુ!' તેણે બૂમ પાડી.

છેટે બનાતનો પટો બાંધીને અદબસર ઉભેલો એક માણસ હાજર થયો.

'આ કોણ છે? રસ્તા પર ચામડાના ઢગલા શું?'

રામુના જોડાને હજી બે દિવસ પહેલાં જ વાઘજીએ એક થીગડી મફત મારી હતી. એટલે તેણે કાંઇક બચાવનો યત્ન કર્યો.

"હા જી! એ તો મોચી છે. આ એની દુકાન છે! ઘણા વખતની છે."

સાહેબે નેતરની સોટીનો ઉપલો ફુલાના હાથા વાળો ભાગ મોંમાં નાખ્યો: "રસ્તા ઉપર ખુલ્લી દુકાન શું!... ચાલો, એનો બધો સામાન ઉપાડી, ગવર્નર સાહેબની સ્વારી નીકળે તે પહેલાં ચાલ્યા જાનો હૂકમ કરો. જલ્દી જાય, દસ પહેલાં."

પોતાની સોટીને ચામડાના બૂટમાં પછાડતો તે ત્યાંથી ચાલ્યો ગયો!

"કોણ હતું રામુભાઇ?" વાઘજીએ રામુને પૂછ્યું.

"નવા ફોજદાર સાહેબ. પણ ભાઇ! હવે જમાનો બદલાયો છે. ન'કર આવા ઓછાપેટા અમલદાર હોય? ગરીબ માણસ, બિચારો બે પૈસા કામી ખાય

છે, એમાં એના બાપનું શું જાય છે? હેં? પણ ભાઇ! અમલ! અમન કોને કહે?"

"શું કહ્યું ફોઝદાર સાહેબે?"

"બીજું શું? આજ કાંઇ કોઇનું સારૂં થાય તેમ તો નથી. પણ હું તને હેરાન કરૂં તો તું મને, શું દે, એના જેવી વાત. આ, એમ કે, ગવર્નર સાહેબ આવે છે નાં, તે તને રસ્તા ઉપર બેસવા દેવો નહિ!"

વાઘજીની પીપરમાં પાન ખખડયાં. વાઘજીને અત્યારે એનો અવાજ ભવિષ્યની આપત્તિ જેવો લાગ્યો. તે જરાક ખિન્ન થયો.

"અરે! ભાઇ! મારી ગરીબની રોજી......

"હવે એનું તારે શું કામ છે? પાછા આમે ને અમે સાંધી દેશું. હમણાં બે દિવસ ફરી ગયા."

"પણ આ મોકાનો મારગ.......

"હવે મોકાનો મારગ ને બીજો મારગ, તારે ક્યાં મફત પૈસા લેવા છે? અને બે દિવસ ફરી જા ને, પછી, વળી સાહેબને સમજાવશું."

એટલામાં ફોઝદાર સાહેબ પાછા વળતા દેખાયા, ભંગી લોકો ધ્યાન રાખી રાખીને વાળવા માંડયા હતા.

"વાઘજી! તું સામાન ફેરવવા મંડી જા. એનો હમણાં કોયડો ફાટે છે."

વાઘજીએ અત્યંત દુઃખથી જૂનાં ખાસડાં કોથળામાં ભર્યાં. કાચલીઓ અંદર મૂકી. પાણી હાલવી માટલું હાથમાં લીધું ને ધીમેથી ત્યાંથી ઉતર્યો. ફોઝદાર પસાર થતા હતા. તેણે માટલાવાળા હાથે સલામ કરી, ખાસડાંનો કોથળો જરા નીચે મૂકયો.

"સાબ! મારી ગરીબની અરજી......

નંદુ મોડી મોડી પણ માવજીને તેડીને આવતી હતી, ને વાઘજી પાસે થોભી ગઇ.

"ઘેર હાલવા કે શું? તેણે ઘૂમટામાંથીજ પૂછ્યું. વાઘજી તેની સામું જોયા વિના 'સાબ' સામે જોઇ રહ્યો હતો. સાહેબે મોઢેથી સીસોટી વગાડતાં વગાડતાં, રસ્તા પર લાંબી નજર ફેંકી, બધું સારૂં થયું છે એમ જોઇ લીધું ને મોચી તરફ દૃષ્ટિ કરી.

'સાબ! મારી ગરીબની અરજી......" વાઘજી હજી બોલ્યાં કરતો હતો. 'સાબ' સાંભળતા છતાં ન સાંભળતા હોય તેમ 'નિર્લેપ' ઉભા હતા! એક પટાવાળાએ સાહેબની પાસે આવીને સલામ કરી એક કાગળ આપ્યો. સાહેબે કવર ફોડયું, ને કવરની ઉપલી ફાડેલી કોર નીચે પડી તેના તરફ જરાક જોઇ કાગળ વાંચવા માંડયા. પટાવાળો સાહેબનું મન કળી ગયો. તેણે તરત કોર લઇ ને ડુચો કરી પોતાના ખીસામાં મૂકી દીધી.

"સાબ! મારી અરજી......"

સાહેબના હાથમાંથી ખાલી કવર નીચે પડી ગયું. વાઘજી ઉતાવળે માટલું હેઠું મૂકી, પોતે સાહેબને કવર દઇ શકે એ લોભમાં આગળ વધ્યો. સાહેબે એના તરફ જરાક કરડાઇથી જોયું, પણ તેણે ધ્રૂજતા હાથે કવર લઇને સાહેબ આગળ ધર્યું. સાહેબે તેની સામે જોયું નહિ, પણ કાગળમાંથી માથું ઉંચું કરી "અચ્છા, ચીમનલાલકુ ભેજો" એટલું કહી પટાવાળાને હાથથી જવાની નિશાની કરી.

"સાબ! મારી અરજી......" ધ્રૂજતા હાથે હજી વાઘજી પેલું કવર સાહેબને આપવા ધરી રહ્યો હતો.

"તુમેરા સબ સામાન લે કર ઇધરસે જલ્દી ચલે જાઓ." સાહેબે વાઘજીને એકદમ હિંદુસ્તાનીમાં જવાબ આપ્યો. સાહેબ ચાલ્યા ગયા. વાઘજી નિરાશ થઇને પાછો ફર્યો ને તેનું જૂનું માટલું પણ ઉતાવળમાં નીચે મૂકાતાં ફૂટી ગયું હતું તે જોઇને હસ્યો: "આણે પણ રજા લીધી! હવે આવું માટલું નહિ મળે!"

"અરે! જાઓ ને, તમે તો ભાયડા માણસ થઇને આમ શું નાખી દેવાની વાત કરતા હશો! શું આવું માટલું નહિ મળે? શું કીધું સાહેબે?" નંદુએ પૂછ્યું. "લે હવે ચાલ ઘર ભેળાં થાઇએ, નહિતર રહ્યાં સહ્યાં જૂનાં ખાસડાં પણ જાશે. આ માટલાએ રજા લીધી છે!"

પીપર ઉપર એક દષ્ટિ નાંખી, મોચી તે દિવસે, બેરોજગાર થઇ ઘેર ચાલ્યો ગયો.

(૩)

"આજ તું કેમ મોડો"? રસ્તામાં મોચીએ પૂછયું.

નંદુને મોચીના સ્વભાવની ખબર હતી: પહેલેથી જ તેણે સાવ સાદું ને શાંત જીવન ગાળ્યું હતું, એટલે જરાક અટપટી અડચણ આવતાં, તે હેં હેં થઇ જતો. નંદુએ જરા વિચાર કરીને જવાબ વાળ્યો: "હું તો આજ નાં--પીટયું આજ તો તાવ—જરા-ક માથું દુ:ખે છે!"

મોચી શૂન્ય દૃષ્ટિથી એની સામે જોઇ રહ્યો: "આજ તો દી જ એવો ઉગ્યો છે. સાખે આંહી બેસવાની ના પાડી, રોજી ગઇ, માટલું ફૂટયું ને હવે તને તાવ......" તેણે નંદુના હાથ પર હાથ મૂકયો. હાથ તાવમાં ફફડતો હતો. "આ તારો જરાક તાવ?"

"તે ઇ'માં શું? તાવ નાંવે? આવે ને ઉતરે." નંદુએ હિમ્મતભેર કહ્યું. પણ મોચીના પગ ભાંગી ગયા હતા.

રોજી તો ગઇ જ. અને નંદુનો તાવ પણ એકદમ ઉતર્યો નહિ. તે વધારે ને વધારે લેવાતી ગઇ. ઘરમાં પણ કેટલાક દીતું હોય?

એક દિવસ વાઘજી નંદુ માટે રાબ કરતો હતો. રાડાં સળગાવીને રાબ કરતો હતો, એટલે બે કામ થાય. રાડાં સળગે એટલે દીવાનું કામ પણ સરે. આજે હવે ઘરમાં છેલ્લી ખરચી ખૂટી હતી.

"તમે કાંઇ જમ્યા?" નંદુએ પૂછયું

મોચીના પેટમાં બે દિવસના અર્ધા ઉપવાસ હતા. તે ઉપરથી હસ્યો: "હારી પહેલાં જમ્યો છું!"

ધ્રુજતે હાથે રાબનો વાટકો લઇને નંદુ તેની સામે જોઇ રહી: "ધારો કે હું મરી જાઉં તો તમે આમ ભૂખ્યા જ પડયા રહેવાના કે? જરાક તો ખાવા પીવાનું ભાન રાખો. આ છોકરો સકાઇ ગયો મ્હારો મોરલા જેવો......" નંદુ વધારે બોલી નહિ. ટપ ટપ આંસુ પાડીને વાઘજી રોઇ રહ્યો હતો!

"અરે! હું તો અમથી વાત કરું છું!" માવ દોડીને માની છાતીમાં માથું ભરાવી ડૂસકાં ભર લાગ્યો.

"કાલ છે કાંઇ ખાવાનું? આવું—ફુલ જેવા શું થાશે!"

વાઘજીએ નિ:શ્વાસ મૂકયો.

"તમે કાલ રોજી પર જાઓને. મને કાંઇ પણ પડતા નથી."

"પેલી મોકાવાળી જગ્યા ગઇ ને બીજીમાં ક પેદા થાતું નથી."

"હાય રે! શું કીધું? સાખે મારે પીટયે?"

"ના પાડી! ત્યાં બેસવાનું નથી."

"ગવંડરની સ્વારી તો હવે ચાલી ગઇ છે તોય?"

"હા."

જયારે છેલ્લું વાસણ વેચાઇ ગયું ત્યારે નંદુ તદ્દન સાજી થઇ ગઇ હતી પણ આજ આખા દિવસમાં એ કુટુંબને માત્ર બે આના પર ચલાવવું પડયું હતું વાઘજી તે દિવસે રોજીએ ગયો હતો, પણ પેલી મોકાવાળી જગ્યા પર તો તેનો પગ હવે કોઇ ઠરવા દેતા જ નહિ. ને બીજે તેની ઘરાકી જામે તેવો ગોકો હતો નહિ. આજે એ કુટુંબ પહેલવહેલું રાત્રે ભીખ માગવા નીકળ્યું.

વીજળીની રોશની નીચે અનેક સુખી યુગલ આનંદ કરતાં હતાં, પણ આ ભિખારી તરફ જોવાની કોઇને દરકાર ન હતી. તે ધીમે ધીમે આગળ ચાલ્યો. સીનેમા પાસે લોકનો ઠઠારો જામ્યો હતો, ને કેટલાક જુવાનો નિશ્ચિંત હાસ્ય કરતા હતા. પણ તેનો લાંબો થયેલો હાથ દરેક વખતે ભોંઠો પડયો ને નંદુને થાક આપવા તે એક પાણીના નળ પાસે બેઠો ત્યારે પાણી સિવાય બીજું કાંઇ તેની પાસે હતું નહિ!

તે થાક ખાઇને આગળ વધ્યો. એક ઠેકાણે 'સુભદ્રાહરણ' વંચાતું હતું ને ગોળમટોળ ભટજી પાસે કેટલાક સીધાના થાળ પડયા હતા! ભટજી ઓની પેઠે ઝીણા ઝીણા સ્વર કાઢી લોકને હસાવતા હતા. વાઘજીના કાલાવાલા એ સભામાં બેદરકાર કાન પર પડીને પાછા પોતાના જ મોં પર શરમની રેખાની માફક વેરાઇ ગયા!

ઠુંઠ ન છતાં ઠુંઠ જેવો તે આગળ ચાલ્યો ગયો. બહુચરાજીના મંદિર પાસે આરતી ઉતરી રહી હતી, ને માતાના ભક્તો 'જે જે' કરી રહ્યા હતા. ભક્તિમાં વિઘ્ન હોય તેમ તેને સૌએ ધિક્કાર્યો. ભિખમાં ન ટેવાયેલું મન આઘાત પામ્યું ને માવજીને રોતો જોઇ તેના તરફ વળ્યું. એક જુવાન નીકળ્યો તેની પાસે તેણે સહજ જ હાથ-લાંબો કર્યો ને આંખ માની શકે તે પહેલાં તેના હાથમાં પૈસો પડયો. તેના હાથને એક પૈસાનો ભાર પણ જણાયો. સામેની દુકાનેથી દોડીને તે દાળિયા લઇ આવ્યો. પોતાનાં બન્નેને ખાતાં જોઇ, તેણે આકાશ સામે જોયું ને તેના ગાલ આભારનાં આંસુથી ભીના થવા લાગ્યા!

(૪)

તે રાત્રિ એક દુકાન પર પડયો રહ્યો. સવારે પાંચ વાગે વહેલાં ઉઠવા વાળાં થોડાંક સાવધાન કૂતરાં જ ઉઠીને ભૈરવીથી પોતાનું ગળું સાફ કરતા હતાં. બજાર તદ્દન શાંત હતું, ને ભંગીના સુંડલા માત્ર ફરતા હતા. કોઇ કોઇ જગ્યાએ સ્ત્રી વહેલી ઉઠી વાસણ માંજતી હતી કે દાતણ કરતી હતી. બાકી બધું સ્મશાન હતું. વહેલો નીકળેલો માત્ર એક ફકીર કયારેક કાંઇ ગાઇને તરત બંધ થઇ જતો હતો એ વખતે વાઘજી ઉઠયો ને માવજીને તેડી નંદુ સાથે ચાલ્યો. પોતાની જૂની ઘોલકી પાસે જઇ, એક વખત પ્યારથી ઘેલી પીપરને ભેટયોઃ ન્હાના બાળકની માફક રોયોઃ ને પછી કઠણ હૈયું કરી ચાલી નીકળ્યો. નંદુ આ બધો તાલ જોઇ રહી હતી. તે હવે બોલીઃ "આપણે કયાં જવું છે?"

"આપણે હવે આ થાનક છોડી દેવું છે!"

"હેં! કેમ? કેમ છોડવું છે? કયાં જઇશું?"

"ગમે ત્યાં."

"તંઇ આંઇ શું ખોટું છે તે?"

"આંહી હવે આ થાનક વના કામની ધૂન નહિ જાગે. ને એ થાનક ફોજદારે છોડાવ્યું!"

"હવે ઇ'માં તે શું? આપણે ગરીબને વળી થાનક કેવાં?"

"ના, ના. આ જનમભોમકા હવે કળજુગથી ભરાઇ ગઇ છે. રાજાના જેવી મોલાતો પાસેથી આપણે ભૂખ્યા નીકળ્યા ને કોઇએ કટકો રોટલો દીધો નહિ! જે જમીન પર બેસીને શેર બાજરી પેદા કરતા, તે જમીન પર વીજળીનો થાંભલો ઉભો થઇ ગયો! આ ધરતીમાંથી હવે અમી ખૂટયાં છે માટે આપણે બીજે ચાલો. આંહી જેવારો નહિ થાય" અને તે આખું ગરીબ કુટુંબ ત્યાંથી ચાલી નીકળ્યું.

x x x x

હવે એ રસ્તા પર વાઘજીની દુકાન નથી. વાઘજી જતાં પેલી પીપરનું ઠુંઠું થઇ ગયું છે. એક વિજળીનો થાંભલો ને તે ઠુંઠું એવા બે જડ દારતદારો રસ્તા પર છેટે સુધી નજર નાંખતા ઉભા છે! પણ હજી વરસમાં એક દિવસ, એક મજૂર જેવો માણસ રાત્રે લપાતો છૂપાતો ત્યાં આવે છેઃ રાત્રિ ત્યાં પડી રહે છેઃ ને વહેલો ભળકડામાં ઉઠી પેલા ઠુંઠાને ભેટી, છાનોમુનો ચાલ્યો જાય છે! પણ આ બધું, વરસમાં, એક જ દિવસ બને છે.

રૂદ્રશરણ



# વિદ્યા*

વિદ્યા હવી બ્રાહ્મણ પાસ આવી:
"મારી રક્ષા કર તારો નિધિ છું.
મને અયત, ઇર્ષ્યાળુ, અજ્ઞજને
કહીશ મા, તેમ હું વીર્યવન્તી. ૧

સત્યેથી બે કાનને જેહ વીંધે,
અદુઃખ દે ને અમૃતત્વ અર્પી,
તેને પિતા, માત ગણો ય તેને,
કદાપિ તેનો કરવો ન દ્રોહ. ૨

* આનું મૂળ સૂક્ત નિરુક્ત અ. ૨, ૪, માં છે.

વિપ્રો ભણેલા આદર જે ન આપે,<br>
મન, વાણી, કર્મથી વા ગુરુને;<br>
તેઓ ગુરુને નવ જેમ સેવે,<br>
ન તેમ તે શ્રુત સેવે તેમને યે. †   ૩

જેને જાણો શુચિ ને અપ્રમત્ત;<br>
મેધાવી ને બ્રહ્મચર્યે ચરેલા,<br>
જે તારો ના દ્રોહ કરે કદાપિ<br>
બ્રહ્મન્! કહેજે તે નિધિપને મને તુ" ‡   ૪

રા૰



† મૂળમાં આ પ્રમાણે છે: यथैव ते न गुरो भोंजनीया, स्तथैव तान्न भुनक्ति श्रतं तत्. મેં भोजनीयाः અને भुनक्ति બન્નેનો અર્થ 'સેવવું' કરેલો છે અને તે સંદિગ્ધ છે. આ પંક્તિ ઉપરની સંસ્કૃત ટીકા નીચે પ્રમાણે છે: भोजनीयाः न भोज्या न भोजनार्हाः तथैव........न पालयति श्रुत फलेन न संयुनक्ति. St. Petersburg Lexiconમાં રૉથ भुज् ધાતુના અર્થમાં ઉપરનો જ ઉતારો આપી તેનો અર્થ to serve, to be useful, to come out good આપે છે. પંડિત રાજારામ આ પ્રમાણે અર્થ કરે છે: "जैसे वह गुरुके भोज्य (खुशी देने वाले) नहीं बनते वैसे उनको वह शास्त्र उपभोग (खुशी) नहीं देता है."

‡ આ સૂક્તનો અર્થ કરવામાં મેં મારા મિત્ર શ્રી રસિકલાલની મદદ લીધી છે. ઉપરનાં પ્રમાણો સર્વ તેમણે શોધી આપ્યાં છે.




વિશાલ ઉર નર્મદા ઘન ગભીર વેગે વહે
અને તરલ વારિ સાંઝની સરાગ લીલા મહીં
કરે પૃથિવી સ્વર્ગનો વિલય ભેદ, ગુંજે સ્ફુરે
તટે વિવિધ વિસ્તરેલ વ્યવસાય તીર્થો તણા.

વહેતી, સખી! એમ તું હૃદય બેય કાંઠા ભરી,
પરંતુ ગઇ લેચું એ ન ફરી શી દશા આહીંની;
હવાં સતત તપ્ત વેણુ થકી આપનાં આંસવો
ભમાવી દગ વિસ્તરે વિષમ ભાસ આભાસ-શી;
અને જલ પવિત્રથી છીપવવા તૃષા જીવની
મથું અફલ વ્યાકુલ સ્મરણ વીરડા ગાળવા......
ભલેઃ પ્રકૃતિની કૃપા સરિત શી હતી, ને ગઇ,
સહસ્ર અમીધાર તો વરસવું ઘટે સ્વર્ગથી.

શેષ





## નર્મદાને આરે

વિશાલ ઉર નર્મદા ઘન ગભીર વેગે વહે
અને તરલ વારિ સાંઝની સરાગ લીલા મહીં
કરે પૃથિવી સ્વર્ગનો વિલય ભેદ, ગુંજે સ્ફુરે
તટે વિવિધ વિસ્તરેલ વ્યવસાય તીર્થો તણા.

વહેતી, સખી! એમ તું હૃદય ઓય કાંઠા ભરી,
પરંતુ ગઇ સેતુ એ ન ફરી શી દશા આહીંની;
હવાં સતત તપ્ત વેણુ થકી બાષ્પનાં ઝાંઝવાં
ભમાવી દૃગ વિસ્તરે વિષમ ભાસ આભાસ સૌ;
અને જલ પવિત્રથી છીપવવા તૃષા જીવની
મથું અફલ વ્યાકુલ સ્મરણ વીરડા ગાળવા......
ભલે: પ્રકૃતિની કૃપા સરિત શી હતી, ને ગઇ,
સહસ્ર અમીધાર તો વરસવું ઘટે સ્વર્ગથી.

શેષ





"રાજા દુર્યોધનને,.........તેના ભાઈઓને તથા એની રાણીઓને ગંધર્વો ઉપાડી જાય છે; માટે હે પાંડવો! તમે એની વ્હારે ધાઓ."—પૃષ્ઠ ૧૦૪.



# ઘોષયાત્રા





દ્યૂતમાં હારેલા અને રાજ્ય ખોઇ બેઠેલા પાંડવોને બાર વર્ષનો વનવાસ મળ્યો, ત્યારે એ સત્યાગ્રહી વીરપુરૂષોને માથે અનેક અણધાર્યાં પ્રસંગો વીત્યા; તેમાંના એક પ્રસંગનો મહાભારત (વનપર્વ ૨૩૫થી ૨૫૧) ના અધ્યાયોમાંથી ટુંકો સાર બનતાં સુધી મહાભારતના કવિના શબ્દોમાં જ નીચે આપ્યો છે.

વનમાં રહેલા પાંડવો ટાઢ, તડકો, વરસાદ, વગેરે જંગલનાં દુઃખોથી કેવા હેરાન થાય છે એ વાત પાંડવોને વનમાં મળી આવેલા એક બ્રાહ્મણે એક વખત હસ્તિનાપુરમાં વૃદ્ધ રાજા ધૃતરાષ્ટ્રને કરી; પાંડુપુત્રોને આવી રીતે દુઃખી થતા જોઇને ધૃતરાષ્ટ્રના ચિત્તમાં ઘણો સંતાપ થયો. પણ શકુનિ, કર્ણ અને દુર્યોધનના મનમાં જુદો જ વિચાર આવ્યો. શકુનિએ દુર્યોધનને સલાહ આપી કે "હે મહારાજ, જે લક્ષ્મી પહેલાં પાંડવોને ભજતી હતી તે હવે તમને ભજે છે; પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તરના બધા રાજાઓ હવે તમને કર આપે છે. અને તારાની વચ્ચે જેમ ચન્દ્ર શોભે, તેમ કુરૂઓથી વીંટાયેલા તમે શોભો છો. પણ જેઓ તમારો હુકમ માનતા નથી તે લક્ષ્મી વગરના વનમાં રહેલા પાંડવોને આપણે જોવા જઇએ. દ્વૈતવનમાં સરોવર કાંઠે વનવાસી બ્રાહ્મણો સાથે પાંડવો રહે છે એમ સાંભળ્યું છે. એટલે, હે મહારાજ જો તમે રાજ્યલક્ષ્મીના પૂરપ્રતાપથી ત્યાં જશો તો તમારી રાજ્યલક્ષ્મીથી શોભાયમાન સ્થિતિની અને પાંડવોની એથી વિપરીત, રાજ્યભ્રષ્ટ, લક્ષ્મીરહિત સ્થિતિની સરખામણીથી તમને સંતોષ થશે અને પાંડવોને સંતાપ થશે. પર્વત ઉપર ચડીને ઉભેલા માણસ પેઠે સારી સ્થિતિમાં રહેલો માણસ જ્યારે પોતાના શત્રુઓને ખરાબ સ્થિતિમાં જુએ છે ત્યારે જે સુખ તેને મળે છે એથી વધારે બીજું કોઇ સુખ નથી. સારાં લુગડાં ઘરેણાંથી સુખમાં મ્હાલતી તમારી રાણીઓ વલ્કલ પહેરેલી, વનમાં રહેલી દુઃખી દ્રૌપદીને ભલે જુએ. અને તમારી રાણીઓને આ સ્થિતિમાં જોઇને દ્રૌપદીને જે દુઃખ થશે તે સભામાં એવું અપમાન થયું ત્યારે પણ નહી થયું હોય." વગેરે (અ.૨૩૬)

શકુનિ અને કર્ણનાં ઉપરનાં નીચતા ભરેલાં વચનોથી પહેલાં તો દુર્યોધનને હર્ષ થયો પણ પછી પોતાના પિતા ધૃતરાષ્ટ્ર આ રીતે પાંડવોની મશ્કરી કરવા માટે જવાની રજા નહીં આપે એ વિચારથી ઉત્સાહ ઉડી ગયો. પણ કર્ણે અને શકુનિએ આ મુશ્કેલીનોયે રસ્તો કાઢયો. શકુનિએ કહ્યું કે દ્વૈતવનમાં અનેક નેસડાઓ (ઘોષ) છે એની તપાસ કરવા જવું છે એ બ્હાનું બનાવી આપણે વૃદ્ધ ધૃતરાષ્ટ્રની રજા મેળવી શકશું. (અ. ૨૩૭).

જો કે ધૃતરાષ્ટ્રને આ રીતે ઘોષયાત્રા માટે ખાસ દુર્યોધને સ્વારી કાઢીને જવાની જરૂર ન લાગી, તેમ દ્વૈતવનમાં પાંડવો વસતા હોવાથી, આ ઘોષયાત્રામાંથી કાંઇક અનિષ્ટ થવાની બીક લાગી. પણ કર્ણે તથા શકુનિએ એ અતિપુત્રવત્સલ વૃદ્ધને મનાવી લીધા અને તેમણે ઇચ્છા ન છતાં રજા આપી.

પિતાની રજા મળતાં દુર્યોધન પાનુ મોટ

સ્થિતિમાં રહી છતે જોવાની ઇચ્છા હતી. આ લોકો યશસ્વિની દ્રૌપદીની મશ્કરી કરવા અહીં આવ્યા હતા. આ લોકોની આવી ઇચ્છા જાણીને મને ઇંદ્રે કહ્યું કે "તું જા. અને અમાત્યો સાથે દુર્યોધનને બાંધીને અહીં લઇ આવ. પણ તારે અર્જુનની તથા એના ભાઇઓની લડાઇમાં રક્ષા કરવી. તે ધનંજય નો તારો મિત્ર તથા શિષ્ય છે." આ પ્રમાણે દેવોના રાજાની આજ્ઞાથી હું અહીં ઉતાવળે આવ્યો છું, અને આ દુરાત્માને બાંધ્યો છે. અને હવે ઇન્દ્રની આજ્ઞા પ્રમાણે એને દેવલોકમાં લઇ જાઉં છું." અર્જુને કહ્યું: "ચિત્રસેન, ધર્મરાજાનો સંદેશો માનીને અથવા મારું પ્રિય કરવાની ઇચ્છા હોય તો આ દુર્યોધનને છોડી દે; તે અમારો ભાઇ છે." ચિત્રસેને જવાબ આપ્યો: "ધર્મરાજાનું તથા દ્રૌપદીનું હંમેશા છળ કરનાર આ આત્મસંતોષી પાપી છોડી દેવા યોગ્ય નથી; આની દુષ્ટ મુરાદ ધર્મરાજાના જાણવામાં નથી, એટલે આવું કહે છે. હવે જેમ તમારી ઇચ્છામાં આવે તેમ કરો".

આ પ્રમાણે વાતચિત થયા પછી બધા રાજા યુધિષ્ઠિર પાસે ગયા અને દુર્યોધનની બધી ચેષ્ટા કહી સંભળાવી. અજાત શત્રુએ, ગંધર્વોનાં એ વચનો સાંભળીને, બધાને છોડી મુકયા અને ગંધર્વોનાં વખાણ કર્યાં કે "તમે આ દુરાત્મા દુર્યોધનને, તમારામાં શક્તિ છતાં, અમાત્યો, ભાઇઓ અને સગાંઓ સાથે ન મારી નાખ્યો એ બહુ સારું થયું. તમે—આકાશચારીઓએ મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. આ દુરાત્માને તમે છોડી દીધો એટલે મારા કુળની આબરૂ રહી ગઇ. હવે તમારી જે ઇચ્છા હોય તે પ્રમાણે આજ્ઞા કરો. તમારાં દર્શનથી અમે ખુશી થયા છીએ. હવે તમારે જે જોઇતું હોય એ લઇને ખુશીથી પધારો."

બુદ્ધિશાળી યુધિષ્ઠિરે રજા આપ્યાથી ચિત્રસેન જેમાં મુખ્ય છે એવા ગંધર્વો, અપ્સરાઓ સાથે દેવલોક તરફ ગયા. અને ઇન્દ્રે પણ જે ગંધર્વો યુદ્ધમાં કૌરવોના ઘાથી મરી ગયેલા તેને દિવ્ય અમૃત વૃષ્ટિથી જીવતા કર્યા. આ પ્રમાણે સગાંઓને તથા ભાઇઓના જનાનાને છોડાવીને, આવું મુશ્કેલ કામ પાર ઉતારીને પાંડવો ખુશી થયા. કુમારો અને સ્ત્રીઓ સાથે કૌરવોથી માન પામતા મહારથી મહાત્માઓ (પાંડવો) યજ્ઞમાં જેમ અગ્નિ દીપે તેમ દીપવા લાગ્યા.

પછી ભાઇઓ સાથે છુટેલા દુર્યોધનને યુધિષ્ઠિરે આ નીચેનાં વચનો કહ્યાં "બાપુ દુર્યોધન, હવે કદી આવું સાહસ કરીશ માં હો; કારણ કે સાહસ કરનારાઓ સુખી થતા નથી. હવે હે કુરુનન્દન, બધા ભાઇઓ સાથે તમે નિર્વિઘ્ને યથેચ્છ ઘેર પધારો અને મનમાં ખોટું ન લગાડશો."

આ રીતે પાંડવોએ રજા આપ્યાથી શરમથી કાણી પડતા અને ઇંદ્રિયો વગરના માંદા માણસ જેવા રાજા દુર્યોધન ધર્મરાજાને પગે લાગીને પોતાના શહેર તરફ રવાના થયા. અને ભાઇઓથી પૂજાતા તથા બ્રાહ્મણો અને તપસ્વીઓથી વીંટાયેલા યુધિષ્ઠિર દ્વૈતવનમાં પઉલાંતી માફક જ વિહાર કરતા રહ્યા. (અ. ૨૪૫)

ઘોષયાત્રાનો ખરો પ્રસંગ અહીં પૂરો થાય છે. આ પછીના ૭ અધ્યાયોમાં, ઉપર કહ્યું તેમ પોતાના શત્રુઓની દયાથી જીવતો રહેલો દુર્યોધન શરમ અને ક્રોધનો માર્યો પ્રાયોપવેશ (એક જ સ્થળે ભૂખ્યા તરસ્યા બેસી રહી મરી જવું તે) કરીને દેહત્યાગ કરવા તૈયાર થાય છે. કર્ણ અને શકુનિ તેને સમજાવે છે, પણ એ સમજતો નથી અને છેવટે પાતાલવાસી દૈત્યો અને દાનવો દુર્યોધનને પાતાલમાં તેડી જઇને ફરી આશ્વાસન આપે છે અને એનામાં ફરી આસુરી વૃત્તિ જાગૃત કરી એને ભાવિ મહાભારત યુદ્ધ માટે તૈયાર કરે છે. એટલે દુર્યોધન કર્ણ અને શકુનિની સમજાવટ કબુલ કરી હસ્તિનાપુરમાં વાજતે ગાજતે પ્રવેશ કરે છે: એટલી વાત છે.

ભગવદ્‌ગીતામાં કહેલ દૈવાસુર સંગ્રામનાં જે અનેક દષ્ટાંતો મહાભારતમાં સ્થળે સ્થળે બહુ સુંદર રીતે મુખ્ય મહાદષ્ટાંત સાથે ગુંથાયેલાં જોવામાં આવે છે, તેમાંનું ઘોષયાત્રા પણ એક છે. આસુરી વૃત્તિથી પ્રેરાઇને દુર્યોધન યુધિષ્ઠિરની હાંસી કરવા દ્વૈતવનમાં જાય છે. ત્યાં દૈવી વૃત્તિનો વિજય અને આસુરી વૃત્તિનો પરાજય થાય છે; પણ એ વૃત્તિનો સર્વથા ત્યાગ કરવાને બદલે ક્રોધથી પ્રાયોપવેશ કરનાર દુર્યોધન ફરી આસુરી વૃત્તિના વેગને વશ થાય છે.

આ દેશના વર્તમાન ઇતિહાસમાં પણ આ દૈવાસુર સંગ્રામની પુનરાવૃત્તિ થાય છે. અને આસુરી વૃત્તિનું જોર વધી પડવાથી કૌરવ પાંડવો જેવા હિંદુ મુસલમાન ભાઇઓ મહાત્મા ગાંધીજીનો, ભાઇઓ પેઠે હળી મળીને ઘર ચલાવવાનો ઉપદેશ સાંભળતા નથી. અત્યારે પણ કૌરવ પાંડવોનું જે ભાવિ હતું તે જ આપણું પણ ભાવિ છે?

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી.





# મો લી એ ર

( - )

ઈ. સ. ૧૬૬૨ ની સાલમાં ૪૦ વરસની ઉમ્મરે મોલીએરે, પોતાનાથી લગભગ ૨૦–૨૧ વરસ નાની છોકરી, આર્માંદ બેઝાર્ત સાથે લગ્ન કર્યું. વાંચકોને યાદ હશે કે આ છોકરી, જે સમયે મોલીએરે પોતાની નાટક મંડળી, માત્ર ૩ નટનટીઓની મદદથી ઉભી કરી હતી, તે વખતે, એટલે ઇ. સ. ૧૬૪૩માં, માત્ર ૬ કે ૭ મહિનાની બાળક હતી, અને મોલીએરની સાથે જોડાનાર નટનટીઓની બેન થતી હતી. એટલે તે દિવસથી તે લગ્ન થતાં સુધી, તે પોતાના ભાઇબેનની સાથે જ, મોલીએરની નાટક મંડળીમાં જ રહેતી હતી, ત્યાં જ ઉછરી હતી, અને કવચિત્ કવચિત્ કોઇ નાટકમાં પાઠ પણ ભજવતી હતી. વળી, મોલીએરે પોતે જ તેને શિક્ષણ આપ્યું હતું, અને કદાચ બન્ને આ પ્રમાણે ગાઢ પ્રસંગમાં આવ્યાં હતાં તેથી જ મોલીએર તેના તરફ આકર્ષાયો હશે. પણ મોલીએરે પોતાનું લગ્ન આર્માંદ સાથે કરવામાં ખેવટી ભૂલ કરી. કારણ કે, બન્ને વચ્ચે વયનો તફાવત ઘણો જ હતો, એટલું જ નહિ પણ તે છોકરીના સ્વભાવમાં સમજુપણાના, ઠાવકાઇના કે ગંભીરતાના ગુણો બિલકુલ હતા નહિ. કૃતજ્ઞતાનો તો છાંટો સરખો યે નહિ. જે પુરૂષે પોતાના ભાઇબેન અને પોતાને પાળ્યાં, અને પોતાને કેળવણી આપી; લગ્ન કર્યા પછી યે પણ જે મોલીએર પોતાની સ્ત્રીને ઘણાં લાડ લડાવતો, તેને વાસ્તે મરી ફીટતો, તેનો બદલો પ્રેમથી આપવાનું તો દૂર રહ્યું પણ ઉલટું તેને અનેક રીતે દુઃખી કર્યો. એક બાજુથી એ બાઇનો સ્વભાવ હઠીલો, ધુની અને છોકરમતીલો હતો; એટલે પોતાના પતિના શાંત, પણ ગૂઢ ડહાપણને સમજી શકતી નહિ, કે ઘરમાં શાંતિ ને સુખને આવવા પણ દેતી નહિ. બીજી બાજુએ, મોલીએરના દુશ્મનોએ પણ તેને આ બાબતમાં પણ જંપવા દીધો નહિ. તેમણે મોલીએરની પોતાની તેમજ તેની સ્ત્રીની નીતિ વિષે તરેહતરેહનાં ગપ્પાં ઉડાવવા માંડયાં. કોઇ કહે કે આર્માંદ તો મોલીએરની અને માદીલેઇન બેઝાર્તની છોકરી થતી હતી. આમ ઘરતરફથી મોલીએરનું જીવન દુઃખમાં જ પસાર થયું, કે જેમાંથી તેનો મૃત્યુએ જ છુટકો કર્યો. પણ, એથી તેના સ્વભાવમાં જરાએ ફેરફાર થયો નહિ. અને તેને ઇશ્વરે જે માનસિક બક્ષીસો આપી હતી તે અનેક સુંદર નાટકોમાં બહાર દેખાઇ આવી. મોલીએરનું મોલીએરત્વ, તેના જીવનના છેલ્લા ૧૪ વરસમાં સંપૂર્ણ વિકાસને પામ્યું. એ મોલીએરત્વ જે જે નાટકોમાં દેખા દે છે તેમાંનાં થોડાં આપણે હવે તપાસીએ.

પારિસ પાછા આવ્યા પછી બીજે જ વર્ષે, એટલે ઇ.સ. ૧૬૫૯માં, મોલીએરે એક ખાસ જાણવા લાયક એક અંકનું, અલબત્ત હાસ્યરસપૂર્ણ, નાટક લખ્યું, કે જેનું નામ Les Precieuses Ridicules (મૂર્ખ ડોળઘાલુ સ્ત્રીઓ) છે. તે જમાનામાં,—અને આપણા જમાનામાં કયાં નથી ?—ઓછું ભણેલી સ્ત્રીઓ અને પુરૂષો, મોટાં જ્ઞાની થઇને ફરતાં. ફ્રેંચ ભાષાના શબ્દોને કંઇક જુદા જ અર્થમાં વાપરતાં, અથવા તો એવી ભાષા બોલતાં કે સામાન્ય મનુષ્યને તેમાં મુદ્દલે સમજ પડે નહિ. સરળ ઘરગથ્થુ શબ્દો તેમને કાને અથડાય તો, તેમને ધ્રુજારી છૂટતી, અને વ્યાકરણ,—ભાષાનું ખરૂં વ્યાકરણ નહિ, પણ આવાં ખોટાં પંડિતોનું વ્યાકરણ તેના નિયમનું ઉલ્લંઘન કોઇ અશિક્ષિત નોકર કે બીજો કોઇ માણસ કરે, તો તેમનાથી સહન થતું નહિ. આવા પ્રકારની, સૂંઠને ગાંગડે ગાંધી થવા માગતી સ્ત્રીઓને, મોલીએરે પોતાના પહેલા જ નાટકમાં સખત ચાબખા માર્યા. અને તેનું પરિણામ તેને

અનુસરતું જ આવ્યું. જે સરળ સ્વભાવના માણસો હતા, તેમને તો આ નાટક ઘણું જ ગમ્યું. પહેલી જ રાત્રે, થીએટરમાં નાટક ચાલતું હતું તે વખતે જ એક માણસ એટલો બધો ખુશી થઇ ગયો કે ત્યાં ને ત્યાં જ તેણે બૂમ પાડી: "શાબાસ મોલીએર, શાબાસ, આનું નામ જ નાટક!" પણ દુનિયામાં બધા કંઇ આવા સરળ સ્વભાવના નથી હોતા. અને આ નાટકમાં તેમજ હવે પછીના મોલીએરના બધા નાટકોમાં ફ્રેંચ પ્રજાના—અને આખી દુનિયાના કહીએ તો ખોટું નથી—અમુક અમુક વર્ગને ચાબખા જ પડયા છે; એટલે એ વર્ગના લોકોએ એ નાટકને બંધ કરાવવાનો પ્રયત્ન કર્યો. ઘણી વગસગ ને મહેનતને અંતે તેઓ ફાવ્યા; પણ મોલીએર અને ખુદ રાજા ગાઢ મિત્રો હતા, એટલે રાજાએ પોતે તે નાટક જોયું અને તેને ચાલુ રાખવાની પરવાનગી આપી.



**પાઠ ભજવવાની સમજણ આપવા માટે મોલીએર નાટક મંડળી સમક્ષ પોતાનું નાટક વાંચી સંભળાવે છે.**

આ જ પ્રકારનું એક બીજું પંચાંકી નાટક, કે જેનું નામ, Les Femmes Savantes, (ભણેલી ભામાઓ) છે તે, આગળ ઉપર મોલીએરે લખ્યું છે. તેમાં પણ પંડિતમાં ખપવા માગતી સ્ત્રીઓ, અને કવિમાં ખપવા માગતા પુરુષોની મોલીએરે પૂરેપૂરી સોળેસોળ આના ફજેતી કરી છે. આ બન્ને નાટકો ઘણાં જ જાણીતાં છે, અને, જો કે તેમની ઉપયોગિતા અને સચોટતા, વીસમી સદીમાં ફ્રેંચ લોકોને ઘણી ઓછી છે, પણ, તે બન્નેમાં જે ઊંડો હાસ્યરસ રહેલો છે, તે એવો તો સરસ છે કે, હજુ પણ જ્યારે જ્યારે પારિસમાં એ નાટકો ભજવાય છે ત્યારે લોકો ઘણા જ રસ અને આનંદથી જુએ છે.

આ પ્રમાણે તેના પહેલા જ નાટકમાં જે રીત તેણે પકડી તે જ રીત તેણે તેનાં બધાં નાટકોમાં પકડેલી આપણને જણાય છે. એ રીત, સમાજમાં જુદી જુદી જાતના ડોળ, તથા ઢોંગ સોંગને ચાબખા મારવાની છે. પંડિતાઇનો ડોળ એ માત્ર એક જ પ્રકારનો ડોળ છે; બાકી શરૂઆતમાં જણાવ્યા પ્રમાણે, મોટાઇનો ડોળ, ધર્મનો ડોળ, દાક્તર-વૈદ્ય લોકોનું અધુરૂં જ્ઞાન છતાં સંપૂર્ણતાનો ડોળ, એવા ઘણી જાતના ડોળનો અને ડોળઘાલુઓનો દુશ્મન આપણો મોલીએર હતો. તેમાં, દાક્તર અને વૈદ્યોની. ખોટી અધુરી રીતોને તો એ જ્યારે ને ત્યારે હસી જ કાઢતો. છતાં અમુક દાક્તર કે તમુક વૈદ્ય ઉપર એને મુદ્દલ તિરસ્કાર ન હતો. રૂઢિને તથા પ્રથાને તે, જો ખોટાં હોય તો ધિક્કારતો, એટલે કે પોતાના સ્વભાવ મુજબ તેમની ઠેકડી કરતો; મનુષ્યને નહિ. મહાન લેખક અને સામાન્ય મનુષ્યમાં એટલો ફેર. નાટકકાર, નવલકથાકાર અનિષ્ટ ઘટનાઓનું સત્ય ચિત્ર દોરે છે; અલબત્ત એ ચિત્ર દોરવામાં પાત્રો આવે જ. પણ એ પાત્રોને વાસ્તે તેમના હૃદયમાં યે તિરસ્કાર હોતો નથી. મોલીએરને પણ એમ જ હતું, એ નીચેના ટુચકા ઉપરથી જણાશે.

એક દિવસે, ફ્રાંસનો રાજા અને મોલીએર, મહેલમાં ખાણું ખાતા હતા, તે વખતે વાતમાં ને વાતમાં રાજાએ તેને સવાલ કર્યો: "અરે મોલીએર, તારો દાક્તર તને કેવીક દવા આપે છે?" મોલીએરે જવાબ આપ્યો: "નામવર, હું ને મારો દાક્તર બે જણ વાતો કરીએ છીએ. પછી, એ મને અમુક

દવા બનાવે છે; પણ હું એ દવા ખાતો નથી, અને મારો રોગ મટી જાય છે!" એ જ દાક્તરના પુત્રને સરકારી નોકરી જોઈતી હતી, તેથી તે દાક્તર, સ્વાભાવિક રીતે જ પોતાના ઘરાક મોલીએરની પાસે ગયો, ને પોતાના પુત્રને સારૂ રાજા આગળ ભલામણ કરવાનું મોલીએરને કહ્યું. બન્ને જણા, ત્યાંથી ઉઠી, રાજા પાસે આવ્યા, અને તરત જ પેલા દાક્તરના પુત્રને નોકરી મળી.

આ બન્ને ટુચકા ઉપરથી, મોલીએરની દાક્તરો તરફ મનુષ્ય તરીકે કેવી લાગણી હતી, એટલું જ નહિ, પણ તેની અને રાજાની વચ્ચે કેવો સંબંધ હતો તે બન્ને જણાઈ આવે છે. દાક્તરોનાં અજ્ઞાન અને ખોટી રીતોની આબાદ ફજેતી જે બે નાટકોમાં તેણે કરી છે, તેનાં નામ નીચે પ્રમાણે છે: (૧) Le Medecin Malgre Lui (ભટનું ભોપાળું) અને (૨) Le Malade Imaginaire (જુઠો મંદવાડ). આ પ્રકારના ડોળ, અને તેને ઉઘાડો પાડવાની રીત ઇત્યાદિનો ખ્યાલ, વાંચકને સ્વ. નવલરામે અનુવાદ કરેલા "ભટનું ભોપાળું" વાંચીને થોડો ઘણો મળી શકે તેમ છે કેમ કે, તે અનુવાદ એવી રીતે કરવામાં આવ્યો છે કે મોલીએરનો ખરો હેતુ તેમાં બરોબર સ્પષ્ટ જણાતો નથી. નવલરામે તો પોતાના અનુવાદમાં માત્ર હાસ્યરસને જ ફેળવ્યો છે, પણ વાંચકે યાદ રાખવું ઘટે છે કે લોકોને હસાવવા એ મોલીએરની નાટક લખવાની રીત હતી, અને સર્વ પ્રકારના ડોળને ઉઘાડા પાડવા એ તેનો હેતુ અને જીવનકાર્ય હતાં. મોલીએરે દાક્તરોને આ બે નાટકોથી જ જવા દીધા છે એમ ન સમજવું. તેનાં બીજાં નાટકોમાંયે લાગ આવ્યે, દાક્તરોને તેણે છોડ્યા નથી.

ઇતિહાસ અને ધર્મશાસ્ત્રમાં પ્રખ્યાત સ્ત્રીપુરુષો જેવાં કે રામ અને કૃષ્ણ, અકબર અને અશોક, ઇશુ ખ્રીસ્ત અને રાણી ઇલીઝાબેથ, બાદ કરીએ તો સાહિત્યનાં પણ કેટલાંક પાત્રો યુરોપમાં અને હિંદુસ્તાનમાં ઘરગથ્થુ થઇ પડયાં છે. યુરોપમાં શેકસપીઅરનાં પાત્રો, અને ગુજરાતમાં સરસ્વતીચંદ્ર. પણ, મોલીએરના જે નાટકની ઉડતી તપાસ આપણે હવે કરીશું તેનો નાયક ફ્રાંસમાં અને યુરોપના બીજા દેશોમાં જેટલો ઘરગથ્થુ શબ્દ થઇ પડયો છે તેટલો કોઇ સાહિત્યનું પાત્ર નહિ હોય. તેઓશ્રીનું નામ (M. Jourdain) મસીય ઝુર્દે છે, અને તેમની પ્રખ્યાતીનું કારણ, નીચે આપેલા એક પ્રવેશના ભાષાંતર ઉપરથી સમજાશે.

મસીય ઝુર્દે એક વેપારી હતા, પણ તેમની ઇચ્છા અમીર થવાની હતી. અમીર થવું હોય તો, વાચતાં લખતાં, કવિતા કરતાં, નાચતાં, ગાતાં, તલવારની પટાબાજી ખેલતાં આવડવું જોઇએ, એમ એક બદમાશ મુફલીસ અમીરને મોઢેથી સાંભળીને, મસીય ઝુર્દેએ ઉપરના દરેક વિષય શીખવાને અલગ અલગ શિક્ષક રાખ્યા, અને તેમની પાસેથી જ્ઞાનના ઘુંટડા પીવાનું શરૂ કર્યું.

### અંક ૨ જો પ્રવેશ ૬ ઠો.

પાત્રો: મસીય ઝુર્દે, એક નોકર, અને તેમનો શિક્ષક.

શિક્ષક: ચાલો સાહેબ, ત્યારે, આપણું લેસન શરૂ કરીએ. તમારે શું શું શીખવું છે?

ઝુર્દે: શીખાય તેટલું બધુંયે: મોટા વિદ્વાનમાં ખપું એવી મને બહુયે મરજી છે, અને હું તો કહું છું, મારા મા ને બાપ બેયેનું નખ્ખોદ જાજો કે મને ભણાવ્યો નહિ!

શિક્ષક: કેવો સરસ ભાવ છે! શાસ્ત્રમાંએ કહ્યું છે કે-

साहित्य संगीत कला विहीनः
साक्षात् पशुः पुच्छविषाणहीनः ।
तृणं न खादन्नपि जीवमान
स्तद्भागधेयं परमं पशूनाम् ॥

તમને સંસ્કૃત તો આવડે છે, ના?

ઝુર્દે: હા, પણ જાણે નથી જ આવડતું એમ જ શરૂ કરી દો. એ અસ્લોકનો અરથ જરા સમજાવી દો.

શિક્ષક: એનો ભાવ એવો છે કે, જે પુરુષ સાહિત્ય, સંગીત અને કલાઓથી હિન છે તે સાક્ષાત પશુ છે; માત્ર તેને પુંછ નથી એટલું જ.

ઝુર્દે: એ સંસકરત સાચું કહે છે!

શિક્ષક: વારૂ પણ, આપ કંઇક, થોડુંએ જાણો છો કે નહિ?

ઝુર્દે: મને લખતાં ને વાંચતાં બે આવડે છે.

શિક્ષકઃ ત્યારે બોલો, ક્યાંથી આપણે આરંભ કરીશું? આપને ન્યાય, અરે પ્રમાણુશાસ્ત્ર શીખવું છે?

શુદ્દેં: એ પ્રમાણુશાસ્ત્ર શું છે?

શિક્ષકઃ શું છે? શું? વળી જુઓ,

अपरीक्षित लक्षण प्रमाणैरपरामृष्ट पदार्थ सार्थतत्वैः
अवशीकृत जैत्र युक्तिजालैरलमेतैरनधीत तर्क विद्यैः
मोहं रुणद्धि विमलीकुरुते च बुद्धि
सूते च संस्कृत पदव्यवहार शक्तिम्
शास्त्रान्तराभ्यसन योग्यतया युनक्ति
तर्कश्रमो न तनुते किमिहापकारम्

શુદ્દેં: બસ, બસ, આ તો જાણે પેલું ઇસ્ટીમ રોલર ગબડ્યું. ધડડડડ, ધડડડડ એવા એવા શબ્દો આપણે નથી શીખવા. કંઇ સારૂં શીખવો, માસ્તર.

શિક્ષકઃ નીતિશાસ્ત્ર શીખશો, ત્યારે?

શુદ્દેં: નીતિશાસ્ત્ર? એ વળી શું?

શિક્ષકઃ નીતિશાસ્ત્રથી તમને જ્ઞાન થશે. મનુષ્યને કામ, ક્રોધાદિ ષડ્‌રિપુઓ છે તેનો નાશ કરવો.........

શુદ્દેં: ના, ના, ના, રે'વા દો, રે'વા દો. આપણે તો પેટ ભરીને ક્રોધ કરવા જોઇએ છે, હોવે.

શિક્ષકઃ ત્યારે, આપને વિજ્ઞાનનું અધ્યયન કરવું છે?

શુદ્દેં: એ વિજ્ઞાનમાં કેવુંક ગાન રહેલું છે?

શિક્ષકઃ વિજ્ઞાનના અધ્યયનથી પૃથ્વીનાં વિવિધ દ્રવ્યો, મેઘગર્જના, ઇન્દ્રધનુ, વિદ્યુત આદિનાં કાર્યકારણ, હવાના તોફાન, વરસાદ, બરફ, વૃક્ષવેલા, ધાતુ આદિનું જ્ઞાન આપને પ્રાપ્ત થશે।

શુદ્દેં: ના, ના, ના. એ તો તમે ઇસ્ટીમ રોલર ચલાવ્યું પાછું: એવા જડબાં તોડ શબ્દોથી માથું પાકી જાય, આપડું તો.

શિક્ષકઃ ત્યારે આપને કયું શાસ્ત્ર શીખવાની ઇચ્છા છે?

શુદ્દેં: મને તમે ભાષાશાસ્ત્ર શીખવો.

શિક્ષકઃ હીઇઇ...ક. તારે હવે, આરંભે જ, આપની ભાષાશાસ્ત્ર શીખવાની ઇચ્છા જાણીને ગણીને, એક અડંગ ભાષાશાસ્ત્રજ્ઞ તરીકે હું આપને પ્રથમ પાઠ આપું છું તે સાંભળો. આરંભે જ મારે આપને જણાવવું જોઇએ કે ભાષા એ અનેક પ્રકારના અક્ષરોની બનેલી છે; એ અક્ષરોના બે વિભાગ છેઃ એકને સ્વર, અને બીજાને વ્યંજન એવાં અભિધાન, ભાષા શાસ્ત્રમાં અપાયેલાં છે. સ્વર ૫ છે. આ, એ, ઇ, ઓ અને ઉ.*

શુદ્દેં: એ બધુંયે હું સમજી ગયો. ચાલવા દો.

શિક્ષકઃ પ્રથમ સ્વર, આઃ તેનો ઉચ્ચાર મુખને (પોતે પહોળું કરી બતાવે છે) એ આમ પહોળું કરીને, કંઠમાંથી આ, કરવાથી થાય છેઃ આ, આ.

શુદ્દેં: આ, આ, આ, આ.

શિક્ષકઃ એવમ્. દ્વિતીય સ્વર એઃ તેનો ઉચ્ચાર, નીચલા જડબાંને ઉપલા જડબાંથી દૂર કરવાથી થાય છેઃ એ, એ.

શુદ્દેં: એ, એ, એ, એ.

શિક્ષકઃ વાહ! હવે તૃતીય સ્વર ઇઃ તેનો ઉચ્ચાર, મુખને બહુ જ સાંકડું બનાવી દેવાથી થાય છેઃ ઇ, ઇ.

શુદ્દેં: ઇ, ઇ, ઇ, ઇ.

શિક્ષકઃ હવે ત્રણે સ્વરનું પુનઃ ઉચ્ચારણ કરી જોઓ, શેઠ સાહેબ.

શુદ્દેં: આ, એ, ઇ. આ, એ, ઇ. આ, એ, ઇ.

શિક્ષક. વાહ! કેવું સરસ આવડી ગયું! બસ આજે જે ૩ સ્વરનો ઉચ્ચાર તમે શીખ્યા, તે બરાબર યાદ રાખી મુકજો. કાલે આપણે બીજા બે સ્વરનો વિચાર કરીશું.

શુદ્દેં: બીજા બે સ્વર પણ આવા સરસ છે?

શિક્ષકઃ અલબત્ત. ઉદાહરણઃ ઓ, તેનો ઉચ્ચાર મુખને ગોળાકાર બનાવી દેવાથી થાય છેઃ ઓ, ઓ.

---

* વાંચકને અહીં યાદ દેવડાવવું જરૂરનું છે કે ફ્રેંચ તથા યુરોપની બીજી ભાષાઓમા ૫ સ્વર છે: A, e, i, o, u, જે [illegible] ભાષાના

જુર્દે : ઓ, ઓ, ઓ, ઓ. વાહ શું ફક્કડ છે! અરે, મારાં મા અને બાપ! તમને શું કહું? મને તમે કેમ અજ્ઞાન રાખ્યો? પણ, બસ, હવે હું એકદમ શીખી જવાનો. પણ અહં, માસ્તર સાહેબ, એક ખાનગી વાત કરવાની છે.

શિક્ષક: બોલો સાહેબ, નિરાંતે કહો.

જુર્દે: છે તે હું (માથું ખજવાળે છે)......છે તે જાણે કે મારે એક, ના, ના...હું એક અમીરજાદીની જોડે પ્યારમાં છું, તે તેને મારે એક કાગર લખવો છે, એક ફક્કડ પ્યારનો કાગર.

શિક્ષક: ઘણું જ સારું.

જુર્દે: પણ તે—અહં—તમે લખી આપો તો બને. પણ તે ફક્કડ જોઇએ, હોં!

શિક્ષક: પદ્યમાં લખવો છે વારુ?

જુર્દે: નહિ, નહિ, પદ શું વળી? પદમાં નહિ. પદમાં નહિ.

શિક્ષક: ત્યારે ગદ્યમાં?

જુર્દે: અરે, ના, ગદ પણ ન ચાલે, ઉમરાવજાદીને ગદમાંયે નહિ ને પદમાંયે ન લખાય.

શિક્ષક: પણ, ગદ્ય કે પદ્ય એ બે શિવાય ત્રીજું કશું છે જ નહિ!

જુર્દે: હેં? કારણ?

શિક્ષક: કારણ? કારણ એટલું જ કે આપણા હૃદયના ભાવોને વ્યક્ત કરવાને ગદ્ય અને પદ્ય, એમ બે જ વસ્તુઓ છે.

જુર્દે: ગદ ને પદ, બે જ?

શિક્ષક: હા, બે જ. જે ગદ્ય નથી તે પદ્ય, ને જે પદ્ય નથી તે ગદ્ય.

જુર્દે: અને આ હું બોલું છું એ શું, ત્યારે?

શિક્ષક: ગદ્ય.

જુર્દે: હેં? શું! ગદ્ય. આ, હું મારા લલ્લુ નોકરને બોલાવું ને કહું, અલ્યા લલ્લુ, મારી ટોપી લાવ, મારી લાકડી લાવ, એ ગદ થયું?

શિક્ષક: હા જી.

જુર્દે : ઓ મારાં મા અને બાપ! ઓ મારા પરમેશર! ચાળીસ ચાળીસ વરસ થયાં હું ગદ, ગદ બોલું છું અને જાણતો નથી કે એ ગદ કહેવાય. વાહ રે મારા શિક્ષક, વાહ મારા ગરૂ, તમારો તો શો ઉપકાર માન્યો જાય? ગદ નહિ તે પદ, અને પદ નહિ તે ગદ. હું સમજ્યો, બરા...બર સમજ્યો. લખો, ત્યારે હું લખાવું તેમ...

(કાગળ લખાવે છે.)

મ. જુર્દેએ આવી મહાન ને અપૂર્વ શોધ કરી તેને વાસ્તે તેઓ પોતાનું નામ યુરોપમાં અમર કરી ગયા છે. જે નાટકમાંથી, ઉપરનો પ્રવેશ અહીં ઉતાર્યો છે, તેનું નામ Le Bourgeois Gentilhomme (સાહેબજાદો) છે. આ નાટક લખીને મોલીએરે, મનુષ્ય સ્વભાવની એક ઘણી જ તીવ્ર અને સર્વસામાન્ય નિર્બળતાને સખત પ્રહાર કર્યો છે. અધુરા કે થોડા જ્ઞાને પંડિતમાં ખપવાની, માત્ર ચોપડીઓનાં થોથાં જ વાંચીને, બીનઅનુભવી દાકતરોની રોગ મટાડવાની અભિલાષા, ધર્મને નામે ધતીંગ ચલાવવાની: આવી આવી નિર્બળતા બહુ જ ઓછા મનુષ્યોમાં હોઇ શકે છે, અથવા તો અમુક જ વર્ગમાં હોય છે. પણ, લાંબાની જોડે ટુંકા જનાર દુનિયામાં ઘણા હોય છે. નાના, મોટા, ઉંચ, નીચ, ગરીબ, તાલેવંત, એમ સૌને, પોતે છે તેના કરતાં મોટા દેખાડવાની આકાંક્ષા, ઓછાવત્તા પ્રમાણમાં જરૂર હોય છે. કદાચ વાંચકને, મારું કહેવું અતિશયોક્તિવાળું લાગશે. તેનું કારણ હું એમ સમજું છું કે આ નિર્બળતા, બહુ જ શાંત રીતે, અને અજાણતાં મનુષ્ય ઉપર હુમલો કરે છે. એટલે, જેમ દાકતર કેટલી વાર પોતે જાણે છે કે પોતાનું જ્ઞાન પોપટીઆ ને અધુરૂં, અને પ્રયોગના જેવું (experimental) છે; જેમ ધર્મનો ડોળ ઘાલનાર મનમાં તો સમજે જ, કે પોતે ધતીંગ ચલાવી રહ્યો છે, તેમ લાંબાની જોડે ટૂંકા જનાર પોતાની નિર્બળતાને પારખી શકતો નથી. એની સાબીતી મોલીએરના પોતાના નાટકોમાંથી જ મળે છે. મસીય જુર્દે, બિચારાને છેક છેવટ સુધી ખબર નથી પડતી કે પોતે એક મનુષ્યસ્વભાવની અમુક નિર્બળતાનો ભોગ થઇ પડેલો છે. જ્યારે, Tartuffe નામના નાટકમાં

Tartuffe (તાર્તુફ) નામનો ઢોંગી પાદરી, જાણી-જોઇને સ્વાર્થની ખાતર જ ધતીંગ ચલાવ્યે જાય છે.

જે નિર્બળતાનો ભોગ બિચારો ઝુર્દેં થઇ પડેલો છે, તે એકલા ફ્રાંસમાં જ, એકલા યુરોપમાં છે એમ ન સમજવું, પણ તે તો સર્વદેશીય અને સર્વકાલીય છે. ઘેર માબાપ પેટે પાટા બાંધીને પુત્રને ભણવાના પૈસા આપતા હોય, પણ પુત્ર તો કોલેજમાં દાખલ થતાં વેંત જ, કોલર ને ટાઇમાં સજ્જ થઇ જાય છે ને ખરું ખોટું, પણ ડગલે ને પગલે ઇંગ્રેજી જ છાંટે રાખે છે. એવું ગુજરાતના ગામડેથી ભણવા આવતા વિદ્યાર્થીઓમાં આપણે જોઇએ છીએ. આપણા એક જાણીતા દેશનાયક જ્યારે યુરોપ અમેરિકામાં મુસાફરી કરતા હતા, ત્યારે યુરોપીઅન અમલદારનું અનુકરણ કરીને, કપડાં પહેરાવવાને એક ખાસ નોકર (valet) રાખેલો. આપણા ઘણા કેળવા-એલા યુવકોને મસીય ઝુર્દેંની જેમ ઘરની નાર ઉપર તિરસ્કાર આવે છે. વધારે દાખલા હું નહિ આપું કેમ કે આટલી સૂચના ઉપરથી વાંચક પોતે જ બધું સમજી લેશે. પણ એટલું કહેવું ઉચિત માનું છું કે એવા ડગલે ને પગલે મળતા જીવતા જાગતા મસીય ઝુર્દેંમાં અને મોલીએરના મસીય ઝુર્દેંમાં ફેર માત્ર એટલો જ કે એકના વર્તનમાં, તે નાટકનું પાત્ર હોવાથી અતિશયોક્તિ—વ્યાજબી અતિશયોક્તિ—છે, જે પેલાઓમાં નથી. બાકી એ બધાએ, છે તો એક જ બાપના દિકરા.

આટલા વિવેચન ઉપરથી, મોલીએરને વિષે કંઇક ખ્યાલ વાંચકોને આવ્યો હશે. એ મહાન લેખકની પૂરેપૂરી પિછાન તો એનાં સર્વ નાટકો, અસલ ફ્રેંચ ભાષામાં વાંચ્યેથી જ આવે. ઇંગ્રેજીમાં તેના જે તરજુમા થયા છે તે પણ જેવા જોઇએ તેવા નથી. એનાં બે કારણ હોઇ શકે. એક તો મોલીએરના ભકતો બહુ જ થોડા છે અને તેવા લોકો તેને અસલ મૂળમાં જ વાંચવાનું પસંદ કરે. પણ જે લોકોનો ઉત્સાહ મોલીએરનાં નાટકોનું ભાષાંતર કરવાને તેમને પ્રેરે છે તેઓ એક વાત ભૂલી જાય છે અને તે એ કે હાસ્યરસ એકદેશીય છે, સર્વદેશીય નથી. મનુષ્ય માત્ર હસે છેઃ પણ જે શબ્દ, જે ઘટના, જે પ્રસંગ, જે સ્થિતિમાં એક દેશના લોકને હસવું આણે છે તે બીજા દેશના લોક ઉપર ભાગ્યે જ અસર કરી શકે છે. પ્રસિદ્ધ ઇંગ્રેજ લેખક ચેસ્ટર્ટન એક ઠેકાણે સાચું જ લખે છે કે **A foreigner is one who does not understand jokes.** એટલે મોલીએર જે હાસ્યરસનો રાજા છે, તેને પરભાષામાં ઉતારવો મુશ્કેલ છે. તેથી જ તેનાં ઇંગ્રેજી ભાષાંતરો તેના હાસ્યરસને બરાબર ન્યાય આપતાં નથી. અલબત, હાસ્યરસ એ તો મોલીએરના હાથમાં એક હથિયાર સમાન છે, સાધન છે; જ્યારે તેનું સાધ્ય તો કંઇક જુદું જ છે. તે પોતે જ અનેક ઠેકાણે કહી જણાવે છે કે સમાજની અનેકવિધ નિર્બળતાઓને ચાબખા મારીને સુધારવાનું એકલું ને ખરું સાધન હાસ્યરસ જ છે. આ સત્ય વચનને ઇંગ્લાંડના બેસમર્થ લેખકો, મેરેડીથ અને બર્નાડ શૉએ સંપૂર્ણ ટેકો આપ્યો છે, એટલું જ નહિ પણ બન્નેએ તેનું પૂરેપુરું અનુકરણ, પોતાના પુસ્તકોમાં ઉપર જણાવ્યું તે પ્રમાણે કર્યું છે. હાસ્યરસ એ એક સાધન, અને સમાજની નિર્બળતાઓની સુધારણા, એ મોલીએરનું સાધ્ય છે. તેથી, જેઓ ફ્રેંચ ભાષાથી અજ્ઞાત છે તેમને તેના ભાષાંતરોની ખામી ખાસ જણાતી નથી. મોલીએરનું સાધ્ય એ ભાષાંતરોમાં જળવાઇ રહેલું હોય છે, અને થોડા-ઘણો શબ્દચાતુરીનો કે ફારસરૂપી હાસ્યરસ પણ તેમાં ઉતરે છે. એટલે પરદેશી વાંચક ભાષાંતરો વાંચીને સંતોષ પામી જાય છે. ઉપરની વસ્તુસ્થિતિ અનિવાર્ય જ છે, અને તેમાં આ લેખક કે બીજો કોઇ પણ લેખક લાચાર છે. મોલીએરના સંબંધમાં, ફ્રેંચ ભાષા ન જાણનારને વાસ્તે જે કાંઇ કરી શકાય તે આટલું જ કે તેના જીવનકાર્યની લુખા શબ્દો દ્વારા ઝાંખી કરાવી શકાય. એ કાર્ય યથાશક્તિ કરવાનો પ્રયત્ન આ લેખમાં કરવામાં આવ્યો છે. હવે માત્ર એકાદ બે વસ્તુઓ કહેવાની રહે છે તે લખીને આ લેખની સમાપ્તિ કરીશું.

ઇ. સ. ૧૬૭૩ના ફેબ્રુઆરી માસમાં મોલીએરે પોતાનું સૌથી છેલ્લું નાટક, **Le Malade Imaginaire** (જુઠો મંદવાડ) લખ્યું. એ વખતે તેની ઉમ્મર માત્ર ૫૨ વરસની થઇ હતી, તો પણ ઉપર બતાવી ગયા તેવાં અનેક પ્રકારનાં દુઃખ અને દર્દથી તે કંટાળી ગયો હતો; તેમજ તેની શારીરિક પ્રકૃતિ પણ સારી રહેતી નહોતી. તેથી સ્થિતિમાં, કે જ્યારે, શરીરના ટેકારૂપ દાક્તરોની જ્યારે તેને જરૂર હતી, તે વખતે જ તેણે છેલ્લો પણ સખત હુમલો એ જ દાક્તરો ઉપર કર્યો! એ નાટક, જોકે

મરવાના ૨૦ કે ૨૫ દિવસ અગાઉ જ લખાયું હતું પણ તેમાં મોલીએરની બુદ્ધિની ચમત્કારિતા અને હાસ્યરસની ગહ્નતા પહેલાંના જેટલી જ જણાય છે. ફેબ્રુઆરીની ૧૦ મી, ૧૨મી અને ૧૪મી તારીખે, એમ ૩ ખેલ આ તેના છેલ્લા નાટકના, કંઇ પણ ઇજા વગર મોલીએરે કર્યાં. ૧૭મીને દિવસે પોતાની સ્ત્રીને બોલાવીને તેણે પોતાને છાતીમાં સખત દરદ થાય છે એવી ફરિયાદ કરી. સ્ત્રીએ તે દિવસનો ખેલ બંધ રાખવા કહ્યું. મોલીએરે, પોતાનું દુઃખ ભૂલી જઇને જવાબ આપ્યોઃ "તું શું કહે છે? લગભગ ૫૦ માણસોની કમાઇ ને ગુજરાનો આધાર મારા ઉપર, અને આજના ખેલના ઉપર છે. આજે હું ખેલ બંધ રાખું તો તે બિચારાં શું કરશે?"

બરાબર વખતસર ૧૭મીને દિવસે ખેલ શરૂ થયો. છાતીમાં દુખાવો ચાલુ હતો છતાં મોલીએરે મુખ્ય પાઠ પોતે લીધો. જોનારાઓને લાગ્યું કે અમુક પ્રવેશમાં, મોલીએરને આંચકી આવી હતી, મોલીએરે તો,પણ હસતે મુખડે, પણ ચીરાતા કાળજે, ખેલ પૂરો થતાં સુધી રંગભૂમિ ન છોડી તે ન જ છોડી. આ દેખાવ, તેની આખી જીંદગીના નમુનારૂપ નથી શું? મેં આગળ બતાવ્યું તેમ, મોલીએરને જીંદગીમાં, માનું, બાપનું, સ્ત્રીનું કે લોક ને સમાજ તરફનું શું સુખ હતું? તેની પોતાની સ્ત્રી અને તેના હરિફ ધંધાદારીઓ તો તેનું કાળજું રોજ ચીરતા જ હતા. તેનો જવાબ મોલીએર હસીને, પોતાના નાટકોના ખડખડ હાસ્યથી આપતો! પણ આપણે તેને મરતો મેલીને તેના જીવન તરફ અજાણતાં જ વળી ગયા. ચાલો, હવે તેનું મૃત્યુ, એક મહાન પુરૂષનું મૃત્યુ, નિહાળવા જઇએ. ખેલ પૂરો થયો, એટલે જે હિમ્મત અને ધીરજથી રોગને દબાવી રાખ્યો હતો, તે વછૂટી ગયાં; તેનાથી પોતાના પગે ચાલીને ઘર તરફ ન જ જઇ શકાયું. ડોળીમાં નાંખીને, જેનું આખું શરીર ધ્રુજતું હતું, જેના હાથપગ ઠંડા થઇ ગયા હતા, એવા મોલીએરને તેના સાથીઓ ઘેર લાવ્યા. ત્યાં થોડી ઉધરસ આવી, ગળામાં લોહી પડ્યું, અને કંઇક આરામ જેવું તેને લાગ્યું. આશરે અડધા કલાકમાં લોહીની ઉલટીની સાથે મોલીએરનો આત્મા તેના શરીરને છોડી ચાલી ગયો!

મોલીએર મહાન નાટકકાર* હતો, એટલું જ નહિ; મનુષ્ય તરીકે પણ તે તેટલો જ મહાન હતો, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. મરતાં મરતાંએ, પોતાના નોકરોને વાસ્તે પ્રેમ અને કાળજી કેવી રીતે તેણે બતાવ્યાં તે આપણે હમણાં જ જોઇ ગયા. તે ઉપરાંત, બીજી નાટક મંડળીના માલીકોની ફોસલામણી છતાંયે, અનેક વરસો સુધી, સારા તેમજ નરસા દિવસોમાં મોલીએરને માથે દેવું હતું છતાં, તેના નોકરો તેને વફાદાર રહ્યા હતા. એવી નોકરોની વફાદારી પણ શેઠનામાં અનેક સુંદર ને ઉમદા ગુણો હોવા જોઇએ એમ સ્પષ્ટ બનાવે છે. છેલ્લે એ ઉમદા ગુણોની સાબીતી આપનારો એક ટુચકો આપી આ લેખને અત્રે પુરો કરીશું.

એક દિવસે, મોલીએર ઘેરથી નીકળી નાટકશાળામાં આવતો હતો, ત્યારે, નાટકશાળાના દરવાજા આગળ જ એક ભીખારી ભીખ માગવાને ઉભો હતો. મોલીએરને આવતો જોઇને પેલા ભીખારીએ પોતાનો હાથ ધર્યો, એટલે મોલીએરે પોતાના ગજવામાં હાથ નાંખી, જે આવ્યું તે, જોયા કર્યા વગર પેલા ભીખારીના હાથમા મુક્યું, ને નાટકશાળામાં પેઠો. બે ત્રણ મિનીટ થઇ નહિ હોય એવામાં પેલો ભીખારી દોડતો દોડતો આવીને કહેવા લાગ્યોઃ "શેઠસાહેબ, તમે મને ભૂલથી સોના મ્હોર (Louis d'or) આપી છે; લ્યો આ તમારી સોનામ્હોર પાછી." મોલીએરે (ગજવામાં હાથ નાંખીને) કહ્યુંઃ "અરે ભલા આદમી, એ એક સોનામ્હોર રાખ, અને આ બીજીએ લે." એટલું કહીને પેલા ભીખારીના હાથમાં બીજી સોનામ્હોર મુકી. પેલો ભીખારી તો, આવા ઉદાર શેઠને આશીર્વાદ આપતો, અને નવાઇ પામતો ત્યાંથી ચાલ્યો ગયો. પણ મોલીએરથી બોલ્યા વગર ન રહેવાયું: "હે પ્રભુ, સદ્‌ગુણરૂપી રત્ન કાદવમાં પણ હોય છે ખરૂં!"

બાબુરાવ ગણપતરાવ ઠાકોર

---

* આ સ્થળે એક બાબત, જે છેક શરૂઆતમાં કહેવી જોઇતી હતી, તે અત્રે લખવા માટે વાંચક ક્ષમા આપશે.

ગુજરાતી સાહિત્ય મંડળ કમિટીના મોલીએરના અનુવાદરૂપી પુસ્તકના પુંઠા ઉપર તેને ફ્રેંચ મહાકવિ બતાવ્યો છે; જ્યારે અંદરના દિબાચા ઉપર તેને મહાન નાટકકાર તરીકે ઓળખાવ્યો છે! ફ્રેંચ ભાષાથી અજ્ઞાત વર્ગ શું સમજવું? મોલીએર કવિ કે નાટકકાર?



# શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી સંમેલન

ગયા એપ્રિલની તા૦ ૨૪-૨૫-૨૬ એ ત્રણ દિવસ શ્રી દક્ષિણામૂર્તિ ભવનના જૂના અને નવા વિદ્યાર્થીઓએ સંમેલન ભર્યું. આ સંસ્થા સાથે મારે અનેક રીતે પરોક્ષ સંબંધ હોવાથી મને પણ આમન્ત્રણ મળ્યું હતું અને આ ત્રણેય દિવસો હું સંમેલનનાં ઘણાખરાં કાર્યોમાં હાજર રહ્યો હતો.

આ સંમેલન માત્ર વિદ્યાર્થીઓનું જ હતું. એટલે તેની વ્યવસ્થા અને ખરચ વિદ્યાર્થીઓનો જ હતો અને ભવનના કાર્યકર્તાઓ પણ બીજાના જેવા જ આમન્ત્રિત મહેમાનો હતા. સંચાલકોએ સઘળા જૂના વિદ્યાર્થીઓને આમંત્રણ આપેલું અને ઘણાખરા હાજર થશે એવી આશા રાખી લગભગ બસેંક મહેમાનોનાઆતિથ્યનો સમારંભ કરેલો. પણ એવા વિદ્યાર્થીઓ તો ઘણા જ થોડા—દશથી પણ ઓછા—આવ્યા. જુદે જુદે ધંધે વળગેલા સઘળા વિદ્યાર્થીઓ એક સાથે ક્યાંથી આવી શકે? આ મોટી સંખ્યાનો સમારંભ, અને ખરેખર આવનારા ઘણા ઓછા એ, વિદ્યાર્થીઓના વ્યવહાર-જ્ઞાનના અભાવનું પરિણામ ઘણાએ માન્યું. પણ મોટાં મોટાં રાજકારણી સંમેલનોમાં પણ અપેક્ષિત સંખ્યાનો દશાંશ જ કોઇ વાર આવે છે. આટલી ઓછી સંખ્યા આવ્યા છતાં પણ વિદ્યાર્થીઓ જરા પણ નિરુત્સાહ કે શિથિલ ન થયા એ જ એમની ખરી વિશેષતા હતી.



શ્રી નૃસિંહપ્રસાદ ભટ્ટ
(સંસ્થાના આદ્ય સ્થાપક)

સંમેલનના પ્રમુખ શ્રી રવિશંકર રાવળ હતા. તેઓ ઘણા વરસથી ભાવનગરના વતની છે, ગુજરાતના નવયુગના એક પ્રતિષ્ઠિત ચિત્રકાર છે, ગુજરાતના 'કુમાર' અને કિશોર વર્ગના પોતાના માસિક દ્વારા મિત્ર થયેલા છે, એટલું જ નહિ પણ દક્ષિણામૂર્તિ ભવન સાથે તેમનો સંબંધ ઘણો જૂનો, એ સંસ્થાના પ્રારંભ જેટલો જૂનો છે એમ આ પ્રમુખની પસંદગીની પાછળ અનેક કારણોની યોગ્ય તુલના રહેલી હતી. સંમેલનના પ્રથમ દિવસે તેમણે પ્રમુખસ્થાન લેતાં તે દિવસના અતિથિઓમાંથી કાકાસાહેબને પણ

પોતાની પાસે -અર્ધાસનની 'હૂંફ' આપવા કહ્યું અને એ રીતે સંમેલનનો પ્રારંભ વિદ્યાર્થીઓના બે સાચા મિત્રોના સંયુક્ત અધ્યક્ષપણા નીચે થયો.

પ્રમુખે પોતાનું વ્યાખ્યાન કર્યા પછી કાર્યક્રમ કાકાસાહેબના વ્યાખ્યાનનો હતો. તેમણે કહ્યું કે વ્યાખ્યાન આપવા કરતાં વિદ્યાર્થીઓ સાથે ભળી જઇ ખૂબ વાતો કરવાનો પોતાને શોખ છે પણ તેમને ઘણો ઓછો હતો તેથી પોતે વ્યાખ્યાન



તખ્તેશ્વરની ટેકરી ઉપરથી દૃષ્ટિપાત
સંસ્થાનાં મકાનો: વિદ્યાર્થીગૃહ અને વિનયમંદિર.

આપવાનું કબુલ કર્યું છે. આ જમાનામાં આજે જે વિદ્યાર્થીઓ છે તેમનું અત્યારનું જીવન અને હવે પછીનું જીવન એશઆરામનું નહિ રહે, ન રહેવું જોઇએ, નહિ રહી શકે, પણ તપનું, સંયમનું, અંતરને વલોવી નાખે એવા મંથનનું રહેશે એ વસ્તુ ઉપર વિદ્યાર્થીઓનું ધ્યાન ખેંચ્યું અને એવા જીવન માટે ચાર થવા તેમને ઉત્સાહ આપ્યો. તેમનું વ્યાખ્યાન ઘણું ટૂંકું હતું અને અંત કંઇક ઓચિંતો આવ્યો એમ ઘણાને લાગ્યું હશે. કદાચ વિદ્યાર્થીઓમાં ભળીને વાતચીત કરનારને આ એકતરફી વાતચીતમાં બહુ રસ નહિ આવ્યો હોય!

રાત્રે નાટ્યપ્રયોગો હતા. ત્રણેય દિવસના કાર્યક્રમના કોઇ પણ કાર્ય કરતાં આમાં સૌથી વધારે શ્રોતાઓ હતા એ, સમાજમાં નાટ્યની અગત્ય અને કાર્યકારિતાનું અચૂક એંધાણ હતું. નાટ્યપ્રયોગ વખતે જ નાટ્યની સફળતાનો અમને અનુભવ થયો. પ્રથમ પ્રયોગ કવિ રવીન્દ્રનાથના અચલાયતન નાટકના પ્રથમ અંકનો થયો. શ્રી દક્ષિણામૂર્તિભવને અસ્પૃશ્યતા વગેરે બાબતમાં જે દૃઢ પગલું લીધું છે તેથી તેને આ નાટક ભજવવાનો ખાસ અધિકાર છે.

નાટક શરૂ થતાં પ્રથમ તો મને નિરાશા થઇ. ઉત્તમમાં ઉત્તમ વિદ્યમાન કવિના, તામસ જડતા પામેલા ધર્મ અને અંધશ્રદ્ધા ઉપરના કટાક્ષો પણ શ્રોતાઓના મોટા ભાગ પર વ્યર્થ જતા લાગ્યા. ધર્મ ઉપરના કટાક્ષોને બદલે ઘણા શ્રોતાઓ કોક નિશાળીઆની મશ્કરી સમજી તે પ્રમાણે હસતા હતા. પણ સંવાદ જરાએક આગળ ચાલતાં કવિની કૃતિ ઓચિંતી સફળ થઇ જણાઇ. સંવાદના કોઇ ધન્ય સ્થળે આખો શ્રોતાવર્ગ કટાક્ષનો વિષય એક વિજળીના ચમકારા પેઠે સમજી ગયો અને પછી બરાબર હાસ્યરસ જામ્યો. મારી પાસે બેઠેલા જુગતરામભાઇ, જેમણે અચલાયતનનો પદ્યભાગ લખ્યો છે તેમણે, આ સફળતા જોઇ એક સૂચના કરી તે વિચારવા જેવી છે. અસ્પૃશ્યતા ઉપર અનેક વ્યાખ્યાનો લગભગ દેશ આખામાં થઇ ગયાં છે, માણસો એ ઉપર વિચાર કરતા થઇ ગયા છે. ત્યારે હવે વિનયમંદિરો, મહાવિદ્યાલયો વગેરેના વિદ્યાર્થીઓ ગામડાંમાં ફરી, આ અને 'રથયાત્રા' જેવાં નાટક માત્ર ભજવી જ બતાવે તો ધર્મશોધનનો પ્રવાહ ઘેરઘેર ન પહોંચી જાય! લોકોની રુચિ જોતાં આવા પ્રયોગોથી મોટાં શહેરોમાં

અર્થપ્રાપ્તિ પણ થઇ શકે એમ લાગે છે.

નાટયપ્રયોગોમાં બીજી જગાએ પણ અમને કટાક્ષની સફળતા જણાઇ હતી. ભવનના જૂના વિદ્યાર્થી ભાઇ હીરાલાલ પણ બેત્રણ વાર તખ્ના ઉપર આવ્યા હતા. પ્રથમ તેમણે ઘણા વિચિત્ર વેશે, પોતે જ વારાફરતી બોલીને, હાલનાં નાટકોમાં થતા નટીસૂત્રધારના સંવાદની આબાદ વિડંબના અને મશ્કરી કરી બતાવી. તેમનામાં ગ્રામ્યતા વિના હાસ્ય હતો, દ્વેષ વિના કટાક્ષ હતો, અને કોઇ પણ નટને અભિમાન લેવા યોગ્ય અભિનયનું સ્વાતન્ત્ર્ય, ભાવનું દ્યોતકત્વ, કલાકારનું નાટસ્થ્ય હતાં. ભાઇ હીરાલાલ જેવા સમાજમાં પ્રતિષ્ઠા ભોગવનાર ગૃહસ્થ દક્ષિણામૂર્તિના ખાનગી તખ્ના ઉપર ઉતર્યા એ તેમનો ભવન સાથેનો જીવન્ત સંબંધ બતાવે છે અને પરોક્ષ રીતે ભવનની સફળતા પણ બતાવે છે. એક પ્રયોગ માત્ર બાલિકાઓએ ભજવ્યો હતો, એક મૃચ્છકટિકમાંથી સંસ્કૃતમાં ભજવાયો હતો; દાંડિયારાસ પણ લેવાયા હતા અને બીજા વિદ્યાર્થીઓએ પણ હાસ્યના સુંદર પાઠો ભજવ્યા હતા. નાટયપ્રયોગમાં ક્યાંય નાટકીપણું, આછકલાઇ, શ્રોતાઓને ખુશી કરવાની પામર ઇચ્છા, મ્હોંડે રંગ લગાડવાનાં કૃત્રિમ સાધનો જણાયાં નહોતાં. દક્ષિણામૂર્તિ આ નાટયશક્તિનો ઘણો સારો વિકાસ અને ઉપયોગ કરી શકશે એમ લાગે છે.



વિનયમંદિરનો દેખાવ—પૂર્વાભિમુખ

બીજે દિવસે સવારમાં એક ગંભીર કાર્ય કરવાનું હતું—ભવનના પ્રાણભૂત સદ્‌ગત શ્રી હરગોવિન્દ અજરામર પંડયા, જેઓ ભવનના ઇતિહાસમાં 'મોટાભાઇ' તરીકે સદા અમર રહેશે, તેમનું તૈલચિત્ર ખુલ્લું મુકવાનું. ખુલ્લું મૂકવાની ક્રિયા સદ્‌ગતના મિત્ર અને ભવનના જૂના સહાયક શ્રી ઓધવજી હીરજી બધેકાના હાથે થઇ હતી. તેઓશ્રીએ પોતાના વ્યાખ્યાનમાં, અસ્પૃશ્યના સંબંધી હાલના ચાલકો સાથેના પોતાના મતભેદનો ઉલ્લેખ કર્યો હતો પણ તે પછી શ્રી નૃસિંહપ્રસાદ, જેઓ 'મોટાભાઇ'ને પડછે 'નાનાભાઇ' તરીકે જ ઓળખાય છે. તેમણે યોગ્ય કર્યું કે આ સમય ભવનની ટીકાનો નથી, માત્ર સદ્‌ગતનું ઋણુ સ્મરણ કરી એ સ્મરણથી કૃતાર્થ થવાનો છે. અને આપણે પણ એમના મતને મળતા થઇ, છેવટે ભવનના વિદ્યાર્થીઓએ જે ભવ્ય શાન્તિથી ઉપનિષદોના શાન્તિપાઠો ઉચ્ચાર્યા હતા તે ભાવમાં લીન થઇ આ સંબંધમાં એટલું જ કહીશું.........

.........મા વિદ્વિષાવહૈ । ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

તે પછી વિદ્યાર્થીઓએ પોતાના નિબંધો વાંચ્યા. નિબંધો થોડા હતા પણ તેમાં પણ ભવનના વિદ્યાર્થીઓના માનસની વિવિધ રસવૃત્તિઓ જણાઇ શકતી હતી. એકબે વિદ્યાર્થીઓએ પોતાનાં જૂનાં સંસ્મરણો, પોતે ભવનમાં પહેલ વહેલા આવ્યા ત્યારે નાનાભાઇનું દર્શન અને નામ કેવો ભય ઉત્પન્ન કરતાં વગેરે

નાનાભાઈની સમક્ષ સર્વ મંડળના અંતરાસ્થથી અટકતાં અટકતાં કહ્યાં. તે પછી, શ્રી નૃસિંહપ્રસાદ ભટ્ટ ભવન માટે ઉઘરાણું કરવા આફ્રિકા જઈ હમણાં જ પાછા આવ્યા છે તેમણે પોતાના આફ્રિકાના અનુભવો ટૂંકામાં બહુ સરસ રીતે કહી બતાવ્યા. આફ્રિકામાં હિંદીઓની સામાજિક સ્થિતિ, રાજકીય સ્થિતિ, ગોરાઓનો તિરસ્કાર, આપણે હાથે કરી સ્વીકારેલી પામરતા, આપણા ભાઈઓનાં ત્યાંનાં પાપો, દુઃખો, વિતકો, સાહસો, ઉદારતા, અહીંથી જતા કાર્યકર્તાઓની પરદેશની વર્તણુક વગેરે ઊંડી દૃષ્ટિથી જોયાં છે અને તે જેવાં જોયાં છે તેવા તાદૃશ વર્ણવી બતાવવાની તેમનામાં કલા છે. આ વિષયનાં એમનાં અન્યત્ર આપેલાં ત્રણ વ્યાખ્યાનો ત્રૂટક સાંભળવાનો પ્રસંગ મને મળ્યો છે અને તે ઉપરથી માનું છું કે એમનો અનુભવ વધારે બહોળા વર્ગ આગળ મૂકવા યોગ્ય છે.

ત્યાર બાદ ભાવનગર કેળવણી ખાતાના ઉપરી અધિકારી શ્રી વિઠ્ઠલરાય મહેતાએ કેળવણી ઉપર એક વ્યાખ્યાન આપ્યું હતું. ભાવનગર સ્ટેટ વિચારમાં ઘણી જ ઉદારતા બતાવી આના જેવી સંસ્થાઓ સાથે સમભાવ ધરાવે છે, તેના અધિકારીઓ સ્વસ્થ ચિત્ત આવાં કાર્યોમાં ભાગ લઈ શકે છે તો આગળ જઈ આશા રાખીએ કે એ સમભાવને આર્થિક પ્રદેશમાં પણ તે હવે પ્રગટ કરતું થશે.

રાત્રે સંમેલનમાં 'સૌરાષ્ટ્ર' ના કાર્યકર્તા શ્રી મેઘાણી-એ પોતે સંગ્રહ કરેલાં લોકગીતોમાંથી કેટલાંક ગાઈ સંભળાવ્યાં. થોડાં વરસો ઉપર સદ્ગત શ્રી રણછોડરામ––તેમનો પણ ભવન સાથેનો સંબંધ નોંધવા લાયક છે––લોકગીતો માટે રસ ઉત્પન્ન થાય તે માટે ઘણો પ્રયત્ન કરતા હતા અને છતાં કંઈ ઘણું ઓછું જણાતું હતું અને અત્યારે શ્રી મેઘાણીનાં ગીતોની સાહિત્ય સભાના સભ્યોમાં, અમદાવાદના શિષ્ટ વર્ગમાં, મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓમાં અને શ્રી દક્ષિણામૂર્તિ ભવનના વિદ્યાર્થીઓમાં એક-સરખી કદર થાય છે તે આપણી એ દિશાની થોડાં વરસોની પ્રગતિ માપવાને અને ભવિષ્ય માટે આશા બાંધવાને ચોક્કસ સાધન છે. બાલમંદિરવાળાં માંથી બહેને પણ પોતાને કંઠસ્થ કેટલાંક ગીતો ગાઈ બતાવ્યાં હતાં. લોકગીતો પૂરાં થયે ખાસ બોલાવેલી ભજન મંડળીએ એકતારો, મંજીરાં અને ઢોલક સાથે ભજનો ગાયાં હતાં. ગુજરાતના ગરબા જેમ ગુજરાત-નું વિશિષ્ટ સાહિત્યધન છે તેમ આ ભજનો પણ ગણાવા ઘટે છે અને ગરબા જેટલું જ ઉત્તેજન અને સંરક્ષણ તેમને પણ મળવું ઘટે છે. આપણું ભજન-સાહિત્ય એ રાહે માં વહેવા માંડશે ત્યારે કાંઈક જુદો જ ધર્માનુભવ લોકોને થશે એમ હું માનું છું.



તખ્તેશ્વરની ટેકરી ઉપર કેમ્પ

ત્રીજા દિવસની સવારનું કામકાજ અખાડાના પ્રયોગોથી શરૂ થયું. વિદ્યાર્થી-ઓએ મગદળના દાવો અને કવાયત કરી બતાવી. આપણે ત્યાં કવાયતની પણ દેશી રીત દાખલ થઈ છે તે યોગ્ય થયું છે જો કે એ દિશામાં

પશ્ચિમની રીત શીખવામાં આપણે વાંધો હોવો ન જોઈએ. કવાયત વગેરેમાં, હું ધારું છું, હજી વધારે પ્રગતિ થવાની જરૂર છે. આપણને સંઘવ્યવસ્થાથી કામ કરતાં આવડતું નથી, આપણા વિદ્યાર્થીઓને કાલમાનની બુદ્ધિ શિથિલ હોય છે એવી ટીકા આપણા સ્વભાવ વિશે થયેલી છે અને તે ખોડમાંથી બચવાને સારામાં સારા ઉપાયો યત્ચ્ચિન રમતો, તાલબદ્ધ નૃત્ય અને તાલબદ્ધ કવાયત એ જ છે અને નાનપણથી જ એ શક્તિઓ કેળવવા ઉપર શાળાઓ ધ્યાન આપે છે એ યોગ્ય છે.



સ્વયંસ્ફુર્તિનો નમુનો : બાલમંદિર, ભાવનગર.

તે પછી મારે વિદ્યાર્થીભાઈઓને કાંઈક કહેવું એવી ગોઠવણ હતી. મેં તે પ્રસંગે જે કાંઈ કહ્યું એનો સાર એ હતો કે હાલ આપણા અને ખાસ કરીને હિન્દુઓના વ્યવહારમાં ભય એ જ મહાન નિશ્ના છે. હિન્દુઓ જે બુદ્ધિની ઝીણવટ માટે વખણાય છે તે પણ કંઈક આ ભયનું પરિણામ હોય એવી શંકા મેં બતાવી હતી. ભય હશે તો વિદ્યા પણ સત્યશોધનમાં નિષ્ફળ નીવડશે. અને નીતિનો તો એ પાયો જ છે એ મારો મુખ્ય મુદ્દો હતો.

મારો વિષય વિદ્યાર્થીઓને યોગ્ય હતો કે નહિ તે વિશે મને શંકા છે જ. પણ વિદ્યાર્થીઓએ પોતાની ટીખળી રીતે મારા કથનનો એક વિચિત્ર ઉપયોગ કર્યો તેથી ખરેખર સભામાં વિનોદ થયો. મારા બોલવા પછી પોતાને લગતા કેટલાક પ્રશ્નો વિદ્યાર્થીઓ ખાનગીમાં ચર્ચવાના હતા પણ એ ગોપનનો 'ભય' કાઢી નાખી તેમણે સર્વને સાંભળવા—બોલવા નહિ—હાજર રહેવાની છૂટ આપી. અને પછીની તેમની ચર્ચા મને તો એક શિક્ષક તરીકે બહુ જ બોધદાયક લાગી. દક્ષિણામૂર્તિભવન વિદ્યાર્થીઓને જે છૂટ આપે છે તેથી વિદ્યાર્થીઓ પોતાની મેળે સંયમમાં રહી કેવા કેળવાય છે તે જોવાનો મને એક અનન્ય પ્રસંગ મળ્યો એમ હું સમજું છું. ભવનના કાર્યમાં વિદ્યાર્થીઓને જે કાંઈ ફરિયાદ કરવા જેવું લાગ્યું તે તેમણે તેમના શિક્ષકોની સમક્ષ વિવેકથી પણ આગ્રહથી જાહેર કર્યું અને શિક્ષકોએ પણ તેનો યોગ્ય વિચાર કરી છેવટના પ્રસંગે સમાધાન કર્યું એ જોઈ મને ગંભીર સંતોષ થયો. શિક્ષણમાં શંકા કે ભય કે દબાણને સ્થાન જ ન હોવું જોઈએ એ મારી શ્રદ્ધા દૃઢતર થઈ. સ્વતંત્રતા જ ઘણાંખરાં અનિષ્ટોનું ઔષધ છે, એ સમગ્ર જનતા હવે સમજતી જાય છે અને શિક્ષણમાં એ સિદ્ધાન્ત પ્રથમ સિદ્ધ થવો જોઈએ.

રાત્રે સંગીત એ સંમેલનનું છેલ્લું કાર્ય હતું. આખા સંમેલનની વ્યવસ્થાએ, દક્ષિણામૂર્તિના સ્વાતંત્ર્યે અને શિક્ષણે, મારા મનમાં, અને હું ધારું છું ત્યાં હાજર રહેલ સર્વના મનમાં, આશા અને શ્રદ્ધા અંકિત કર્યાં છે.

રા. વિ. પા.




## પ્રવેશ ૩ જો

સ્થલકાલ: અમૃતપુરનાં ખંડેરોમાં સ્હવાર

**જોગણ:** જગતની ગૂંચો અટપટી છે.
નાથ! ગૂંચો ઉકલશે? કે તાર તૂટશે?
દેવમોતીનાં ઝૂમખાં સરિખડાં
તારકઝૂમખડે ઝગમગતો
બ્રહ્માંડનો અમથીંઝણો રમણે ચઢ્યો છે.

(એકતારો વગાડે છે ને તેની રમઝટમાં રંગી તલ્લીન થઈ જોગણ ઝીલતી ગાય છે ને નાચે છે.)

નીલો કમલરંગ વીંઝણો, હો નન્દલાલ!
રઢિયાળો રતન જડાવ, મોરા નન્દલાલ!
બ્રહ્મા વીંઝે અમથીંઝણો, હો નન્દલાલ!
સોનાનો સૂરજ શોભિતો, હો નન્દલાલ!
રૂપેરી ચન્દની બિછાવ, મોરા નન્દલાલ!
બ્રહ્મા વીંઝે અમથીંઝણો, હો નન્દલાલ!
કોરેમોરે કર્યાં હીરલા, હો નન્દલાલ!
આસરે ઝીક કેરી વેલ, મોરા નન્દલાલ!
બ્રહ્મા વીંઝે અમથીંઝણો, હો નન્દલાલ!
દાંડી બ્રહ્માંડના હાથમાં, હો નન્દલાલ!
માનવીના ભાગ્યના એ ખેલ, મોરા નન્દલાલ!
બ્રહ્મા વીંઝે અમથીંઝણો, હો નન્દલાલ!

બુધ્ધિના પાય થાકે છે
અગમ્યનાં પગથિયાંની પાયરી નિહાળીને.
ધરતીનાં કણ જેટજેટલાં મનુષ્યો,
ને પ્રત્યેકનું પૃથક પૃથક ભાગ્યચક્ર.
સૌનાં ભાગ્યસમન્વયે ધરતીનાં ભાગ્ય ઘડાય;
ને ધરતી સરજે સૂરજમાળનું ભાગ્યચક્ર.
અભિમન્યુના ચક્રાવાથી યે કોટિધા
અટપટો છે આ જગચક્રાવો;
ને જોબનઝલન્તા કંઇ કંઇ સૌભદ્રેયો
હોમાય છે એ દેવવ્યૂહના જયપરાજયમાં.
એ ચક્રચક્રનો છે અધિદેવ.
વંજુકુંજ શી ઉગમતી
ને વટઘટા શી ફાલતી
જોઉં છું અમૃતપુરની અધિદેવજોડલી;
એક પ્રાણપ્રફુલ્લેલા ભદ્દરાજ,
ને બીજા પાંખપ્રગટેલા ઇન્દુકુમાર:
રાજયોગના એ મહારાજવીઓ.

(મ્હોરેલા મોગરાના છોડ જેવા ભદ્દરાજ આવે છે. વિશાળપત્રાળા કદળી સ્થંભ સરિખડા પડખે દેવ પધારે છે. સ્મિતવદનથી જોગણ ત્હેમને સત્કારે છે પરસ્પર વન્દન વન્દી વડવાઇઓની હિન્દોલા સેતી જટાઘટા નીચે છાબન્ધ ઓટલે સહુ બેસે છે. આસપાસ દર્ભાસન પડયાં છે.
આઘે મંડેરમાં એક મોરલો કલા પાથરી નાચી રહ્યો છે.)

**જોગણ:** રાજ! સંસારમાં પ્રવેશ્યા; શુભ થાવ;
સંસારને ઓળખ્યો–પારખ્યો?

**રાજ:** સંસાર એટલે સર્પની કાંચળી:
ઓઢી, ઉતારી, ઉશેટી દેવાની.

**જોગણ:** તો તો સંસાર નિર્વિષ કહેવાય.
સોહામણા સંસારસરોવરિયાની
એક પાળ છે કૌવચબાંધી,
ને બીજી પાળ છે ચન્દનપગથિયાંની.
એક પાળે કાંટા પાથર્યા છે,
ને બીજી પાળે જડયા છે મણિ.

કમલપ્રફુલ્લેલી કમલિનીનું
સંસાર છે જળતણું.
તરતાં આવડે તે કમળ વીણે,
ને અન્તરના ઇષ્ટને ન્હડાવે;
ન આવડે તે ઘંચમાં ઘૂંચવાઇ રહે.
ભ્રમભૂલભુલામણીનો ખેલ તે સંસાર.

(જેવું સૈંદર્યની વેલીઓ ડોલતી આવતી હોય તેવાં પ્રમદા, વસુ
દેવી ને કાન્તિકુમારી પધારે છે. એમને આવતાં દેખીને)

દેવ : કેમ પાછળ રહી ગયાં કંઇ?

રાજ : ઇન્દ્રની પાછળ ઇન્દ્રાણી,
ને બ્રહ્માની પાછળ બ્રહ્માણી.
સંસારમાં સ્ત્રી મોખરે ક્યહારે હતી જે?

કાન્તિ : ચોરીમાં ચોથું મંગળ ફર્યા'તા ત્યહારે.

રાજ : ચોથું મંગળ ફરો પછી કહેજો, સાંભળીશું.
કોઇ યુગનો ઇતિહાસ તો ઉચ્ચરતો નથી.

પ્રમદા : એ ઇતિહાસને વિધાત્રીની મેખ વાગશે.
ઘડાતા નવઇતિહાસ ઉચ્ચારશે કે
સંસારની હરોલ સ્ત્રીજાતિએ સોહાવી.'

રાજ : લખાશે ત્યહારે ભણીશું એ ઇતિહાસો.
નિજનિજના વરથી ઉચેરડી
કેટકેટલી સ્ત્રીઓ જગતમાં રૂપગર્વિલી છે?

કાન્તિ : સીતાની પાછળ રામ,
ને રાધાની પાછળ શ્યામઃ
આર્યકુલની તો એ આર્યતા.
માજીના ચરણકમલમાં વિરાજ્યા છો
ત્યહાં યે એવું ઉચ્ચારશો?
મસ્તકમાં યે મીઠપ હોય.
અમૃતપુરની આ શરપીઠિકા—

જોગણ: નહીં, રાજ! એમ અવરોધો મા.
પૃચ્છાના પંખીને ઉડવા દો.
દીકરા! જગત-એટલે જીવન.
જીવનઆદેશ એ જ નિજને જગતસન્દેશ.

કાન્તિ: ન પૂછવા શું પૂછ્યાની ક્ષમાયાતના છે.
પણ માજી! આપના જીવનઆદેશ—

જોગણ: સાધુને સન્તાડવાનું શું?
ધોળે દહાડે પે મશાલ ધરવાની,
કે પડછાયામાં યે કાંઈ ન આચ્છાદાય.
સાધુજનના હોય સાધુતાના આદેશ.
ગામગામને ગોંદરે ધર્મવેદિ સ્થાપવી,
નગરનગરને ચોક અગ્નિહોત્ર માંડવા;
મહાજનની મહાનુભાવિતા મ્હોરવવી,
સુન્દરીઓની સૌન્દર્યવેલ ફળાવવી:
સંપ્રદાયોના અગ્નિ સંકોરવા,
ધર્મજ્વાલાઓમાં પરનાળે ઘી હોમવાં,
સદ્ધર્મને ઇન્ધન સીંચવાં,
કલ્યાણપન્થની કંટાળી નીન્દવી:
સંસારીનાં સજ્જન, સજ્જનનાં સાધુ,
સાધુના ધર્મસ્થંભ જવા:
પર્ણકુટીરનાં રાજમહેલો
ને મહેલોમાં મન્દિર બાંધવાં:
એ અમારો બન્ધમોક્ષનો સંપ્રદાય.
પણ આંખડલી દેખે છે
એટએટલે યે ઉડાતાં નથી:
એવી છે પ્રારબ્ધની સીમાઓ.

રાજ: ને ભારતમાં તો પાળો પડી છે.

જોગણ: હા: પર્વતપાળ ને સરિતપાળ ને સાગર:

પ્રમદા: ભારત તો ખંડેર છે ને?—અમંડળનું?

જોગણ: ભણતર તો ભડકેલું ભણ્યા
નિજનું સહુ નિન્દવાનું.

નિરખો અમૃતપુરનાં આ ખંડેર,
ને મંહી નાચન્તો પેલો કળાયેલ મોરલો.
ભારત છે જગતસમૃદ્ધિની ખાણ.
એ ખંડેરમાંથી બોલશે જુના જોગીઓ,
ને ભણશે કાળના મન્ત્રો,
ને ઘડાવશે જીવનમાં પ્રફુલ્લતાની પ્રજા,
ત્ય્હારે આભ શા અન્તરાયો સંકેલાશે,
ને ઉઘડશે ભીડ્યાં વજ્રબાર.
નગરખંડેરોમાં મણિધર પોઢ્યા છે,
વનખંડેરોમાં સાવજ સુતા છેઃ
ત્ય્હાં છે જગતના જોગીરાજ.
એ ખંડેરો સચેત થશે.
ત્ય્હારે ધરતીકંપ થશે,
સંસાર સમગ્ર ડોલવા માંડશે.
ભારતનાં ખંડેરને અપમાનશો મા કો.
કાળજૂનાં એ ખંડેરોમા
બાર્યા છે અનન્તના અગ્નિઓ.
બેટા! ગેબની વાતો મા પુછ.

**પ્રમદા :** ગેબનાં ગપ્પાં—

**જોગણ :** અણુદીઠને અપમાનો મા.
દીઠાંના દાયકા છે,
અણુદીઠાંની અનન્તતા છે.
ગિરિદેશને અમ હિમાદ્રિશિખરેથી
દિશાચક્રનું જગદર્શન કરતાં
કંઇ કંઇ પડદા સંકેલાય છે,
અણુદીઠના આગળા ઉઘડે છે.

**પ્રમદા :** પણ ભારતનો મહાપ્રશ્ન તો
સ્વરાજ્ય જ છે ને?

**જોગણ :** સ્વરાજ્ય? સન્તાનો! કે પ્રજારાજ્ય?
સહુસહુનાં સ્વરાજ્ય સરજાયાં,
ને સર્વહિતનું સત્યાનાશ વળ્યું.

ભારત પ્રજારાજ્ય વાંછે છે.
બહુ મહાપ્રજાઓ પ્રજારાજ્ય પામી છે,
ભારતની મહાપ્રજા યે પ્રજારાજ્ય પામશે.
વિશ્વવ્યવસ્થાના વિધિનાં નિર્માણ છે એ.
દુર્લભ દીસતું યે સુલભ છે એ:
અઘરાં તો છે આત્માનાં અધ્યાત્મરાજ્ય.
ભૂખ્યાંને ભોજન વિના ચાલે,
તરસ્યાંને પાણી વિના ચાલે,
મહાપ્રજાને તો પ્રજારાજ્ય વિના ચાલે.
—પણ દેહને જીવ વિના કેટલું ચાલશે?
અન્નપાણી મનુષ્યનું સર્વસ્વ નથી,
પ્રજારાજ્યે મહાપ્રજાનું સર્વસ્વ નથી.
મહાપ્રજાઓનું કલ્યાણકેન્દ્ર ઓર છે.
ધરતીનું ભાગ્યવિધાતા ભારત છે.
પ્રજારાજ્ય તો એનું આજનું ધ્યેય.
જોગીઓ જુદું જ ભાખે છે
એનું અનન્તનું ધ્યેય.

કાન્તિ: ત્યહારે, ભગવતિ!
ભારતનું નિત્યધ્યેય કીયું?

રોજ: કાળની કલ્યાણનન્દિની!
ભાખો ભારતનું નિત્યકલ્યાણ.

જોગણ: સાંભળો ત્યહારે કાળની મહાવાર્તા.
બ્રહ્માંડઘેરતાં આભના પડદા લટકે છે,
ને એ પડદાઓનાં પ્રચંડ ટિપ્પણાંઓમાં
બ્રહ્માએ આલેખેલી છે બ્રહ્માક્ષરી.
ભારતની બ્રહ્માક્ષરી અદ્ભુત છે.

દેવ: ભાખશો ભારતની એ બ્રહ્માક્ષરીમાંથી કંઈક?

જોગણ: કાળની ગુફાઓમાં
બ્રહ્માંડનું ભાગ્ય ઘડાય છે,
ત્યહાં ઘડાય છે ભારતનું યે ભાગ્ય.
જગતકલ્યાણના છે એ સૌભાગ્યમન્ત્રો.

આભઆભમાં કિરણો ફેંકતા
દિશદિશમાંથી તારલિયા ઉગે,
મહાપ્રજાઓ ફેંકે છે એમ બાણુ
અવનીનાં આભમાં.
એ છે પ્રકાશ ને અન્ધારની બરછીઓ.
પ્રગટતા પ્રભાતને આરે
તેજઅન્ધારના ભાલાઓ ઉછળે,
એવી ઉછળે છે પૃથ્વીભરમાં
મહાપ્રજાઓના ધ્યેયમન્ત્રોની એ વજ્રસાંગો.
White Men's Burden,
Black Men's Burden,
Yellow Peril, Pan-Islamism,
Russo-phobia, Germano-phobia,
Armed Peace, Open Sea,
Superman & Super-civilization theories,
Asia vs. Europe,
The East vs. the West,
The Old vs. the New Hemisphere:
જાણજો, ઓ જગતના લોક!
સેનાઓના કરતાં સંસ્કૃતિઓના સંગ્રામ,
અદૃશ્ય છે માટે, મહાઅઘોર છે.
મહાપ્રજાઓના મહત્સરાજોએ ઉછાળેલી
એ ને એવી છે રાજમન્ત્રોની સાંગો.
પ્રજાપ્રજાના રાજબ્રાહ્મણોએ છોડેલા
એ છે ધૂમ્રવતાં બ્રહ્માસ્ત્ર.
સહુમાં સત્યાંશે છે, નિષેધાંશે છે.
સત્યના સાગરમાં
કેવળ અસત્ય કાંઈ તરે જ નહીં
પણ સર્જક કરતાં ઘાતક છે,
રાજર્ષિઓ સમા રાજસ છે.
ભારત છે જગતનો બ્રહ્મર્ષિ,
ને ભારતના છે જગતને બ્રહ્મસન્દેશ:
સાત્વિક, સર્જક, કલ્યાણક.
ભારત તો બ્રહ્મસાગર છે બ્રહ્માંડનો.
સાગરનો જે છે બ્રહ્મસન્દેશ,

ભારતનો છે તે જગતસન્દેશ.
સાગરનો જીવનમન્ત્ર છે સરિતસમન્વય,
ભારતનો જીવનમન્ત્ર છે સંસ્કૃતિસમન્વય.
યુગયુગથી મહાપ્રજાઓના મહાનદ
ભારતસાગરમાં ઠલવાય છે:
કાંઠાઓમાં ઘડીક છલકાઇ
એ પ્રજાપૂર મહાજલમાં સમાય છે.
ઇતિહાસ ભાખે છે એમને
પરદેશીઓના હુમલા:
દ્રષ્ટાઓ ભાખે છે એમને
ઝરણાંનાં મહાસરોવરમાં નિર્ઝરવાં.
ભારતમાં છે જગતસંસ્કૃતિઓનાં ગુરુત્વાકર્ષણ.
સિન્ધુ, ગંગા ને બ્રહ્મપુત્રા,
ગોદાવરી, કૃષ્ણા ને મહાનદ;
નવસેં ને નવ્વાણુ નદીઓ
નિત્ય નિત્ય નીર ઠાલવે,
ત્હો યે છે મહાસાગર તો
એકનિષ્ઠ, અણઉભરાતો ને માઝાવન્તો:
आपूर्यमाणम् अचल तिष्टम्.
એવા છે ભારતના ભવ્ય ભાગ્યલેખ.
ધ્વજપટે ઇન્દ્રચાપમાં ૐકાર માંડી,
કરકમલમાં શાસ્ત્રસજ્જ થઈ,
સાત્ત્વિકવર્ણાં ત્રિપુંડ્ર ધારી,
બ્રહ્માભિમુખી બ્રહ્મયોધરાજે
સંસ્કૃતિઓનો સમન્વય પોકારતા,
વેદદ્રષ્ટા બ્રહ્મર્ષિ સરિખડા,
વનાટવીમાંથી જનાટવીમાં ઉતરશે,
જગત ત્યહારે ભારતના પદમાં ઝૂકશે.
વત્સે! અધીરાં મા થાવ:
આજ ભલે અન્યની હો:
ભલની પેઠે ભવિષ્યે ભારતનું છે.
'સંસ્કૃતિઓનો મહાસમન્વય'
એ જ બ્રહ્મહાકલમાં છે
ભારતનો જગત્દિગ્વિજય.

**અમદા** : પણ જગત્‌સંસ્કૃતિઓમાં સર્વશ્રેષ્ઠ,
કાળસાગરના લક્ષ્મીકમલ શી,
આજની પશ્ચિમની સંસ્કૃતિના જયધ્વજ—

**કાન્તિ** : માછ ! સંસ્કૃતિઓની સમતુલા—

**જોગણ** : સંસ્કૃતિઓની સમતુલા એટલે
પૃથ્વીપાથર્યા ઇતિહાસના સાર સારવવા.
અઘરૂં છે, આદરશો મા.
સર્વગ્રાહી એ આંખડલી કોકની છે,
ન્યાયનેકીલી એ દાંડી યે કોકને છે.

**અમદા** : તોળે તો છે સહુએ ય તે
પૂર્વ ને પશ્ચિમનાં છાબડાંને.
એવી તો આણ સહુ ઉથાપશે.

**જોગણ** : તો માંડો સંસ્કૃતિઓની તુલા
પૂર્વ ને પશ્ચિમનાં પલ્લામાં.
જગસરખામણીએ ભારત નહીં હારે.
ઉત્તર આપશે જગતના ઇતિહાસને
અગમ્યની યે પૂછી પ્રશ્નાવલિનો.
માનવીને વ્હાલાંમાં વ્હાલાં છે
ધર્મ, ફિલસુફી, કવિતા ને લક્ષ્મી.
ઉત્તર દ્યો, ઓ પશ્ચિમનાં પડખિયાં !
પશ્ચિમઉગ્યા પયગમ્બરો કોણ કોણ ?
પશ્ચિમભાખ્યાં આગમનિગમ કિયાં કિયાં ?
પશ્ચિમગાયું સર્વોત્કૃષ્ટ કાવ્ય ઇલિયડ.
ને ઇલિયડને પડછે મૂકી જોજો ઘડીક
ભારત ભાગવત કે રામાયણઃ
કે ફિરદૌસીની સાઠ હજાર શ્લોકસંહિતા.
સીતા ને હેલનના શીલભેદ,
અર્જુન ને એકિલીઝના વીરત્વભેદ,
ભીષ્મ ને એજેક્ષના પ્રતાભેદ,
સુગ્રીવ ને એગેમેમનોનના મેધાભેદઃ
એ છે ગુણભેદ પૂર્વપશ્ચિમના રસાવતારોના.
—અને શ્રી હરિનાં પત્ની લક્ષ્મીછ ?

ભારત બ્રહ્મધામ હતું,
ભારત હતું જગતનું લક્ષ્મીમન્દિર.
ત્રિખંડમાં ઢળતી'તી એની સેનારેલા.
યૂરોપને આંબલે વસન્ત બેઠી,
ને લક્ષ્મીજીના મ્હોર મ્હોર્યા,
ભારતનો જલમાર્ગ જડ્યા પછી?—કે પહેલાં?
પ્રભાતે ને પ્રભાતે પ્રભુજી યે
પૂર્વખોળે પ્રગટાવે છે સૂર્યદેવને,
ને પૃથ્વીમાં વરસે છે પ્રકાશના મેઘ.
પૂર્વ એટલે જગતની ઉદયદિશા,
પશ્ચિમ એટલે જગતનો અસ્તાચળ:
એ વ્યાખ્યાઓ ભૂંસી કોઈથી યે ભૂંસાશે?
આર્યને તો દશે દિશાઓ છે દેવની:
આ તો કીધા આહ્વાનના ઉત્તર.
ચારે દિશે માંડ્યાં છે તીર્થધામ,
ને શંકર ભગવાને માંડી'તી શારદાપીઠો.
દુનિયાના દશ દિગ્પાળો છે:
ને બ્રહ્માંડધુરન્ધર છે એ દશે દિગ્પાળો.
જગતસંસ્કૃતિઓના મહાસમન્વય ઉપર જ
સ્થપાશે ભાવી જગતનાં માનવમન્દિરો.
મનુવંશ મેળે મળી ઉજવશે
સંસ્કૃતિઓના સમન્વયનો વસન્તસમયો.

**પ્રમદા:** ભારતના એ તો ભૂતકાલ:
યક્ષના સમા એ તો ઉતરેલા મહિમા.

**રાજ:** ત્યહારે હોમર ગોઇથે કે સેક્સપિયર,
એરિસ્ટોટલ પ્લેટો કે કેન્ટ
કિયા વર્તમાન કાળે તપતા'તા જે?
નેપોલિયન શાર્લમેઇન સીઝર કે સિકન્દર ઉપર
કિયો આજનો સૂરજ કિરણો વરસે છે?
અપમાનશો મા, આછકલા ઇતિહાસનવેશો!
ભારતને કે ભારતના ઇતિહાસને
ત્હમારા અજ્ઞાનને છાબડે તોળીને.
અપમાનના અંગારાની આંખોમાં

કંઈ કંઈ ભસ્મ થઈ ગઈ
મહાપ્રજાઓની પ્રજાલક્ષ્મીઓ.
અપમાનના ઉત્તર શી
શાપની સિત્કારીઓ
ચિતાથી ચોગણી છે ચેતનવન્તી.

યશ: માજી અમને કાંઇ આદેશ?

જોગણ: ત્હમે વર ને વહુ જ છો
મૂર્તિમન્ત સંસારના સદ્બોધ:
ત્હમને તે સંબોધ શા?
સન્તજનો! સુણજો મહુ:
રાજ! ઘડીક કાન હાકજો—
સન્મુખ સ્તુતિ યે નિન્દા છે—કદાચિત તો.
દેવો નિરખે છે તે ભાખું છું.
ભદ્રરાજ ને યશદેવી તો છે
દેહ ને દેહીના ઓચ્છવિયા.
પાઠશાળાથી આત્માને પોષે છે,
અન્નસત્રથી દેહને પોષે છે.
ઉભય છે મનુષ્યત્વનાં માળીઓ.
'જેને ઘેર નિત્ય હરિઓચ્છવ થાય,
ત્હેને ઘેર નિત્યે હરિવર જાય.'
નિત્યે ને નિત્યે છે એમને ચોક
શ્રી હરિની પગલીઓના પુણ્યસોહાગ.
આંગણે દેવના ઝાકઝમાળ,
ઓરડે જગન્માતાની જાહોજલાલી,
ને પરસાળે પ્રભુજીના પુણ્યવાસ.
એમનાં કર્યાં કોક આદરશે,
એમનાં ઉજવ્યાં કોક ઉજવશે.

દેવ: ને કૌમારસંઘનું ભાવી:—

જોગણ: દેવથી શું અજાણ્યું છે કે કહું?
કૌમારસંઘ છે સંસારસંઘનાં પડઘમ.

રાજ: એ દૂધ છે? કે દૂધનો ઉભરો?

ક્રાન્તિ : મા દેશો ઉત્તર, માજી!
એ જગમશ્કરાને.
(ભટ્ટરાજ સ્હામું નિહાળીને)
જાવ.

જોગણ : બેટા! હસનારાં સંગાથે હાસજે:
હસવામાં હુલ્લાસ છે.
રાજ! ઝીલતાં આવડે તો તો
એ જગવર્ષા છે:
ન આવડે તો છે અમસ્તા ઉભરા.
દીનવત્સલ દયાઘન હરિવર
વર્ષે વર્ષે વર્ષા વરસે છે.
જગજ્જનો અધૂરિયાં છે,
જગત ઝીલતાં શીખ્યું નથી પૂરૂં.
અડધઝાઝેરી વર્ષા એળે જાય છે.
વર્ષા વર્ષ્યે જ પાક નહીં પાકે,
વરસતાં પાણી નહીં પીવાય.
સરોવર ને સરિતાની અંજલિઓ
ઝીલશે ને સંઘરશે, તે જગત પીશે.
નહીં ઝીલે તે ખારે દરિયે વહી જશે.

યશ : માજી! કાન્તિકુમારી તો ગાય છે કે
અમૃત અંજલિમાં નહિ ઝીલું રે બ્હેન!

જોગણ : અમૃતપુરનાં જેવાં ભાગ્ય.
વૈરાગ્યના વાયરા વાયા હશે.
કોડીલો કૌમારસંઘ તો છે
બ્રહ્મચર્ય ઉત્સાહ ને સાહસની મેઘઘટાઃ
જલભરી ને જ્યોતિભરી.
વર્ષા વર્ષવી છે સ્વાધીન,
વર્ષાનાં વ્હેણ વાળવાં છે મનુષ્યાધીન.
વાળશે ત્હેમનાં વળશે લક્ષ્મીના કાલ:
ને પાણીનાં સરજાશે ધન ને ધાન્ય.

રાજ : તીરથવાસી છો, દેશખોળે ધમ્યાં છો:

મ્હારે તો એક જ છે પૃચ્છા :
દેશ આગળ ધપે છે? કે પાછળ?

જોગણ : રાજ ! ધૂપદાનમાં ધૂપ સળગે,
યજ્ઞકુંડમાં દેવવહ્નિ ભભૂકે :
એવો ભડભડતો સળગે છે તમ હૈયે
પ્રજાકલ્યાણનો નિત્યહોમ.
તમ મુખડે એ પ્રશ્ન જ શોભે.
પૃચ્છામાં છે પૃચ્છકની વિચારકક્ષા.
રાજ! દુર્લભ છે સમગ્ર દેશદર્શન.
વિરલાને લાધ્યું છે એ;
યાત્રીઓ આછુંપાતળું યે જુવે.
પ્રજાદિશ પારખવાના, રાજ !
તાળાઓ છે બે:
એક તો : સંસારસંઘને પૂછજો કે
સંસારમાં સર્જન વધારે છે, કે વિસર્જન?
ને બીજું : પોપચાં ને પડળ ઉઘાડીને
નિહાળજો, અનુભવજો ને ચિન્તવજો :
જાય તેથી સવાયા પાકે
તે મહાપ્રજા છે પ્રગતિને પન્થે.
બે હાથમાં બે બે મશાલો લેઇ
ક્ષિતિજની પરકમ્મા ફરી વળજો,
ને પારખી લેજો ભારતનાં પ્રારબ્ધ.
ભારતની ઓટની અવધો ઉતરી ગઇ.
ઇચ્છ્યાં પાણી નહીં ચ્હડયાં હોય;
ઉલ્લાસ, આનન્દ, સાહસ આછાં હશે;
પ્રશ્નોનો પ્રશ્ન એક જ છે મહાપ્રશ્ન :
ઉર્મિઓ ઓટની ઉછળે છે, કે ભરતીની?
ભારતમાં આજ ભરતીનો ઘોર ગાજે છે.

પ્રમદા : એ મોજાં રંખાડશે તો નહીં ને?

રાજ : તમ જેવાંને એટલી યે ભારતચિન્તા
એ ય ભારતીઓનાં મહાભાગ્ય.

જોગણુ : મહાસાગર માઝા મૂકે
તો ધરતીને ય બોળે.
ત્હેવાં જ છે સીમાસ્થંભો
રાષ્ટ્રીય ને આન્ત રાષ્ટ્રીય પ્રજાતત્ત્વોના.
જગત સકલની પ્રજાપ્રજાઓનાં
રાષ્ટ્રીયત્વ ને આન્તર્રાષ્ટ્રીયત્વનાં પલ્લાં
સમતોલ રહે તે પૃથ્વીસમતા :
નહીં તો પૃથ્વીસંગ્રામ.
પ્રજાત્વભાવની ભરતીને યે સીમાદોરી છે,
શું ભારતમાં, કે જર્મનીમાં, કે ઇંગ્લાંડમાં.
પ્રજાપ્રજાના પ્રજાત્વભાવના
વિષ ને કાંટા વેડાવા જ જોઈશે.
પ્રજાપિતાઓ ! એ ત્રાજવું સમતોલ રાખજો.
તન્દ્રા નિદ્રા જડતા જ્ય્હાં જામ્યા હોય
ત્હેવાં રાષ્ટ્રીયત્વની વીજળીઓ પ્રેરજો :
રાષ્ટ્રીયત્વની જ્વાલાઓ જ્ય્હાં ભભૂકતી હોય,
આન્તર્રાષ્ટ્રીયત્વના મેઘ ત્હેવાં છાંટજો.
પ્રજાપરીઘથી મનુવંશ સદા મ્હોટો છે.
પરસ્પરની દોષનિવારક છે એ ઔષધિઓ.
પ્રજાત્વભાવની અવધિઓ ન ઓળખી
એ મહાપ્રજાઓ પૃથ્વીપડમાં યે નથી આજ.
ઈતિહાસમાં ઉગી ને ઈતિહાસમાં સમાણી.

કાન્તિ : ત્હારે સંસાર કે સંન્યાસ ? માજી !
આ પુત્રીને કંઈ આદેશ ?

જોગણુ : બેટા ! બ્રહ્માંડ બ્રહ્મર્ષિઓનું છે,
જગત જોગેશ્વરોનું છે,
સંસાર સંસારીઓનો છે.
મા પૃથ્વી એ અવળવાણીના અર્થ.
સંસારની યે નહીં, સંન્યાસની યે નહીં,
ત્હારા વદનકમળની પાંખડીઓમાં
એવી અદ્ભુત કો બ્રહ્મકિરણાવલિ રમે છે.
જનજનની જુદી છે જન્મકુંડળી,
સહુસહુના નિરનિરાળા છે જીવનપ્રશ્નો.

અનોખાં છે એ જગતજ્યોતિષ.

રાજ: તો થાવ ઘડીક જગતજ્યોતિષી,
માંડો જગતની જન્મકુંડળી,
નાંખો રમલનો પાસો,
પુછો પ્રારબ્ધના ઉત્તર,
ને ભાખો જગતના મહાપ્રશ્નો, માજી!

જોગણ: 'પૂર્વપશ્ચિમ બે પાંખે ઉડે છે પૃથ્વિપંખિણી.'
પૃથ્વિપંખિણીની એ પાંખપાખના,
ને પાંખપાંખનાં પીંછાંપીછાંના
મહાપ્રશ્નો છે નિરનિરાળા.
વીસમી સદીનો ન્હો ફાટ્યો મહાસંગ્રામથી:
ને પા આયખુ માંડ વીત્યું છે ત્ય્હાં તો
વિશ્વસંહારનાં પગલાં સંભળાયાં.
આજના જગતનો પરમ પ્રશ્ન છે
મહાસંહારોના સંહારનો.
કોઈને યે નથી દીધાં જગન્નાથે
ભવિષ્ય ભાખવાના અધિકાર:
સન્તજન હો! ત્હો ય ભાણું છું તે ભાખું છું.
જગત! કાન માંડજે ને સાંભળજે:
બુદ્ધભૂમિમાંથી જ વિસ્તરશે
જગતશાન્તિના ચિરંજીવ જગત્સન્દેશ.
દુનિયાએ સાધવાના છે વર્ણભેદના સમન્વય;
યૂરોપે સાધવાના છે રંકરાયના સમન્વય;
એશિયાએ સાધવાના છે સ્થૂલસૂક્ષ્મનાં સમન્વય;
ભારતે સાધવાના છે સંસ્કૃતિઓના સમન્વય.
સદીનાં જન્મફળ સધાશે તો
ઇતિહાસ ભાખશે વીસમી સદીને
સમન્વયોનો મહામનવન્તર.

કાન્તિ: બ્રહ્માંડચક્રની મડી યે
અજબ જ છે ને? માજી!

જોગણ: બુદ્ધ ભગવાનનું ભાગ્યચક્ર,

કૃષ્ણ ભગવાનનું રાસમંડળ,
વિશ્વજ્ઞાનીઓની વિરાટ ચક્રાવલિ:
વિધવિધનાં એ સર્વે યે છે
એકનાં જ અનેક નામનિર્દેશ;
પરબ્રહ્મના બ્રહ્માંડરાસનાં નામવિશેષ.
શિખરશિખરે મોરલા નાચે છે,
કૈલાસ માથે નટરાજ નાચે છે,
કૂદતી ફરતી વાદળીઓ નાચે છે,
માનવી માનવીનાં ભાગ્ય નાચે છે,
સૂર્ય ચન્દ્ર તારલા રાશીઓ નક્ષત્રો
એમ નાચે છે બ્રહ્માંડનો મહારાસ.
ગાવ, સન્તજન! બ્રહ્માંડરાસનું એ મહાગીત.

(સન્તજનો સંગીતનાં સાજ લે છે. કાન્તિકુમારી ધીમું મેઘમીઠું ઢોલક વગાડે છે; પાંખડી જલતરંગ બસી બોલાવે છે; જોગણ એકતારો ગુંજરે છે; દેવ કરતાલ ઝમકારે છે; ધરા ડમરૂ ઘોરાવે છે; મમદા વાંસળી વાય છે; બાળકો મંજીરા ને ઝાંઝોના તાળ દે છે; એમ પ્રચંડ સંઘસંગીત જામે છે. ખંડેરમાંથી કાળજુના પડઘા જાગે છે. વચ્ચે વચ્ચે ભટરાજ બ્રહ્માંડજગાડતો શંખ પૂરે છે, નટરાજ શો નાચે છે.

એમ નેપાળી જોગણ ગવરાવે છે, ને અમૃતપુરની સન્તમંડળી બ્રહ્માંડરાસનું ગીત ઝીલે છે.)

**જોગણ**: નિરખો આ રાસ લોકલોકના રે,
રમે સૃષ્ટિ ને સૃજનાર;
રમે સૃષ્ટિ ને સૃજનાર;
અંગુલિમાં અંગુલિ પરોવીને
ખેલે તેજ ને અન્ધાર;
ખેલે તેજ ને અન્ધાર:
રસનાં ઉછળે રંગહેલિયાં.

પુરુષ ને પ્રકૃતિની બેલડી રે
ફરે ફૂદડી અનન્ત;
ફરે ફૂદડી અનન્ત;
તણખા વેર્યા નયનતેજના,
ત્હેનાં બનિયાં બ્રહ્માંડ;
ત્હેનાં બનિયાં બ્રહ્માંડ:
રસનાં ઉછળે રંગહેલિયાં.

પૃથ્વી ફરતો ફરે ચન્દ્રમા રે,
પૃથ્વી સૂર્યને ઘેરાટ;
પૃથ્વી સૂર્યને ઘેરાટ:
સૂર્યે ચોપાસ મહાસૂર્યની;
એમ ઘૂમતો વિરાટ,
એમ ઘૂમતો વિરાટ;
રસનાં ઉછળે રંગહેલિયાં.

રાજા પ્રજા ને મહાપ્રજા રે
વ્યષ્ટિ સમષ્ટિ સમસ્ત
વ્યષ્ટિ સમષ્ટિ સમસ્ત;
દેહી ને દેહની લીલાકલા:
સૌના ઉદયો ને અસ્ત;
સૌના ઉદયો ને અસ્ત:
રસનાં ઉછળે રંગહેલિયાં.

### ધર્માદા ફંડનો વહીવટ

ધર્માદાફંડના વહીવટ ઉપર દેખરેખ રાખવાનો પ્રશ્ન ઉપાડવામાં આવે છે એટલે જે લોકો એવા ફંડોના ગેરઉપયોગથી મોજ કરે છે તેમનામાં "રાષ્ટ્રીય" ભાવનાનો ઉભરો આવે છે અને પરદેશી સરકાર, અથવા કોઇ પણ સરકાર ધાર્મિક બાબતમાં હાથ નાખે તેની સામે જબરો પોકાર ઉઠાવે છે અને આપણા નબળા મનના, ટુંકા વિચારના લોકોમાં તેમના પ્રત્યે સહાનુભૂતિ અગર દયાની લાગણી ઉત્પન્ન થાય છે.

### ભીખ અટકાવવા માટે કાયદો

આ વિષે શ્રી ગોવિંદભાઇ જણાવે છે કે 'આપણા દેશમાં ભીખ માગવાનો ઉપદ્રવ એટલો બધો વધી ગયો છે કે ભીખ માગવાનું બંધ કરવાની ઘણા જણ હિમાયત કરે છે. પરંતુ જનસમાજનો મોટો ભાગ પોતાની પરાપૂર્વથી ચાલતી આવેલી દયાની લાગણીથી ભીખ માગવાનું બંધ કરવાની વિરૂદ્ધ હોવાથી હજી સુધી કંઇ થઇ શક્યું નથી. કાયદાથી પ્રતિબંધ થયા વગર ભીખ બંધ અગર કમી થશે એમ લાગતું નથી, તો પણ ભવિષ્યમાં કદાચ તેવો કાયદો થાય નહિ, તો પણ ભીખ બંધ કરવાની અગર કમી કરવાની તજવીજ કંઇ દરજ્જે આપણા પોતાના જ હાથમાં છે. આપણે પાત્રકુપાત્રની તપાસ કર્યા વગર દાન આપીએ તેથી તે કુપાત્રને પણ મળવાનો સંભવ રહે છે અને તેમ થવાથી સમાજનું અહિત થાય છે તે વાત ધ્યાનમાં રાખી આપણે ભીખ આપવાને ના પાડીએ અને જે દાન કરવાની આપણી ઇચ્છા હોય તે દાનની રકમ વખતોવખત નડીઆદ હિંદુ અનાથાશ્રમ જેવી ધાર્મિક સંસ્થાને આપીએ તો તેથી પાત્રતા જોઇને જ તેનો વ્યય થશે અને તેમ થવાથી દાન કરવાનો ખરો હેતુ પાર પડશે અને ભીખ માગવાનું પણ ધીમે ધીમે કમી થતું જશે."

### જર્મનીની યોજના

યુરોપના ઘણાખરા દેશોમાં ભીખ માગવાની છુટ નથી અને જો કોઇ માણસ ભીખ માગતો જણાય છે તો તેને પોલીસ કબજે કરે છે. યુરોપમાં અશક્ત તથા રોગી માણસોને માટે આશ્રમો હોય છે. જો કોઇ સશક્ત માણસ ભીખ માગતો પકડાય છે તો તેને અમુક કારખાનામાં મોકલી આપવામાં આવે છે. જર્મનીમાં કોઇ પણ વ્યક્તિને આળસુ અને એદી થઇને પડી રહેવાનો હક્ક નથી. કોઇ પણ માણસ કમાતો નથી અને તેને આર્થિક આવકનું સાધન નથી એવી માહિતી મળે તો તે માણસ ઉપર પોલીસની નજર રહે છે કારણ કે તે અનીતિથી ગુજરાન કરશે એવી શંકા પોલીસખાતાને થાય છે.

### સયુંક્ત કુટુંબ

આપણે ત્યાં "જુનું તેટલું નુનું" માનવાની ટેવ પડી ગયેલી હોવાને લીધે સંયુક્ત કુટુંબ વ્યવસ્થાનાં ખુબ વખાણ થાય છે. એ વ્યવસ્થાના ફાયદા છે તેમજ ગેરફાયદા છે, પણ હાલની "સ્વદેશી" ની ખોટી માન્યતાને લીધે દરેક જુની વ્યવસ્થા ઉત્તમ ગણાય છે. મહાત્માજીના કેટલાક શિષ્યોએ આ ભાવનાનું ખુબ પોષણ કર્યું છે. સંયુક્ત કુટુંબને લીધે હજારો ને લાખો માણસો આળસુ જીવન ગાળે છે. પુરાણી સમાજવ્યવસ્થાના વખાણનારા કહે છે કે જુના વખતમાં અનાથાશ્રમોની જરૂર ઓછી હતી કારણ કે દૂરનાં સગાં હોય તો પણ અનાથોને પાળતાં. રામરાજ્યના યુગમાં ગમે તેવી વ્યવસ્થા હશે પણ છેલ્લાં ૪૦–૫૦ વર્ષમાં તો આપણે એવી સ્થિતિએ પહોંચ્યા છીએ કે આપણાં અનાથો ભૂખે મરતાં અગર ખ્રિસ્તી થતાં હતાં. જ્યારે મુસલમાનોમાં જાગૃતિ આવી ત્યારે તેમણે આપણાં અનાથોને પાળવાનું શરૂ કર્યું. હાલમાં ખ્રિસ્તધર્મ જોરમાં આવ્યો છે અને ગુજરાતકાઠીઆવાડમાં પોતાના સંપ્રદાયનો પ્રચાર કરી રહ્યો છે; અને હિંદુ તથા જૈન પ્રજા મંદિરો બાંધવામાં અને લાખો અજ્ઞાન નકામા સાધુઓને પાળવામાં પૈસા વેડરી નાખે છે.

હાલમાં ગ્રામપાલનનું નવું ધતીંગ નીકળ્યું છે અને જે યોજનાઓ બહાર પડી છે તેમાંની કેટલીક એવા માણસોના હાથમાં છે કે તેમની સફળતા વિષે બહુ આશા રાખી શકાય એમ નથી. કરોડો હિંદી કંગાળ અને અબળ સ્થિતિમાં પડી રહ્યા છે, તેવી જંગલી, પછાત કોમોમાં ઉપદેશ કરવાનું કે શિક્ષણ આપવાનું કે તેમને ઉન્નતિને માર્ગે ચઢાવવાનું કામ સામાન્ય પ્રજા કે સંન્યાસીઓ અને સાધુઓ (હિંદુ અને જૈન) હાથમાં લેતા નથી.

શ્રી ગોવિંદભાઈનો ઉપદેશ મનન કરવા જેવો છે. ભાષણના અંત ભાગમાં એમણે સેવાના માર્ગો બતાવ્યા છે તે લક્ષમાં રાખવા જેવા છેઃ

"વાસ્તવિક રીતે ધર્મનાં ગણાય નહિ એવાં કામોમાં તથા વરા વગેરે કરવામાં આપણે અહીં જે મોટા ખર્ચ થાય છે તે બંધ કરી, આપણા બંધુઓની ઉન્નતિ કરે તેવાં કામોમાં હાલ થાય છે તે કરતાં વધારે ખર્ચ કરવા તરફ આપણા લોકોનું વલણ થાય તો આપણા દેશની હાલની કંગાળતા તથા અધોગતિ ઘણે દરજ્જે કમી થઇ જાય. કેળવણીનો પ્રચાર કરવામાં, હુન્નરઉદ્યોગનું શિક્ષણ આપવામાં, દવાખાનાં, જાહેર બાગ, વ્યાયામશાળા વગેરે આરોગ્યરક્ષણ કરનારી સંસ્થાઓ ચલાવવામાં, સેવામંડળોને પોષવામાં અને એવી જ બીજી બાબતોમાં આપણા શ્રીમાન અને ઉદારચરિત ગૃહસ્થો તરફથી દાન થવાની ઘણી જરૂર છે. એવાં દાનથી અનાથાશ્રમનો આશરો લેવો પડે તેવા લોકોની સંખ્યા કમી થશે એટલું જ નહિ પણ સામાન્ય ઉન્નતિ ઘણી થશે."

સુ. મ.

---

## વાંચકોને અગત્યની સૂચના

યુગધર્મ કાર્યાલયના શિરનામાના ફેરફાર સંબંધીની ખબર માટે આ અંકના પૂંઠા ઉપર લેખોના અનુક્રમ નીચે છાપેલી સૂચના તરફ ગ્રાહકો, લેખકો, બદલામાં અમને મળતાં પત્રોના વ્યવસ્થાપકો, અવલોકન માટે પુસ્તકો મોકલનાર ભાઇઓ, વગેરે સૌ કોઇનું ધ્યાન ખેંચવામાં આવે છે.

આ માસિક મુંબઇ, ૨૧, દલાલ સ્ટ્રીટ, કોટમાં આવેલા "એડવોકેટ ઑફ ઇન્ડીઆ" પ્રેસમાં ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે યુગધર્મ કાર્યાલય માટે છાપ્યું અને ઉપલે ઠેકાણે જ એ કાર્યાલયના મકાનમાંથી પ્રગટ કર્યું.

લીધે કામદારોનો ઉગારો થતો નથી. પોતાનું જેમ તેમ ભરણપોષણ કરવાને માટે ગમે તેવા ટાઢતડકામાં તેમને દિવસના ભુખે પેટે બારબાર કલાક મજુરી કરવી પડે છે. એવા તો ઘણા થોડા જ નશીબદાર મજૂરો હોય છે કે જેમને બીજું કામ કરવાનો વખત મળે.

## કામનો અભાવ કે બોજો?

'સર્વન્ટ' પત્રમાં પ્રસિદ્ધ થયેલા લેખમાં દા. રાયે જે પ્રમાણ રજુ કર્યું હતું તે ખરૂં ઠરતું નથી. તેમાં જણાવવામાં આવ્યું છે કે આપણા પ્રજાવર્ગના મોટા ભાગને કામધંધાના અભાવે ઘણો સમય આળસમાં વ્યતિત કરવો પડે છે, વગેરે વગેરે. આમાં જરા સુધારો કરવાથી ખરી સ્થિતિનો તાદશ ચિતાર આપી શકાય એમ છે. "આપણા ખેડુતવર્ગનો મોટો ભાગ જેમ તેમ નિભાવ કરે છે, કારણ કે તેમને નજીવી જેવી જ મજુરી મળે છે. ખેતીના ધંધામાં મજુરી પ્રમાણમાં ઘણી જ વધી ગઇ છે, એટલે તેને નજીવા બદલાથી પણ મજુરી કરવી પડે છે કારણ કે તે ઉપરાંત બીજો કોઇ એવો ધંધો રોજગાર નથી કે જેમાં તેને મજુરી મળી શકે. એટલે ખરી જરૂર તો તેને માટે બીજા કોઇ ધંધા-રોજગારની છે કે જેમાં થોડાઘણા મજુરોના નિભાવ થઇ શકે." આ પ્રમાણથી ખરી વસ્તુસ્થિતિ સમજી શકાશે. આમાં અને દા. રાયના પ્રમાણમાં કેટલો બધો તફાવત છે! દા. રાયના કહેવા પ્રમાણે તો તેઓ ધંધાના અભાવે આળસુ થઈ પડી રહે છે, પણ ખરી રીતે તો તેઓ એક દિવસ પણ આળસમાં ગાળતા નથી. તેમને એકલી ખેતીના જ ઉપર આધાર રાખી રહેવું પડે છે. તેમને બીજો આશરો નથી એટલે તેઓ તનતોડ મજુરી કરે છે, પણ તેનો બદલો તેમને નહિ જેવો જ મળે છે. ખેતી ઉપર મજુરોના ધોધથી બેકારી વધી નથી, પણ તેમની કમાણી ઘટી ગઇ છે. તેમની રહેણીકરણી ઉપર પણ આની ભારે અસર થઈ છે.

આવી દશામાં દા. રાયનું ઔષધ અસરકારક નીવડે એમ નથી. તેમના કહેવા પ્રમાણે ભુખે મરતા વર્ગને ધંધો મળે એ જ રેંટીઆનો મુખ્ય ઉદ્દેશ છે. તેમણે માની લીધું છે કે અહીંઆ કામ ધંધાનો અભાવ છે. પણ ખરી બીના તો એથી ઉલટી જ છે. તેઓ કામ કરે છે, તેમની નિર્ધનતાનું મૂળ રોજગારના અભાવનું નથી, પણ અત્યારના સંયોગોમાં તેમને મજુરીનો પુરતો બદલો મળતો નથી એ સ્થિતિ છે. પોતાની કમાણીમાં નજીવો જેવો વધારો કરવાને દિવસના બીજા વધારે કલાક કામ કરવાની આ ભુખે રીબાતા વર્ગને સૂચના કરવી એ તેમને તેમની અસહ્ય ગરીબાઇમાંથી ઉગારવાનો રસ્તો નથી. એ તો સમયને અનુકૂળ થઇ, માથે પડયું વેઠી લેવાની અને સતત ઉદ્યોગ, ઉત્સાહ અને ધીરજ વડે હાલના સંયોગોમાં બને તેટલું કરવાની સલાહ આપવા બરાબર છે.

## રેંટીઆનો પ્રચાર

૨. દા. રાયે એ પણ માની લીધું છે કે રેંટીઆનો ઉપયોગ દેશભરમાં કરી શકાય એમ છે. ખરી રીતે તો આના ઉપર જ તેમના આખા સિદ્ધાન્તનું ચક્ર ફરે છે. રેંટીઆનો પ્રચાર હિંદના કામદારવર્ગને મળતા નિવૃત્તિના સમયના ઉપર અવલંબે છે. પણ ઉપર બતાવ્યું તેમ આ અનુમાન જ ખોટું ઠરે છે, એટલે બીજું પણ એની મેળે જ તુટી જાય છે અને આખા સિદ્ધાન્તની પોકળતા બહાર પડે છે.

પણ દા. રાય જેવા પ્રખ્યાત અને પ્રખર વિજ્ઞાનશાસ્ત્રીના મુદ્દેમુદ્દા અને એકેએક દલીલની ધ્યાનપૂર્વક તપાસ થવી જોઇએ. ચર્ચાની ખાતર માની લઇએ કે આપણો ખેડુતવર્ગ ઘણો સમય રખડી ખાય છે. તેને કામધંધો મળી શકતો નથી એમ દા. રાય માને અને રેંટીઆનું ઔષધ સૂચવે છે. તેઓ માને છે આવી સ્થિતિમાં રેંટીઆનો પ્રચાર દેશભરમાં થઇ શકે. આ ધંધા વગરના લોકો આજીવિકાના આ સાધન ઉલટભેર વધાવી લેશે. પણ પોતાનો અનુભવ વર્ણવતા દા. રાયે જ આ બાબતનો વિરોધ કર્યો છે. ખુલનાના દુષ્કાળ અને ઉત્તર બંગાળાના જલપ્રલયની રામકહાણીએ વર્ણવતાં તેઓ જણાવે છે કે આ પ્રદેશના દુઃખી ખેડુતે અને તેમની સ્ત્રીઓએ તો તેમાંથી નીપજતા લાભોને લીધે રેંટીઆને ઇશ્વરના દૂતરૂપ જ માન્યો.

પણ આથી તો દા. રાયનો સિદ્ધાન્ત ખરો ઠરે છે. તેમના કહેવા પ્રમાણે તો ખુલના અને ઉત્તર બંગાળના દરેક ખેડુતની ઝુંપડીમાં રેંટીઆનું મધુર ગાન સંભળાવું જ જોઇએ. આ પ્રદેશ ઘણો વિશાળ છે. ત્યાંનો ખેડુત વર્ગ રેંટીઆની સાધના કરે એ ખાદીનો વિજય જ કહેવાય—પછી ભલે એનું આર્થિક પરિણામ ગમે તે આવે. પણ એ જ ભાષણના બીજા ભાગમાં દા. રાય રેંટીઆની લડતમાં મળેલી સખ્ત હાર માટે ફરિયાદ કરે

છે, અને તે માટે લોકોનો વાંક કાઢે છે. તેઓ જણાવે છે કે "એક વાતથી મને બહુ દુઃખ થાય છે. ખાદીને માટે મ્હોઢેથી વાતો ખુબ કરવામાં આવે છે, પણ દિવસે દિવસે રેંટીઆની અવગણના વધતી જાય છે, રેંટીઆના મધુર ગાનને બદલે બજાર અને પીઠાનો શોરબકોર સંભળાતો જાય છે." આવી ભાષામાં તેમણે આગળ પણ રેંટીઆની નિષ્ફળતાની વાતો કરી છે. તેમના આ વિરોધી ઉદ્ગારોનો શી રીતે મેળ ખાય ? જો આ વિશાળ પ્રદેશમાં રેંટીઆના પ્રચારને ફતેહ મળી હોત તો તો પછી આવા શોકના ઉદ્ગારની જરૂર જ ક્યાં રહે? પણ તેમનો વિજય ક્ષણિક હતો. દુઃખના દાવાનળમાં જ્યારે તેમને પેટ ભરવાના સાંસા પડતા ત્યારે તેમણે તેમના મિત્રો અને હિતૈષીઓનું કહ્યું માન્યું અને રેંટીઆના ગાનમાં ગરકાવ થયા. પણ તરત જ તેમણે આનો ત્યાગ કર્યો કારણ કે રેંટીઆથી તેમને કાંઇ ઝાઝો લાભ થયો નહિ. તે ઉપરાંત રેલને લીધે ખેતીનું કામકાજ બંધ પડયું, અને દુકાળની માઠી અસર પણ થઈ. પણ ધીમે ધીમે આળસુ થઇ પડેલા ખેડુતો આની અસર અદૃશ્ય થતાં પાછાં ખેતીના કામકાજમાં જોડાયાં. ખેતીમાં જોડાયા તે જોડાયા, પછી તેમને રેંટીઓ ફેરવવાનો સમય ક્યાંથી મળે ?—પછી તેનું ગાન ગમે તેટલું મધુર હોય. આખા દિવસની સખ્ત મજુરી પછી માણસને આનંદની જરૂર પડે છે. નીતિ અને સૌંદર્યની જેવીતેવી ભાવનાવાળા સાધારણ માણસને રેંટીઆનો સંદેશ સચોટ અસર કરતો નથી. નિર્દોષ અને ખર્ચાળ મોજમઝા માણી શકે એવી તેની સ્થિતિ નથી. એક માર્ગ તરફ તે વળે છે, અને શોરબકોરથી ગાજી રહેલાં પીઠાનો આશરો લે છે. થોડા વખત સુધી તો તે તેના દુઃખી જીવનને આમ વિસ્મરે છે."

## સ્ત્રીવર્ગની દશા

હવે સ્ત્રીવર્ગની સ્થિતિ વિચારીએ. સત્ય હકીકતથી વાકેફ માણસ ન જ કહે કે તેમને નકામો વખત મળે છે. આખો દિવસ ઘરનાં કામકાજમાં તેઓ ગુંથાયલાં રહે છે. તે ઉપરાંત ઢોરઢાંખરની બરદાસચાકરી પણ તેમને કરવાની, અને વળી ઘરના મરદવર્ગને તેમના કામધંધામાં અને તેટલી મદદ પણ કરવી પડે છે. એટલે આવી કાલ્પનિક સમાજસૃષ્ટિ રચવાથી આપણો ઉદ્ધાર નથી થવાનો, તે પંથે પડવાથી તો ઉલટી સ્થિતિ વધારે બગડશે.

આપણા ખેડુત વર્ગના ઉદ્ધારના માર્ગની સૂચના હું અહીંઆ ન જ કરું. આ લેખનો ઉદ્દેશ અમુક જાતના રાષ્ટ્રીય સિદ્ધાન્તની આર્થિક તપાસ કરવાનો છે, એટલે આ વિષયથી પર જઇને વિષયાંતરનો દોષ ન જ વ્હોરી લઉં.

દા. રાયના કહેવા પ્રમાણે વધારાના ઉદ્યોગ તરીકે રેંટીઆથી નિપજતા લાભો છેક નજીવા નથી. અલબત્ત, આખા દેશભરમાં એના એકસરખા પ્રચારના અસંભવથી આ ફાયદાની શક્યતામાં ઘણાને બહુ જ થોડો વિશ્વાસ પડશે. આના ઉપર કોઇ પણ જાતની ચર્ચા પ્રયોજન વગરની છે, કારણ કે જો દેશભરમાં રેંટીઆનો એકસરખો પ્રચાર ન થઇ શકે તો પ્રજાને મોટા આર્થિક લાભો ન જ થાય. પણ હિંદ આખાની પ્રજાને રેંટીઓ ફેરવવાનો સમય નથી, એટલે સાર્વત્રિક પ્રચારની આશા વ્યર્થ છે.

## નિષ્ફળતાનું કારણ

જો રેંટીઆથી આર્થિક લાભો નિપજતા જ હોય તો તેની સાધનાની સામે કોઇ પણ રીતનો વાંધો ઉઠાવી ન શકાય. જો પ્રજાને નકામો વખત મળે અને આમાં કમાણી કરવાનો માર્ગ તેને સુઝાડવામાં આવે તો તે તેનો ઉત્સાહભેર સ્વીકાર શા માટે ન કરે ! એ સમજી શકાતું નથી. એ વાત તો નક્કી છે કે ચારચાર વરસના સતત પ્રયાસ અને અવિરત ચળવળ પછી, ખાત્રીપૂર્ણ અને ઉત્સાહી કાર્યકર્તાઓના તનતોડ કાર્ય પછી પણ તેમની આખી લડત ભાંગી પડી છે.

દા. રાય એકલાએ જ નહિ પરંતુ ખાદીપ્રેમી ઘણા કાર્યકર્તાઓએ આ વાત કબુલ કરી છે. આમાં પ્રજાનો વાંક કહાડવો એ તદ્દન બેહુદું છે. તેઓની ગરીબાઈ દીવા જેવી સાફ જોઇ શકાય છે. તેઓને બની શકે તો કમાણી વધારવા તરફ ખાસ અણગમો નથી એ વાત પણ સાચી છે. તો પછી રેંટીઓ ફેરવીને તેનો લાભ તેઓ શા માટે લેતા નથી ? આ અર્થશાસ્ત્રમાં જ કંઇ ત્રુટીઓ હોવી જોઇએ. આપણા ખેડુત વર્ગને અર્થશાસ્ત્રનું જ્ઞાન નથી એટલે રેંટીઆના આર્થિક લાભાલાભનો વિચાર કરીને તેમણે તેને પડતો મૂક્યો છે એમ ન જ કહી શકાય, પણ સમાજના ઉત્પાદનના આર્થિક નિયમોને વશ થઇને તેમણે રેંટીઆનો ત્યાગ કર્યો છે. પ્રજા અજાણપણે આ નિયમોનું પાલન કરે છે, યંત્રના યુગમાં ગૃહઉદ્યોગના

કરી શકે એમ નથી, એટલે તેઓ તેમના કપડાંલત્તાં બજારમાંથી જ ખરીદવાના.

### કામદાર અને રેંટીઓ

અને હવે કામદાર વર્ગને માટે વિચાર કરીએ. તેમને વધારાની કમાણીનો માર્ગ બતાવવાની વાત તો નકામી જ છે. તેમના આગેવાનો કામદારને ગામડાંમાં પાછા ફરી રેંટીઓ લઇ બેસી જવાની સલાહ ભલે આપે. આ વિચિત્ર સલાહ જરા પણ વ્યવહારૂ નથી. આ લોકોએ પોતાનાં ગામ અને ઘરનો ત્યાગ મઝાની ખાતર કર્યો નથી. તેઓની નિરાધાર દશાને લઇને તેમને શહેરનો આસરો લેવાની ફરજ પડી છે. તેઓ હુન્નરઉદ્યોગનો લાભ લેવાને શહેરમાં વસવાનો નિશ્ચય કરીને આવ્યા છે. અને દિવસે દિવસે તેમની સંખ્યા પણ વધતી જશે. પ્રજાનો આ વર્ગ પણ પોતાનાં કપડાંલત્તાં બજારમાંથી જ ખરીદ કરશે, એટલે હવે એકલો ખેડુત વર્ગ જ રહ્યો. અને તે પણ આર્થિક દૃષ્ટિએ આખો સંગઠિત વર્ગ નથી. તે જુદા જુદા અનેક ભાગોમાં વહેંચાયલો છે. આ ખેડુત વર્ગનો મોટો ભાગ માત્ર મજુરી જ કરી પોતાનો જીવનનિર્વાહ કરે છે. ઉપર બતાવવામાં આવ્યું છે કે આ વર્ગ પણ ખાદીકામનો વધુ બોજો સહન કરી શકે એમ નથી. તેમનો સ્ત્રી વર્ગ કાંતીને થોડું ઘણું સુતર પેદા કરે, પણ કાપડની જરૂરીઆત માટે તો તેમને બજારનો જ આશરો લેવો પડશે. જે થોડું ઘણું સુતર કંતાશે તે માંગ્યા મૂલે વણકરને વેચવું પડશે, કારણ કે બજારમાં મીલનું સોંઘું કાપડ હમેશાં મળતું જ રહેશે.

સાધારણ રીતે વણકર વેચવાને માટે જ કાપડ પેદા કરશે, કારણ કે ઉપર જણાવ્યું તે પ્રમાણે પ્રજાનો મોટો ભાગ તે કાપડ ખરીદશે એટલે તે સ્વાભાવિક રીતે જ સસ્તામાં સસ્તું સુતર ખરીદશે. ગામડાની સ્ત્રીએ કાંતેલું થોડુંઘણું સુતર પણ વેપારની વસ્તુ થશે, કારણ કે તેને માટે પણ હરીફાઇ થશે.

### ખાદી અને વેપાર

હવે દા. રાય એમ પણ જણાવે છે કે એવો પણ એક સમય હતો કે જ્યારે દરેક ગામડું પોતાની કાપડ વગેરે બધી જરૂરીઆતો જાતે જ પેદા કરી લેતું હતું. હિંદમાં જ નહિ પણ દુનિયાભરમાં એવો એક જમાનો હતો કે જ્યારે ગામનો દરેક માણસ સમાજની જરૂરીઆતો પૂરી પાડવા કંઇક પેદા કરતો. પણ એ જમાનો તો હવે વહી ગયો છે. શ્રમવિભાગથી ઉત્પાદનના સાધનમાં વિકાસ જ થતો રહ્યો છે, એટલે એવો પણ સમય આવ્યો કે જ્યારે કામદારના એક વર્ગે ગામડાની જરૂરીઆત કરતાં વધારે માલ પેદા કરવા માંડયો. એટલે બીજી વસ્તુની સાથે એની આપલે કરવી પડી અને વેપારનો ઉદય થયો. ગામડાંએ પણ પોતાના જ ઉપર આધાર રાખવાનું છોડી દીધું, અને વેચવાને માટે જ વસ્તુની પેદાશ શરૂ થઇ. આવી સ્થિતિમાં ખાદીને વેપારથી કેવી રીતે મુક્ત રાખી શકાય ? એટલે ખાદીની પેદાશ પણ આપલેના ધોરણ પર જ થવી જોઈએ. જો હરીફાઇમાં ખાદી ટકી ન શકે તો એ ચળવળ ફતેહમંદ થવાનો સંભવ નથી. ખાદી હરીફાઇમાં ટકી ન જ શકે એ બતાવવાની જરૂર નથી. એ વાત દા. રાય પણ કબુલ કરે છે. તેઓ સ્વીકારે છે કે નવાં નવાં સાધનસંપન્ન કારખાનામાં બનતા માલના મોટા જથ્થા સાથે કિંમતમાં તે હરીફાઇ કરી શકવાની નહિ એવો જ સંભવ છે. અમુક સંયોગોમાં જરા પણ હરીફાઈ સિવાય ખાદી અથવા તો બીજી કોઇ પણ વસ્તુ સમાજને માટે પેદા કરી શકાય એવો જે દા. રાયનો સિદ્ધાન્ત છે તે આર્થિક દૃષ્ટિએ તદ્દન ખોટો ઠરે છે.

### દેશાભિમાનને હાકલ

પણ દા. રાયની પાસે તો અવનવાં સાધનો છે. તેઓ તેમના મુદ્દાદલીલોની આર્થિક નિર્બળતા વિસારે મુકતા નથી. તેઓ છેવટે દેશદાઝની હાકલ કરે છે. ડગમગતી આર્થિક ઇમારત છોડીને તેઓ લાગણીના જોખમભર્યા પ્રદેશમાં વિહાર કરે છે. તેઓ આત્મભોગને માટે પ્રજાને પોકાર કરે છે. તેઓ માને છે કે અમુક વખતને માટે વધુ કિંમત ભરીને હિંદનો પ્રજાવર્ગ દેશ માટે આપભોગ આપી શકે એવી સ્થિતિમાં છે.

એકેએક મુદ્દાદલીલ પછી જ તેઓ દેશપ્રેમની વાત કરે છે. " ગૃહઉદ્યોગને ઉત્તેજન આપવાને માટે અમુક વખત સુધી વધારે કિંમત સ્થાપવાની વાત હિંદની દેશાભિમાની પ્રજાને માટે વધારે પડતી ન જ કહી શકાય. " આપણો પ્રજાવર્ગ આવા ભોગ આપવાને પણ અશક્તિમાન છે એટલે તેમની હાકલ નિરર્થક જવાના ભયથી તેઓ ' શિક્ષિતવર્ગ ' ને ઉત્સાહભેર અરજ કરે છેઃ " હું આ શબ્દો લાખો માટેના પ્રેમને લઇને જ ઉચ્ચારું છું. જો તમે, દેશનો શિક્ષિત વર્ગ,

પરદેશી "કાપડનો ત્યાગ કરો તો આપણા લાખો ગરીબોને રોટલાનો ટુકડો મળશે, સૌ તમારું અનુકરણ કરશે, અને નવો યુગ મંડાશે, વગેરે વગેરે."

અર્થશાસ્ત્રના વિશાળ ક્ષેત્રમાં આ દાખલાનું મહત્વ જેવું તેવું નથી. તેની ગંભીરતા દા. રાય જાણે છે કે નહિ તેની મને ખબર નથી. હું આ બાબતનો આ. લેખમાં વિચાર કરવાનો નથી.

## પ્રજાની અશક્તિ

અને હવે આપભોગનો સવાલ હાથ ધરીએ. રાષ્ટ્રવાદીઓને આ શબ્દ એટલો બધો પ્રિય થઇ પડયો છે કે એના ઉપર એક બે શબ્દ કહ્યા વગર ચાલે એમ નથી. એ પણ દા. રાયની એક વધુ દલીલ છે. પ્રજાની ઉચ્ચ લાગણીનો આર્થિક લાભો માટે આવી રીતે ઉપયોગ કરવો એ તેના ઉપર અત્યાચાર કરવા બરાબર છે. પણ દા. રાયનો સિદ્ધાન્ત ખાસ કરીને આર્થિક છે એટલે મારે તેની આર્થિક દૃષ્ટિએ જ તપાસ કરવી જોઇએ.

શિક્ષિત વર્ગના ઉપર આપભોગની ઝાઝી આર્થિક અસર ન થાય, તેઓ દેશને માટે ભોગ આપી શકે એમ છે એટલે દા. રાય ભલે તેમને સ્વદેશની લાગણીથી ઉશ્કેરે. પણ આપણા કામદાર વર્ગ, અને માસિક બીસેકની કમાણી કરી જેમતેમ જીવનનિર્વાહ કરનારા આપણા મધ્યમ વર્ગને માટે આમ કહી શકાય નહિ. પ્રજાના ૮૦ ટકા જેટલા વર્ગને આપભોગ બોજારૂપ છે. આપભોગની વૃત્તિ છતાં તેઓ આ બોજો સહન કરી શકે એવી તેમની સ્થિતિ નથી. દા. રાયના જ આંકડા લઇને હું આ વાત પુરવાર કરી બતાવીશ. હિંદુસ્તાનમાં વાર્ષિક આવક રૂ. ૩૦ ની ગણાય છે, અને જ્યારે અસમાન વહેંચણીનો વિચાર કરવામાં આવે ત્યારે હિંદની વસ્તીના ૬૦ ટકા જેટલા ભાગની આવક આથી પણ ઘણી ઓછી થવા જાય છે. છતાં પણ રૂ. ૩૦થી આપણે આપણું કામ ચલાવીએ. હિંદુસ્તાનમાં દર વરસે દર માણસ દીઠ સરેરાશ ૧૩ વાર જેટલા કાપડનો વપરાશ ગણવામાં આવ્યો છે. કોઇ પણ કહી ન શકે કે આપણી પ્રજાનો મોટો ભાગ પુરતાં કપડાં પહેરે છે. કેટલાક તો અર્ધનગ્ન દશામાં ફરે છે. ઇચ્છાપૂર્વક તેઓ આમ ફરતા હશે ! ૧૩ વાર કરતાં વધારે કાપડ તેઓ વાપરતા નથી કારણ કે તેવી તેમની શક્તિ નથી. આનો અર્થ એ થાય કે રૂ. ૩૦ નો અમુક ભાગ કપડાં પાછળ ખર્ચાય છે. જો ૧૩ વારનું પ્રમાણ ચાલુ રાખવામાં આવે તો આ રકમમાં કોઇ પણ જાતનો ઘટાડો થઇ શકે એમ નથી. જ્યાં કુલ્લે રૂ. ૩૦ મળે અને તે જ પુરતા ન હોય ત્યાં દરેક જરૂરીઆત પાછળ ખર્ચાતાં નાણાં કેવીરીતે પુરતાં હોય ? તેમાં કેમે કરીને ઘટાડો થઇ શકે એમ નથી. કોઇ પણ સાધારણ હિંદીના ખર્ચમાં સહેલાઇથી કાપકૂપ થઇ શકે એમ નથી. આવી સ્થિતિમાં કોઇ કારણસર કાપડ પાછળ વધારે ખર્ચ થાય તો તે નાણાં ભરી શકાય એવી સ્થિતિ જ નથી. અને આનાથી આપભોગના પ્રશ્નનો નિકાલ આવી જશે. માણસ પોતાના કપડાં માટે અમુક રકમ ખર્ચી શકે. આ રકમનું પ્રમાણ તેની કમાણી ઉપર આધાર રાખે છે. જો કોઇ કારણસર કાપડનું ખર્ચ વધી જાય તો તે ભરી શકે એવી તેની સ્થિતિ નથી. આ કંઇ ઇચ્છાનો સવાલ નથી, એ તો શક્તિના ઉપર આધાર રાખે છે. દેશમાં બનેલું કાપડ મોંઘું છે અને તે ખરીદી શકાય એટલાં નાણાં નથી, જ્યારે પાડોશમાં જ ઓછી કિંમતે કાપડ ખરીદી શકાય એમ છે તો પણ તે ન ખરીદતાં નાગા ફરવાની આશા વ્યર્થ છે. એટલે દેશને ખાતર કાપડની વધુ કિંમત આપી વધુ બોજો સહન કરી લેવાની વાત અર્થ વગરની છે, કારણ કે એ દેશના મોટા વર્ગની શક્તિની બહાર છે—અસાધ્યને સાધવાનો નકામો પ્રયત્ન છે.

દા. રાયના દરેક અનુમાનની પોકળતા સિદ્ધ થઇ ચુકી છે. તેમાના એકેમાં સત્યનો અંશ નથી, એટલે વિના સંકોચે તેમના સિદ્ધાન્તને કોરે મુકી શકાય એમ છે. પણ મેં ઉપર કહ્યું તે પ્રમાણે હું દા. રાયની બાકી દલીલોનો સંપૂર્ણ વિચાર કરવા માગું છું.

રાષ્ટ્રની ઉત્પાદનશક્તિ સતેજ થવાથી દેશની સંપત્તિ વધે છે. એટલે હવે દા. રાયને રેંટીઆથી દેશના ધનમાં થતો વધારો સાબીત કરવાનો રહ્યો. સ્પર્ધા અથવા હરીફાઈનો ડુંગર વટાવવાને તેમણે રેંટીઆને દિનચર્યાના એક અંગ સમાન ગણી લીધો છે. તેઓ ઉલ્લાસભેર કહે છે કે ખાદી બજારમાં વેચાણને માટે ઉત્પન્ન ન કરો, આપણને માટે ઉત્પન્ન ન કરો, અને હરીફાઈનો હાઉ અદૃશ્ય થઈ જશે. આમ બોલવું ઘણું સહેલું છે, પણ એનો અમલ કઠણ છે. જો દા. રાયની સલાહ અનુસાર વર્તન થાય તો દરેક ગામડીઆએ પોતાનાં કપડાંલત્તાં જાતે જ ઉત્પન્ન કરવાં જોઈએ. તેણે એક તસુ પણ કાપડ ખરીદવું જોઈએ નહિ. રાષ્ટ્રના આર્થિક જીવન ઉપર આ યોજનાથી શી અસર થાય?

## નવી યોજનાની અસર

જ્યારે દરેક ગામડું પોતાની જરૂરીઆત પુરતું કાપડ પેદા કરી લે, એટલે તે બહારથી કાપડ ખરીદવું બંધ કરશે. એટલે કે આનાથી દેશના ધનમાં લેશમાત્ર વધારો થશે નહિ, ફક્ત ઉત્પાદનની એક પદ્ધતિનો ત્યાગ કરીને બીજીનો સ્વીકાર કરશે. આ પદ્ધતિને પસંદ કરવાથી થોડા સમયમાં અને ઓછી મજૂરી વડે વધારે ઉપજ થતી નથી અને આનો સાર્વત્રિક સ્વીકાર થાય તો પણ દેશની કુલ ઉત્પાદનશક્તિમાં વધારો થતો નથી. અને અહીંઆ જ પરદેશી કાપડનો સવાલ ખડો થાય છે.

## રેંટીઓ અને પરદેશી કાપડ

આખા હિંદમાં જે કાપડ વપરાય છે તેમાંનો મોટો ભાગ પરદેશથી આયાત કરવામાં આવે છે. છતાં દેશના બીજા ભાગોમાં જે કાપડ પેદા કરવામાં આવે છે તેનો ગામડાનાં હાથવણાટ અને હાથકંતામણના ઉદ્યોગથી સમૂળગો નાશ થતો નથી. તે ઉપરાંત એ પણ ન ભુલવું જોઈએ કે (૧) હિંદની કુલ જરૂરીઆતનું ૫૦ ટકા જેટલું જ કાપડ પરદેશથી આયાત કરવામાં આવે છે, અને બાકીનું ૫૦ ટકા તો દેશમાં જ પેદા થાય છે, તેથી ગામડાંમાં ગૃહઉદ્યોગના પ્રચારથી બન્ને ભાગોને પીડા પહોંચશે. (૨)આયાતમાં ઘટાડો થવાથી પ્રમાણમાં દેશની નિકાસ પણ ઓછી થશે. (૩) ખેતીની ઉપજના ભાવો ગગડી જશે. અને (૪) દરરોજની બે કલાકની મજૂરીથી આવકમાં જે વધારો થશે તેનું પુરેપુરું વળતર દેશના મુખ્ય ઉદ્યોગ ખેતીની ઉપજની કિંમતમાં ઘટાડો થવાથી મળી રહેશે.

## રેંટીઆની પોકળતા

એટલે દરરોજ રેંટીઓ ફેરવવાથી દેશની ઉત્પાદનશક્તિમાં કશો વધારો થતો નથી. તે ઉપરાંત ગામડીઆઓના બચાવના સાધન તરીકે પણ એ મદદરૂપ નથી નીવડતો. એનાથી દેશની ઉત્પાદનશક્તિમાં વધારો થતો નથી એટલે તેની સંપત્તિમાં એ કેવી રીતે ઉમેરો કરી શકે? ખેતીના ધંધાને કોઇ પણ જાતનું નુકસાન કર્યા સિવાય જો ખેડુત તેના નિવૃત્તિના સમયમાં કાંતે તો જે નાણાં તે આજે કપડાંલત્તાં પાછળ ખર્ચે છે તેનો બચાવ થાય ખરો. પણ ઉપર બતાવ્યું તે પ્રમાણે આ ઉમેરો જેટલી ખોટ પણ થઇ રહેવાની, અને વ્યક્તિની કે દેશની આવકમાં કોઇ પણ જાતનો વધારો થવાનો નહિ. કાપડની પેદાશ તો પોતાના ઉપયોગને માટે જ થવાની, વેચવા માટે નહિ. આમાં નફો મળવાનો નહિ, અને દેશની ઉન્નતિની નિશાનીરૂપ ધનસંચય પણ નહિ થવાનો.

## વણાટનું શું?

દા. રાયની માન્યતા છે કે કાપડની આયાત બંધ કરીને દર વર્ષે ૬૦ કરોડ રૂપીઆ બચાવી શકાય. આના ઉપરથી એટલું તો દેખીતું છે કે પરદેશી કાપડના બહિષ્કારની સફળતા તેઓ સ્વીકારી લે છે. આ બહિષ્કાર પાર ઉતારવાને સુતર એકલાની પેદાશ બસ નથી. આ સુતર વણાઇને કાપડ તૈયાર થવું જોઇએ. દરરોજ રેંટીઆ ઉપર જે સુતર કંતાય તે વણકરને વેચવુ પડશે, કારણ કે દા. રાયે આપેલા વધારાના બે કલાકમાં કાંતવાનું અને વણાટનું કામ પાર ઉતારવાનું બની શકશે નહિ. જો દરેક કુટુંબ વણવાનું કામ પણ જાતે જ કરી લેતા હાં તો તેને હદ ઉપરાંત શરીરને કસવુ પડશે અથવા તો પોતાના મુખ્ય ધંધા તરફ ધ્યાન ઓછું કરવું પડશે. આવી જાતની બેહુદી કરકસર બોજારૂપ થઈ પડશે. વણકરને સુતર વેચવાનો કંઇ અર્થ નથી, કારણ કે તેમ કરવાથી જાતે જ કાપડ પેદા કરવાનો સિદ્ધાન્ત પળાતો નથી, અને સંપત્તિની સમાન વહેંચણીનો સવાલ પણ એની મેળે જ ઉડી જાય છે. વસ્તુની આપલેથી વેપારી તો રહેવાના જ, અને તેમને નફો પણ મળવો જોઇએ. પણ આ નફો પરદેશી મીલોના કરતાં અહીંના વણકર અને વેપારીને મળે એ વધારે ઇચ્છવાજોગ નથી? દા. રાય તો મીલોની સામે જ ઉખડ્યા છે, પછી તે મીલો આપણા દેશની હોય કે પરદેશની.

આ નિર્દોષ દેખાતા વેપારીઓ જ ઉછરતા મૂડીદારો છે, કે જેઓ મરણતોલ વણકરોના હાડમાંસના ઉપર મોટા બુંગળાવાળાં જબરજસ્ત કારખાનાંઓ ઉભાં કરે છે.

### ખોટો ભ્રમ

હાથવણાટનો પુનરોદ્ધાર રેંટીઆના સુતર ઉપર જ આધાર રાખતો નથી. સુતરના અભાવે આ ઉદ્યોગનો નાશ થયો નથી. મોટા જથામાં સુતર હંમેશાં વેચાતું મળી શકે છે છતાં પણ વણકરોએ આ ધંધાનો ત્યાગ કર્યો, કારણ કે એમાં તેમની કમાણી ઘટી ગઇ. કારખાનાની સામે તેઓ ટકી શકયા નહિ. ગામડાંના વણકરે ગામમાં જ કંતાયલું સુતર ખરીદ કરવાનું બંધ કર્યું. એટલે આવા સંજોગોમાં રેંટીઆના સુતરની ખરીદી કે વેચાણ થવાનું નહિ અને ૬૦ કરોડનો વધારો તો એક ભ્રમ માત્ર રહી જવાનો.

### હિંદનો રૂનો ઉદ્યોગ

હિંદના ખીલતા રૂના ઉદ્યોગનો આપણા અંગ્રેજ રાજકર્તાઓએ જે બુદ્ધિપૂર્વક નાશ કર્યો છે તેને માટે અહીંઆ બે બોલ કહેવા ઉચિત જ છે. એના ઉપર તો ઘણુંએ કહેવાયું અને લખાયું છે. ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના સ્વચ્છંદી પગલાં માટે આકરા શબ્દો જેટલા વાપરીએ તેટલા થોડા છે. એક સૈકા કરતાં પણ વધારે સમય થયાં આપણા આર્થિક જીવન ઉપર આની ઘણી જ માઠી અસર થયેલી છે. પણ આપણા ઇતિહાસના આ કરૂણ-રસપૂર્ણ પ્રકરણનો સંપૂર્ણ અભ્યાસ થયો નથી. આપણા જે જે ઇતિહાસકારો અને અર્થશાસ્ત્રીઓએ આના ઉપર જે કંઇ લખ્યું છે તેમાં દેશાભક્તિની ઉંડી છાપ જણાઇ છે. તેઓ નિષ્પક્ષપાત દષ્ટિએ આ વિષયને ચર્ચી શકયા નથી. અંગ્રેજોએ ભારતમાં પોતાની સત્તા જમાવી તે પહેલાં ત્યાં ગૃહઉદ્યોગ હતો, તે સત્યનો ઉલ્લેખ ખાદીના ચુસ્ત હિમાયતીઓ તેના પુનરૂદ્ધારના એક સબળ કારણ તરીકે કરે છે. ગૃહઉદ્યોગને સજીવન કરવા માટેની

### નાશ કેમ થયો?

આ દલીલોની દિવાલ દા. રાયે એક ખીના ઉપર જ ચણી છે. તેમણે માની લીધું છે કે જો અંગ્રેજોએ મારીમચડીને આપણા રૂના ઉદ્યોગનો નાશ કર્યો ન હોત તો તે હંમેશની માફક ખીલતો જ જાત. આપણા ઇતિહાસકારો અને અર્થશાસ્ત્રીઓની માફક તેઓ પણ માનતા જણાય છે કે આપણો વણાટઉદ્યોગ પરદેશી કાપડના ધસારાની સામે ટક્કર ઝીલી ન શકવાથી નાશ પામ્યો નથી, પણ તેને બળાત્કાર અને અન્યાયથી મરણતોલ કરી મૂકયો છે. શરૂઆતમાં ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના અમલદારોએ હિંદના વણકર વર્ગ ઉપર જે ત્રાસ ગુજાર્યો હતો તે જગજાહેર છે. પણ ઇતિહાસ સાક્ષી પુરે છે કે આવી જંગલી રીતિનીતિથી કોઇ પણ ઉદ્યોગનું દેશભરમાંથી નિકંદન કાઢી શકાતું નથી. દા. રાયે જે વિગતો રજુ કરી છે તેના ઉપરથી સિદ્ધ થાય છે કે ઇસ્વી સન ૧૮૧૪ માં, જ્યારે આ જંગલી રીતિનીતિનો ત્યાગ થયો હતો, ત્યારે પણ રૂનો ઉદ્યોગ સારી સ્થિતિમાં હતો. ત્યાર પછી પણ એ ખીલતો જ રહ્યો, પણ આ બધા વખત દરમ્યાન એની કલા ધીમે ધીમે નમતી જતી હતી. તેથી આ ઉદ્યોગનો મારીમચડીને નાશ કર્યો એ હકીકતનું સત્ય સંપૂર્ણપણે સ્વીકારી ન જ શકાય. એના નાશનું એક કારણ એ પણ હતું કે એ આપણું કાપડ સોંઘા મૂલના પરદેશી કાપડ સામે ટકી શકયું નહિ. આમ આ લડત ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના નોકરો અને હિંદના વણકરો વચ્ચેની ન હતી, પણ એ તો "જુના" અને "નવા"નો, હાથશાળ અને યાંત્રિક શાળાનો ઇતિહાસપ્રસિદ્ધ વિગ્રહ હતો. પ્રકૃતિ ઉપર વિજય મેળવ્યો, સતત પ્રયાસો વડે દ્રવ્ય ઉપાર્જનના સાધનોમાં પ્રગતિ કરી કે તરત જ અર્થશાસ્ત્રના અનિવાર્ય નિયમે પુરાણા ગૃહઉદ્યોગને મરણ ફટકો લગાવ્યો. જુની ઢબના સાધનો નવા યંત્રબળ સામે ટકી શકે જ નહિ.

### રેંટીઓ અને યંત્ર

(૧) પહેલાં તો આર્થિક દૃષ્ટિએ રેંટીઓ અને હાથવણાટ યંત્રના ઉપર વિજય મેળવે એ વાત તદ્દન અસંભવિત છે.

(૨) તે ઉપરાંત ગૃહઉદ્યોગ પોતાની જાહોજલાલીના સમયમાં પણ ઉછરતા સાંચાકામની સાથે બાથ ભીડી ન શક્યો, તો હવે યંત્રવાદના યુગમાં તેના ઉપર વિજયની આશા વ્યર્થ છે. ગૃહઉદ્યોગ મૃતઃપ્રાય થયો છે અને તેનો શત્રુ ઘણો જ બળવાન છે.

### એક જ માર્ગ

**પરદેશી કાપડથી થતી પાયમાલીમાંથી ઉગરવાનો એક જ માર્ગ છે, અને તે સાંચાકામને વધારવાનો છે. પણ દા. રાય અને તેમના વિચારવાળાને આ માર્ગ અસ્વીકાર્ય છે. તેઓ તો મૃગજળની જ પુંઠ પકડવાના!**

### આર્થિક વિકાસક્રમ

આર્થિક વિકાસક્રમનો નિયમ જ છે કે સમાજની સાધારણ પ્રગતિમાં ઉત્પાદનના જુના પુરાણા સાધનોનો નાશ થવાનો અને તેની જગ્યાએ નવા અને વધારે સારા સાધનોનો ઉપયોગ થવાનો. હિંદુસ્થાનને જે ગંભીર નુકશાન કરવામાં આવ્યું છે તે એ કે તેને તેના ગૃહઉદ્યોગનો નાશ કરનારા નવા સાધનથી વિમુખ રાખવામાં આવ્યું છે. આપણી ગામડાની પ્રજાના અસંખ્ય દુઃખો, તેમના અનેક નિસાસા ખાસ કરીને આને જ આભારી છે. એમ કહેવામાં આવે છે કે જો હિંદ સ્વતંત્ર હોત, જો પરદેશી રાજસત્તાનું દુર્દૈવ હિંદ માટે ન હોત, તો તેના આર્થિક જીવન ઉપર થતા હુમલા તેણે પાછા વાળ્યા હોત. જરૂર તેણે પાછા વાળ્યા હોત! પણ તે કેવી રીતે? રાષ્ટ્રીય સરકારની સત્તા દેશના રેંટીઆમાં યાંત્રિક ત્રાકોની શક્તિ નથી આવી જતી અને તકલાદી હાથશાળોમાં યંત્રશાળાની સામે ઉભા રહેવાનું બળ આવી જવાનું ન હતું. દેશની સરકાર તો પરદેશના હુમલા સામે પ્રજાના આર્થિક હિતનું રક્ષણ કરવાને અને ઉત્પાદનના નવામાં નવાં સાધનો વડે સજ્જ થવાને તેને મદદ માત્ર જ કરી શકે. પોતાના ઉપયોગને માટે માલ જાતે જ પેદા કરવાનો જુનો જમાનો આપણે ક્યારનોએ વટાવી ગયા છીએ અને સેંકડો વર્ષે જ્યારે અજાણતો માલ આપણા ઉપર શરૂ થયો ત્યારે આપણા કેના ઉદ્યોગે તો પ્રમાણમાં ઘણી સારી પ્રગતિ કરી હતી—થોડા સમયમાં જ સાંચાકામનો પણ ઉપયોગ શરૂ થયો હતો. હિંદુસ્તાનના આર્થિક વિકાસના સરળ માર્ગમાં વિદેશી રાજ્યસત્તાએ અનેક રોડાં ન નાખી દીધા હોત તો અત્યાર પહેલાં હિંદમાં તેને યોગ્ય યંત્રવાદની સ્થાપના થઇ ચુકી હોત—અલબત્ત, કેટલાએ આશીર્વાદ અને ઉના નિસાસા પણ સાથે હોત!

### વિકાસક્રમમાં અનિવાર્ય દશા

ઘણી વખત ઉગ્ર સ્વદેશાભિમાનથી દૃષ્ટિમર્યાદા ટૂંકી થઇ જાય છે. બ્રિટનના યંત્રબળથી આપણા ગૃહઉદ્યોગનો નાશ થયો તેને માટે આપણે ખુબ રોષે ભરાઇએ છીએ, પણ આપણે વિચાર સરખો નથી કરતા કે ખુદ બ્રિટનમાં આવા નાશ સિવાય બીજું શું પરિણામ આવ્યું છે? ઔદ્યોગિક વિપ્લવના શરૂઆતના વર્ષોમાં અંગ્રેજ વણકરોને પડેલા દુઃખોની કરુણ કહાણી હૃદયને ઓછાં હલમલાવતી નથી. અને એવી જ દશા જર્મનીમાં પણ હતી, જે દશાનું આલેખન ગેહાર્ટ હૉપ્ટમેન (Gerhart Hauptmann) નામના મહાન્ લેખકે પોતાના "વણકર" (The Weavers) નામના પ્રખ્યાત નાટકમાં કર્યું છે. હિંદની આર્થિક પુનર્ઘટનાનો ઉત્સુક દરેક હિંદી ઇંગ્લાંડનાં ગામડાં અને ગૃહઉદ્યોગના નાશનો ઇતિહાસ વાંચી સહેલાઇથી ધડો લઇ શકે. આ નાશને લઇને ઇંગ્લાંડમાં "લુડીઝમ" અને "ચાર્ટિઝમ" (Luddism and Chartism) નો જન્મ થયો હતો. આ બન્ને ચળવળ, અને ખાદી અને અસહકારની ચળવળમાં ખુબ સમાનતા જોવામાં આવે છે. અંગ્રેજો વચ્ચે પડ્યા ન હોત, અને હિંદના જ યંત્રબળ વડે તેના ગૃહઉદ્યોગનો નાશ થાત, અને જરૂર થાત તો તેનાથી દા. રાયને સુખચેન મળત એમ હું માનતો નથી. પણ તેમ જો થવા પામત તો હિંદના મિલમાલિક અને મજુર અથવા કામદાર વર્ગ બન્નેને સુખી થવાનો અવકાશ રહેત. આપણા મીલદારો વધારે સુખી હોત તે બતાવવાની તો જરૂર જ નથી. આપણો કામદાર વર્ગ પ્રમાણમાં સુખી હોત, કારણ કે ત્યારે તેઓને ખેતીમાં જ પડવાની ફરજ ન પડત. તેઓ સુખી હોત એટલે કે યુરોપ અને ખાસ કરીને બ્રિટનના કામદાર વર્ગના જેવો હોત. અને એ તો નિર્વિવાદ છે કે આખો દેશ વધારે અર્થનિવાન હોત, કારણ ત્યારે તેની ઉત્પાદનશક્તિમાં પણ વધારો થાત. કામદાર વર્ગનું આર્થિક જીવન પણ વધારે સારું અને ઉન્નતર થાત. રેંટીઆના

ઉપર આઠ કલાકના સતત કામ પછી એ આનાની કમાણી ત્યારે સુંદર કહેવાઇ ન હોત !

### બીજા વાંધાઓ

રેંટીઆની જરૂરીઆત અને ખાદીની સફળતાની સામે બીજા અસંખ્ય વાંધાઓ રજુ કરી શકાય એમ છે. પણ દા. રાય તેમને આસ્તેથી વગર વિચાર્યે ઉડાવી મૂકે છે એટલે હું તેમના સિદ્ધાન્તનું બીજું સ્વરૂપ —તેની પોકળતા બતાવવાનો જ પ્રયત્ન કરીશ.

### મુરાદ બર આવે ?

રેંટીઆના સાર્વત્રિક સ્વીકારથી પણ દેશના ધનમાં વધારો થતો નથી એ તો બતાવવામાં આવ્યું છે, એટલે સંપત્તિના વધારાનો સવાલ તો કોરે જ રહેવાનો. આવા સંજોગોમાં દા. રાયના "સમાન વહેંચણી"ના સિદ્ધાન્ત ઉપર ચર્ચાની કશી જરૂર રહેતી નથી. છતાં પણ હું તેની તપાસ કરીશ, તેમની દલીલોને યોગ્ય ન્યાય આપવાનો યત્ન કરીશ.

દા. રાયના આખા સિદ્ધાન્તનો મુખ્ય આધાર એક જ વસ્તુના ઉપર છે. તેઓ માને છે કે રેંટીઓ એટલે દેશનું ધન વધારવાનો સહેલો અને સચોટ ઉપાય, સંપત્તિની સમાન વહેંચણીનો સાફ અને સીધો રસ્તો! આ જ તેમના સિદ્ધાન્તનું તત્ત્વ! થોડા મૂડીદારોના હાથમાં ધનસંચય થવાથી પ્રજામાં બેદિલી વધવાનો તેમને ભય રહે છે. આ ભયપ્રદ અંધકારમાંથી ઉગરવાને તેઓ રેંટીઆનો મંત્ર પઢાવે છે. આપણે માની લઈએ કે ગૃહઉદ્યોગને સજીવન કરી શકાય, તો પણ તેનાથી ધનસંચયનો અટકાવ કેવી રીતે થઈ શકે તે સમજવું મુશ્કેલ છે. એ તો સિદ્ધ થયું છે કે "વેપારની સંસ્થા" અનિવાર્ય છે. એ પણ પુરવાર કર્યું છે કે દરેક વસ્તુની માફક ખાદીનું પણ વેચાણ અને ખરીદી થવાનાં. વસ્તુઓની આપલેથી વેપાર શરૂ થવાનો, અને વેપાર શરૂ થયો એટલે દેશમાં થાપણ એકઠી થવાની એમ દા. રાયે પણ ભૂલેચૂકે કબુલ કરી દીધું છે.

### હિંદનું પ્રાચીન ગૌરવ

ગૃહઉદ્યોગવાળા પ્રાચીન ભારતની કીર્તિનાં ગુણગાન કરતાં દા. રાય કહે છે કે "હિંદની સંપૂર્ણ જાહોજલાલીના જમાનામાં, રૂપા અને સોનાની ખાણ વગર, વરસોનાં વરસો સુધી દિલ્હીમાં સોના અને રૂપાનો અવિરત ઝરો વહ્યાં કરતો. સોનારૂપાની આ રેલમછેલનાં મુખ્ય ત્રણ કારણો હતાં. (૧) તેમાં એક તો આપણા ઉપર આધાર રાખનાર રક્ષિત રાજ્યો ધનાઢય હતાં. (૨) દુનિયાભરમાં સન્માન પામેલા ભારતના હુન્નર ઉદ્યોગો માટે, અને તેની ખેતી માટે પ્રજાએ ઉઠાવેલી જાતમહેનત પણ આમાં કારણભૂત છે. (૩) તે ઉપરાંત રાજ્ય તરફથી વેપારીને ખુબ રક્ષણ અપાતું હતું."

### ધનવૈભવનો ખરો સૂણ

દા. રાયમાં શાહીવાદની ભાવનાનો અંશ છે છે એવો હું સ્વપ્ને પણ ખ્યાલ ન કરૂં. પણ તેમણે જે ગુણગાન કર્યાં છે તેના ઉપરથી એવો શક થાય ખરો. પરદેશી મુસાફરને આંજી નાંખનાર ઇતિહાસકારના અખૂટ ભંડારરૂપ દિલ્હી અને બીજા નગરનાં ગૌરવ અને પ્રતિભા ક્યાંથી આવ્યાં ? આ નગર બાંધવામાં નાણાં પાણી માફક ખર્ચાયાં, તે કોણે આપ્યાં ? કોઈ જાદુગરે કે મોજમઝામાં ચકચૂર બનેલા પ્રજાવર્ગે આ ધન પેદા કર્યું નથી. દેશ આખાનું ધન દરેક દિવસે થોડા અને થોડા મૂડીદારની તિજોરીમાં જમા થયેલું, અને આખરે આ ભવ્ય મહાલયો, અપૂર્વ મસજીદો અને સુંદર મંદિરો ચણાવલાં. દા. રાયના કહેવા પરથી આ સાબીત થાય છે. આ બધી ઇમારત અને નગરના દમામમાં કામદાર વર્ગની જ કમાણી વેડફાઇ છે. જો તેને તેનું યોગ્ય મહેનતાણું મળ્યું હોત તો આવી ભવ્ય ઇમારત હસ્તિમાં જ ન આવત. પણ તે વર્ગ સંતોષી હતો—તેણે એવી અણછાજતી અને અણુગની માગણી કરી નહિ. દેશની સંપત્તિની સમાન વહેંચણી થવા ન પામી, તે વખતે પરદેશી સત્તાની આડખીલી પણ ન હતી, અને ગૃહઉદ્યોગનો તે જમાનો હતો. વેપારીઓ થાપણ ભેગી કરતા હતા એટલે તેમને યોગ્ય રક્ષણ આપવામાં આવ્યું હતું.

આ હકીકત ઉપરથી સિદ્ધ કરી શકાય કે ગૃહઉદ્યોગ વડે સમાન વહેંચણીનો દા. રાયનો સિદ્ધાન્ત ખોટો છે. ભારતભૂમિ જ્યારે મૂડીદારોના મંડળ અને બેડોળ કારખાના વિનાની શુદ્ધ હતી ત્યારે ધનની સમાન વહેંચણી અશક્ય નીવડી હતી. તો હવે તે કેવી રીતે પાર ઉતારી શકાય ? જ્યાં સુધી પેદાશની આપલે થવાની ત્યાં સુધી રેંટીઆ વડે સમાન વહેંચણી કરવાનો વિચાર મિથ્યા છે. અને દા. રાયે સૂચવેલી દરેક રીતનો અંતઃકરણપૂર્વક અમલ થાય તો પણ ખાદી પોતાના જ ઉપયોગને માટે પેદા કરવાનું બની શકે એમ નથી. એટલે સંપત્તિની સમાન વહેંચણીનો અજબ સિદ્ધાન્ત પણ મિથ્યા છે.

### યંત્રવાદ અને હિંદનો આર્થિક વિકાસ

દા. રાયનું બીજું મધુર સ્વપ્ન હિંદને યંત્રવાદના વિકરાળ પંજામાંથી મુક્ત કરવાનું છે, અને તેમની આ મુરાદ બર લાવવાના માર્ગ તેઓ ખોળી રહ્યા છે. યંત્રવાદને તેઓ ખુબ ધિક્કારે છે, પણ વળી એવી પણ એક વસ્તુ છે કે જેનો તેમને ડગલે ને પગલે ભય લાગે છે. તેઓ જણાવે છે કે "પ્રજાવર્ગની ધમાચકડીથી માર્કસનો સમાજવાદ, લેનિનનો સામ્યવાદ, અને બહુમતિવાદ (Marxism, Leninism, and Bolshevism) પોતાની રાક્ષસી સત્તા જમાવીને બધી સંસ્કૃતિને મહારેલમાં ઘસડી જશે." આ બધા દારૂણ અને ધિક્કારપાત્ર "વાદો" ને માટે એમની દવા ગાંધીવાદ છે. દા. રાય કબુલે છે કે આ ક્રાન્તિકારક સિદ્ધાન્તો સમાજના વર્ગીકરણને લીધે જન્મ પામ્યા છે. (આ સિદ્ધાન્તો દા. રાય ધારે એટલા બધા ભયંકર નથી. જે સમાજવાદનો તેમને થોડો થોડો મોહ છે તેના આ જુદાં જુદાં રૂપાન્તરો છે એટલું જ તેઓ જાણે તો બસ છે.) જે સંસ્કૃતિને માટે તેમને ચિંતા થાય છે તેજ સંસ્કૃતિથી નિપજતા અન્યાયો યંત્રવાદને બદનામ કરવા તેઓ ઉઘાડા પાડે છે. આવો પરસ્પર વિરોધ ગાંધીવાદના મૂળમાંથી જ ખડો થાય છે. યંત્રવાદ હેઠળ સંપૂર્ણ સુખ નથી, માટે ત્યાંથી ભાગો! પણ જશો કયાં? બહુ તો તમે ખેતી અને ગૃહઉદ્યોગના દિવસો પુનઃ સ્થાપી શકશો—ત્યારે પણ ભવ્ય રાજદરબારો અને જબરજસ્ત ઇમારતો સમાજને જ ભારે પડી હતી. અને પરદેશી સત્તાથી સ્વતંત્ર રહીને પણ હિંદ પોતાનો જુની ઢબનો મુડીવાદ અને યંત્રવાદ ન ખીલવે એની શું ખાત્રી? આ બધાનો અર્થ બેહુદા સુધારા કરીને આર્થિક વિકાસને અટકાવવાનો જ થાય.

### યંત્રના ફાયદા

યંત્ર તો માનવજાતનો વિજય છે. પ્રાચીન કાળના મંદિર અને મધ્યકાલના નગર કરતાં પણ એ મોટું ગૌરવ છે. એનાથી અનિષ્ટ સિવાય બીજું કશું થયું જ નથી એમ કહેવું એ એક જાતનું ગાંડપણ જ કહેવાય. યંત્રના દુરૂપયોગ પણ થયા છે. તે બાદ કરતાં માણસને ઘણો ફાયદો પણ થયો છે. જે કુદરતનો તે નિરાધાર ભોગ થઇ પડતો તેની સામે સુધરેલાં નવાં સાધનો વડે તે વિજય માટે શક્તિમાન થયો છે. દુઃખ માત્ર એટલું જ છે કે જે જનતાના એકત્ર પ્રયાસો વડે યંત્ર શોધાયું છે તેની તેના ઉપર એકત્ર માલીકી નથી. વ્યક્તિના સ્વામિત્વથી એનો દુરૂપયોગ થયો છે. માણસ યંત્રનો ગુલામ બન્યો છે અને યંત્રવાદના બધા અનિષ્ટનું મૂળ આ જ છે. આજે બધે સુવ્યવસ્થા સ્થાપો અને યંત્રનો પણ સદુપયોગ થશે, એ સંપૂર્ણ સુખનું સાધન બનશે.

### યંત્રનું સમાજમાં સ્થાન

નવાઈની વાત છે કે દા. રાયને પણ આવા સમાજની ઝાંખી થઇ છે. તેઓ કહે છે કે વીસમી સદીમાં યંત્રને ઉંચા સ્થાનથી પદભ્રષ્ટ કરવામાં આવ્યું, અને માણસના સ્વામી નહિ પણ ગુલામનો યોગ્ય દરજ્જો તેને મળ્યો. તેમનો સમાજરચનાનો સિદ્ધાન્ત તેમના પ્રિય લેખકોમાં નથી મળતો, કે નથી જણાતો તે ગામડાના હિમાયતીઓના નાદમાં. પણ જે સમાજવાદથી આપણા શાણા દા. રાય ભડકે છે તેનો જ આ મૂળ પાયો છે, એ તેઓના ધ્યાન બહાર હોય એમ લાગે છે. તેઓ અજાણે યંત્રવાદને વધાવી લે છે, એ બતાવવાનો હું પ્રયત્ન કરીશ.

### વેપારી દૃષ્ટિ

જ્યારે ખાદી મોટા જથામાં વેપારને માટે પેદા કરવામાં આવે ત્યારે આવકમાં વધારાનો સવાલ ખડો થાય છે. આનાથી આપણે દેશમાં પેદા થતા કાપડમાં વધારો કરીએ છીએ. આપણી કાપડની જરૂરીઆતનો ૫૦ ટકા જેટલો માલ આપણને પરદેશથી આયાત કરવો પડે છે. જો ખાદીની પેદાશથી આપણા દેશમાં ઉત્પન્ન થતા કાપડમાં વધારો કરી શકાય, અને કાપડની ભુખ ટાળી શકાય તો તો દેશના ધનમાં પણ જરૂર વધારો થાય. પણ ખાદીની આ પેદાશ પરચુરણ છુટા છુટા કામથી ન જ થઇ શકે. આ કામ ગંભીરતાથી અને વ્યાપારી દૃષ્ટિએ ઉપાડવું જોઈએ, એટલે કે પ્રજાના એકાદ વર્ગે આ જ ધંધામાં મચી રહેવું જોઇએ. આ હાથવણાટના પુનરુદ્ધાર સમાન જ છે. એમને નડતાં વિઘ્નોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પણ એનો પુનરુદ્ધાર થવા પામે તો પરિણામ શું આવે? દિનપ્રતિદિન આ કામ થોડા અને થોડા માણસોના હાથમાં આવતું જવાનું. પહેલાં તો એને પરદેશના જ નહિ પણ દેશમાં યંત્ર વડે બનેલા સસ્તા કાપડ સાથે હરીફાઇ કરવી પડવાની. માલ ઉત્પન્ન કરવાનો ખર્ચ જેમ બને

તેમ ઘટાડવો પડવાનો અને પહેલો ફટકો કામદારો-ની રોજી પર જ પડવાનો. દા. રાયે આંકેલા આઠ કલાકના કામમાં બે આનાનો નિભાવ પણ થઈ ન શકવાનો. એટલે વ્યક્તિ પોતાની જવાબદારી પર જ ધંધો કરવાનું છોડી દેવાના, નાના કારખાનાં મોટા થવાનાં, અને તેમાં રોજી પર નિભાવ કરતા મજૂરોની સંખ્યા વધવાની. જેઓ અનેક શાળો વેચાતી લઈ શકે અને આવા સાહસોમાં નાણાં રોકી શકે તેઓ જ કારખાનાના સ્વામી થશે અને ખાદી અને સુતરના વેપારમાં નફો મેળવનાર અને ચાપણુ એકઠી કરનાર વેપારીઓ જ આ કામ સહેલાઈથી ઉપાડી લઈ શકશે. પણ વણકર શા માટે પોતાના ધંધાનો ત્યાગ કરી જાતમહેનત વેચી કારખાનામાં મજૂર તરીકે કામ કરે? તેઓ કારખાનામાં મજૂરી કર-વાનું પસંદ કરતા નથી. તેઓને તેમ કરવાની ફરજ પડે છે, અથવા તો ખેડુતોના વધતા જતા ટોળામાં તેમને ભરાવું પડે છે. હાથવણાટનું કાપડ વેચી શકાય તો જ એમાં ફાયદો છે. યંત્ર જોડે હાથવણાટ ટક્કર ન જ ઝીલી શકે એ સત્ય સાબીત થયું છે.

### કારખાનાની પ્રથા

જો કોઈને આ ધંધા ઉપર જ નિભાવ કરવાનો હોય તો તેને કંઈ નફો તો મળવો જ જોઈએ. આમ થઈ શકે તેને માટે ખાદી અથવા તો હાથવણાટનું કાપડ બજારમાં વેચી શકાય એવું હોવું જોઈએ. યંત્ર સાથેની હરીફાઈને લીધે એ કાપડ સોંઘું જોઈએ અને આ સોંઘ-વારી મોટા પાયા પર ઉદ્યોગને સ્થાપવાથી જ થઈ શકે, એટલે વણકરે સ્વામી મટી મજૂર બનવું જોઈએ. અંગ્રેજો આવ્યા તે પહેલાં આપણા રૂના ઉદ્યોગની આ જ દશા હતી. આપણા ઉદ્યોગનો મોટો અને સારો ભાગ ગામડામાં ન હતો, પણ તે વખતે સો કરતાં વધારે મજૂરવાળાં કારખાનાં સ્થપાયાં હતાં, અને આ કાર-ખાનાઓ કસ્બામાં હતાં. આ જમાનામાં પણ, જ્યારે યંત્રનું નામનિશાન ન હતું ત્યારે પણ, થોડા ધનિકોના કોઠારમાં ધન ભેગું થતું હતું. આ ધમધોકાર ચાલતા હુન્નર ઉદ્યોગ અને વેપારમાં જે નફો મળતો તેના વડે દિલ્હી જેવાં અનેક શેહેરો બંધાયાં. પણ પાછળથી આ નાણાંને રોકવાનાં અન્ય ક્ષેત્રો ખુલ્લાં થયાં અને તે હિંદના નાણાં માટે પણ ખુલ્લાં છે. એટલે જે ચાપણુ ગૃહઉદ્યોગના સજીવન પછી એકઠી થશે તે આરસની ઇમારતો, અને સુવર્ણના રાજ્યાસનો અને શહેરોની ભવ્યતા શણગારવામાં ન ખર્ચાતાં વધી વધીને અનેક-ગણી થશે, એક યુગમાં દેશનું જે ધન મંદિર અને કબર ચણવામાં ખર્ચાયું તે બીજા યુગમાં ચક્કરચક્કર ફરતાં યંત્રો અને ધુમાડો કાઢતા ભુંગળામાં વપરાશે.

### મુડીદારોને લાભ

ગૃહઉદ્યોગ સજીવન થાય અને ખાદી મોટા જથામાં વેપાર માટે પેદા કરાય તેમાં તો હિંદના મુડીદારો નાણાં ભેગાં કરી અમન ચમન ઉડાવશે. આમ જો થવા પામે તો દા. રાયનો સિદ્ધાન્ત અફળ જશે. પણ ખાદી પોતાના વપરાશ પુરતી પેદા કરવી એ દા. રાયનો સિદ્ધાન્ત આપણે ભુલવો ન જોઈએ. મેં મારા બીજા લેખમાં પુરવાર કર્યું છે કે આમ બનવું તદ્દન અશક્ય છે. અને તેથી જ મેં વેપારની દૃષ્ટિએ ગૃહઉદ્યોગનો વિચાર કર્યો છે. તે છતાં ઘેર ઘેર રેંટીઆના ગુંજનથી મુડીદારોના પોષણ વિના બીજું શું થાય? તે આપણે હવે જોઈએ.

### ગાંધીજીનો સિદ્ધાન્ત

પોતાની દલીલને મજબુત બનાવવાને દા. રાય ગાંધીજીને ટાંકે છે: " મારી નેમ હિંદની મીલમાં બનતા કાપડ ઉપરાંતનું જરૂરી કાપડ પેદા કરી પરદેશ તણાઈ જતા કરોડો રૂપીઆ બચાવી ઝુંપડે ઝુંપડે વહેંચવાની છે. જ્યાં સુધી દેશની પ્રજા પોતાના ફાજલ વખતમાં ન કાંતે ત્યાં સુધી આ બનવું અશક્ય છે. "

યંત્રવાદ અને તેની સંસ્કૃતિ માટેનો મહાત્માજીનો અભાવ જાણીતો છે. છતાં હિંદના મુડીવાદને તેમનો ટેકો છે. ઉપલાં વાક્યોનો ભાવાર્થ સમજાય એવો છે. રેંટીઓ અને ખાદી તો સાધન માત્ર છે. અત્યારે હિંદના કારખાનાં કાપડની જરૂરીઆત પુરી પાડી શકે એમ નથી. ૫૦ ટકા જેટલું જ કાપડ તેઓ પેદા કરે છે, એટલે પરદેશી કાપડન આવશ્યક્તા રહે છે. રેંટીઓ અને તો કારખાનાની પેદાશની પૂર્તિ કરવા માટે જ છે. નવાં કારખાનાં ઉભા કરતાં અને નવામાં નવાં સાધનની મદદ લેતાં ઘણો વખત વીતી જવાનો. દા. રાય પણ કહે છે કે આવા કારખાનાં માટે નાણાંના ભંડાર જોઈએ, વ્યવસ્થા કરવાને વખત પણ જોઈએ, ફક્ત મ્હોંમાંથી શબ્દ કહાડતાં તે આભમાંથી ધરતી પર ઉતરી પડતાં નથી. રેંટીઆનું કાર્ય આ બધાની ગરજ સારવાનું છે. દેશાભિમાનના ઉભરાને લીધે બ હિષ્કાર તેટલા વખત માટે સફળ થાય ખરો, પણ તે સફળતા અલ્પજીવી છે, કારણ કે દેશની કાપડની ભુખ

પ્રતાપાવી જોઈએ. આપણાં કારખાનાં જોઈતું કાપડ પુરું પાડી શકે એમ નથી, એટલે દેશના મુડીદારોને પણ લોકોના ઉત્સાહનો જોઈએ તેટલો લાભ મળતો નથી. તેથી આ દેશદાઝ બહિષ્કાર પુરતી જ ન હોવી જોઈએ. આપણે જરૂરી કાપડ પેદા કરી લેવું જોઈએ. આને લીધે અર્ધભુખ્યા અને થાક્યા પાક્યા પ્રજાવર્ગને વધુ બોજો સહન કરવો પડશે. એમાં દેશનું હિત સમાયું છે એટલે એ પણ સહન કરવું પડશે.

### કરોડો ગામડાંમાં વહેંચો

જરૂરી કાપડ પેદા કરી મળતો નફો ગામડાંમાં રાખવો એવો ગાંધીજીના રેંટીઆધર્મનો ભાવાર્થ હોય એમ જોતાંવેંત લાગે છે. " કરોડોનો બચાવ કરી ગામડીઆને તે આપો " એ આ બધાનો મર્મ. પણ આ બધું તદ્દન જુદી રીતે જ બને છે.

### બનશે શું ?

જ્યાં સુધી કારખાનાં જરૂરી કાપડ પેદા કરી ન શકે ત્યાં સુધી લોકોએ જોઈતું કાપડ ગમે તેમ પેદા કરી લેવું જોઈએ. કરોડો રૂપીઆ ગામડામાં વહેંચવાનું જુઠાણું તો અત્યાર પહેલાં જ ખુલ્લું કરી દીધું છે, તેનો ફરી ઉલ્લેખ હું અહીં નહિ કરૂં. આ તો રેંટીઆના કામમાં મદદ કરતા યંત્રવાદના પુજારીઓને રીઝવવાનો રસ્તો છે. દરેક નવા કારખાનાથી ગૃહઉદ્યોગને આબાદ ફટકો પડશે. પરદેશની હરીફાઈમાં મદદ કરનાર આ ઉદાર બંધુ તરફ તે દયાની નજરથી જોશે નહિ. હજારો માઈલ વેગળેથી હિંદના ગૃહઉદ્યોગ પર સાંચાકામે આવો કેર વર્તાવ્યો તો હિંદનાં કારખાનાં વધુ ભયંકર થઈ પડે એમાં શી નવાઈ ? આ અસર સહેજે કલ્પી શકાય એવી છે. હિંદમાં ખુબ રૂ પાકે છે. મજુરી પણ મોટા પ્રમાણમાં મળે છે અને અતિશય સોંઘી છે. શરૂઆતમાં યંત્ર ખરીદવાનો અને કારખાનાઓ ઉભાં કરવાનો ભારે ખર્ચ થયા, પછી તો કાપડ પેદા કરવાનો ખર્ચ પણ બહુ ઓછો થશે, અને કાપડની પેદાશ ઉપર એકહથ્થુ માલીકી જામશે. હું અહીં આ પાછો કહી લઉં કે યંત્રનો હું દુશ્મન નથી, આપણા દેશમાં એ દાખલ થાય એમ હું ઇચ્છું છું. પણ એમાં મારો મુદ્દો તદ્દન જુદો છે. મેં દા. દાયના સિદ્ધાન્તનાં કેટલાંક વિરોધી તત્ત્વો અને તેની અચોક્કસતા બતાવવાનો જ પ્રયત્ન કર્યો છે. એનાં કારણો મેં મારા પહેલા લેખમાં વર્ણવી દીધાં છે, જ્યાં અહીં ટુંકમાં હું તે જણાવીશ. જો સત્ય હકીકત પ્રગટ કરવામાં ન આવે તો આ મૃગજળ પાછળ હજારો યુવકોની અમુલ્ય ચેતનાશક્તિ વ્યર્થ વેડફાઈ જાય.

### યંત્રની સહાય લો

તમારે દેશની આર્થિક ખીલવણી કરવી છે, નવામાં નવાં સાધનોનો ઉપયોગ કરવો છે, અને દેશનું ધન પણ દરેક રીતે વધારવું છે. આ બધી બાબત ઠીક છે. હિંમતથી સીધી રીતે તેના તરફ જાઓ, પાછલે બારણેથી સરકી જવામાં શું ફાયદો ?

દા. રાયના સિદ્ધાન્ત, ખાદી અને રેંટીઆના ઉપર એક માસિકને યોગ્ય વિવેચન મેં કર્યું છે. દા. રાયના ભાષણમાંથી ઉદ્ભવતા થોડાક નજીવા સવાલો અણઉકેલ્યા રહ્યા છે. રેંટીઆને અને તે સવાલોને નહિ જેવું જ લાગે વળગે છે, પણ રાષ્ટ્રભક્તિ સાથે તેમનો સંબંધ નિકટનો છે. તેમને સંપૂર્ણ ન્યાય તો ન જ મળી શકે, પણ તેમના ઉપર બે બોલ કહ્યા વગર મારો લેખ અધુરો રહી જવાનો ભય રહે છે.

### ગ્રામ્યજીવનની હિમાયત

દા. રાય ગ્રામ્યજીવનના પુનઃ સ્વીકારના હિમાયતીઓ-માંના એક છે. જો આ પોકારનો અમલ થાય તો જ પૃથ્વીનો ઉદ્ધાર છે એમ તેઓ સમજાવે છે. અને વિચિત્ર વાત તો એ છે કે પશ્ચિમ પોતાની સંસ્કૃતિથી કંટાળ્યું છે અને ગ્રામ્યજીવનની સાદાઈ શોધે છે એ પોતાની માન્યતાની સાબીતીમાં તેઓ જોસફ ચેંબરલેઇન અને સ્ટેન્લી બાલ્ડવી-નના ઉદ્ગારો ટાંકે છે !"ત્રણ એકર જમીન અને એક ગાય" ના ચેંબરલેઇનના રણધ્વનિથી અંજાઈ જવાની જરૂર નથી. રક્ષિત વેપારની પ્રથાના આ હિમાયતીને ખેડુતોના મત સર કરવાને ગામડાના તારકનો વેશ લેવો પડ્યો હતો, અને તેના અનુયાયી બાલ્ડવીનને પણ એક જ ઉદ્દેશથી પ્રેરાઈને એવી જ પીપી ધીમેથી વગાડી. રામ્સે મેકડો-નલ્ડના શબ્દો ટાંકવામાં દા. રાય સમજની સપાટી પર આવે છે, કારણ કે પેલા બેની માફક એમને યંત્રવાદનો ઝાઝો મોહ નથી, એટલે એમના વિચારોમાં વજુદ જોઈ શકાય. હિંદને પશ્ચિમના સુધારાના તાપમાંથી ઉગારવાની મિ. મેકડોનલ્ડની આતુરતા અને તેમના જ દેશના મુડીદારોની બ્રિટનના આધારરૂપ હિંદની આર્થિક નબળાઈ જાગતી રાખવાની ફીકર વચ્ચેની સમાનતા આશ્ચર્યકારક નથી !

## યંત્રનો વિજય

"ગ્રામ્યજીવન પુનઃ સ્વીકારો" નો પોકાર હિંદ સિવાયના બીજા દેશોમાં પણ સંભળાય છે એ વાત સાચી છે. જનતાના ઉદ્ધાર માટે આપણે નવો સામાજિક સિદ્ધાન્ત શોધ્યો એમ આપણુ નેતાઓ માને એ બેશક ભુલ જ છે. જે સમાજમાં પ્રજાના અજ્ઞાન અને ધાર્મિક વલણનો લાભ લઇને ગરીબ વર્ગને થતા અન્યાય—માણસ માણસને ચુસે તેવા—ઉપર ઢાંકપીછોડો થતો તે સમાજના યંત્રના અતુલ બળે ચુરેચુરા કરી નાખ્યા અને તે દરેક જગ્યાએથી જ આવા ગામડામાં પાછા ફરવાના પોકારો સંભળાય છે. જમીનદારો અને ઠાકોરોની ગુલામીમાં સડતા પ્રજાના મોટા ભાગને યંત્રે સ્વતંત્ર કર્યો છે. સુધરેલા સમાજને એ નગ્ન સ્વરૂપમાં રજુ કરે છે. એનાથી કામદારનો નવો જ વર્ગ ઉભો થાય છે અને એ જ વર્ગ જનતાને યંત્રવાદના દુરૂપયોગમાંથી ઉગારશે. જેઓ ગામડાનો પોકાર કરે છે તેઓ શુભ આશયને લઇને જ કરે છે. જ્યારે યંત્રવાદ પરાકાષ્ઠાએ પહોંચશે અને સમાજવાદ, સામ્યવાદ અને બહુમતિવાદ (Marxism, Leninism and Bolshevism) દરેક પોતાનાં ડોકાં ઉંચા કરશે, અને કરોડો કામદારો એનાથી પ્રેરાશે ત્યારે પણ આ જ પોકાર બીજી અનેક જગ્યાએથી સંભળાશે.

આ સાદા જીવનના ભક્તો દયા અને પરોપકારના પ્રેમના લાગે છે. પણ તેમનો સંદેશ ઓછો ભયપ્રદ નથી. તેઓ મહાન વિપ્લવના દાવાગ્નિથી કંપે છે ( આ આગથી સમાજને સુધારવાનો ઉદ્દેશ છે ). તેઓ બેબાકળા થઇને સમાજને પાછાં પગલાં ભરવા આગ્રહપૂર્વક વિનંતિ કરે છે. આગળ કુચકદમમાં સમાજ ગામડાનાં નાના અને સાંકડા બંધો તોડી ધીમે ધીમે મોટો થતો જાય છે. એ આગળ ને આગળ વધતો જાય છે તે પાછો ફરવાને નહિ. નવી પરિસ્થિતિ કંઇ પરમ સુખનું ધામ નથી, પણ તે સમાજમાં વિશાળતા, ઉદારતા, અને સાચી સ્વતંત્રતાના વધારે અંશો છે. સદીઓ સુધી લડતમાં સમાજને વિજય મળ્યો હતો, પણ અત્યારે તુમુલ યુદ્ધ ચાલી રહ્યું છે, અને વિજય પણ થઇ ચુકયા જેવો જ છે. કમેતાકાત વર્ગ પાછળ હઠવાને માટે બૂમરાણ કરી રહ્યો છે, પણ એ સંભવિત નથી. પાછળનો રસ્તો બંધ થયો છે, અને આગળનો માર્ગ મોકળો છે.

હજારો વર્ષો સુધી સંગ્રહી રાખેલી સમાજની ભયાનક શક્તિનો દા. રાય અને તેમના અનુયાયીઓને ભય છે. ભય હોય ત્યાં અણગમો પણ પેદા થાય. તેઓ ગામડાનાં સંદેશનો અને રેંટીઆ અને ખાદીના મંત્રનો ઉત્સાહભેર પ્રચાર કરે છે. ઉપર કહ્યું તેમ હંમેશને માટે રેંટીઆને સ્થાપી ન શકાય, એટલે દા. રાયના રાષ્ટ્રવાદનો પાયો ડગમગી ઉઠે છે.

સમાજના ઉદ્ધાર માટે રેંટીઆના સજીવનનો સિદ્ધાન્ત સ્વીકારી ન શકાય. યંત્રવાદમાં સંપૂર્ણ સુખ છે એમ હું માનતો નથી. એમાં ખોડખાંપણ પણ ઘણી છે. આખી પ્રથા ધિક્કારપાત્ર છે. પણ એનું મૂળ શું છે ?

### કામદારોનું કાર્ય

દા. રાયે કહ્યું છે તેમ એ બધાનું મૂળ માણસ યંત્રનો ગુલામ બન્યો છે, તે છે. માણસે પોતાનો દરજ્જો પાછો મેળવવો જોઇએ, યંત્ર ઉપર પોતાનું સ્વામિત્વ સ્થાપવું જોઇએ. અને આ જ સંસ્કૃતિનો ઉદ્દેશ છે. માણસે ભાગવું ન જોઇએ, પણ ઉલટું બાથ ભીડી વિજય મેળવવો જોઇએ. ન્હાયલા પાણી જોડે, બાળક ગંદુ છે માટે તેને જે માતા ફેંકી દે છે તે તદ્દન મૂર્ખી છે. અમૃતની શોધમાં દેવોને પહેલું હળાહળ મળ્યું. શિવજી આ ઝેર પી ગયા, તો જ દેવો અમર થઇ શકયા. જો સમાજના "સમુદ્ર મંથન" માં મુડીવાદનું ઝેર પેદા થાય, તો તેનો ઉપભોગ થવો જોઇએ કે જેથી સમાજ મુક્તિ તરફ પ્રયાણ કરી શકે. અને લુંટાતો, રિબાતો, કચરાતો કામદાર વર્ગ જ આપણો *શિવ* છે. તેઓ જ *મુડીવાદનું* ઝેર પી રહ્યા છે, પણ બધા કંઇ ઇસુ ખ્રિસ્ત નથી. ગધેડાની માફક બધો બોજો બોલ્યા વગર સહન કરવા સામે તેઓએ બંડ જાહેર કર્યું છે. તેઓ પોતાની પેદાશના માલીક થવા પ્રયત્ન કરી રહ્યા છે, અને તેઓ જાહેર કરે છે કે તેમના વિજયથી જ જનતાનો દહાડો વળશે, સમાજનો ઉદ્ધાર થશે.

એમ. એન. રૉય

# ખાદીવિભાગ

હિન્દી મહાસભા ખાદીવિભાગના મંત્રી શેઠ જમનાલાલ બજાજ એ વિભાગના તા. ૧૩ મે, ૧૯૨૨ થી તા.૧૨ ઓગસ્ટ, ૧૯૨૨ સુધીના કાર્યનો હેવાલ નીચે મુજબ લખી મોકલે છે:-

મહાસભાની કારોબારી સમિતિને લાગ્યું કે ખાદીનો કાર્યક્રમ પાર પાડવાને માટે એક મધ્યસ્થ ખાદીવિભાગની જરૂર છે, જે જૂદા જૂદા પ્રાંતની પ્રાંતિક સમિતિઓને ખાદીની પેદાશ અને વપરાશ વધારવા માટે ખાસ પ્રયત્ન કરવા, અને પોતાના પ્રાંતના ખાદીવિભાગની વ્યવસ્થાને આર્થિક અને પદ્ધતિસર ધોરણ પર મૂકવા પ્રોત્સાહિત કરે. ખાદીપ્રચારના કાર્યમાં અત્યાર સુધી ખાદી કાર્યાલયોની સંખ્યાની ખામી ન હતી, જેટલી એ સઘળાં કાર્યાલયોની જૂદી જૂદી પ્રવૃત્તિઓનો, જેવી કે ઉત્પત્તિ, વિક્રય, પ્રચાર વગેરેનો સમન્વય કરવાની અને કાર્યની પદ્ધતિસર યોજના કરવાની ખામી હતી. એ પણ કબૂલ કરવામાં આવ્યું કે અત્યાર સુધીમાં જે કાર્ય થયુ છે તે કાર્યને ઉત્તેજન આપવાની, નિયમસર યોજવાની અને તેના જૂદા જૂદા વિભાગોનો સમન્વય કરવાની જરૂર છે તે સાથે એ સંભાળ રાખવાની પણ જરૂર છે કે બધી સત્તા એકજ સ્થળે એકત્રિત ન થઇ જાય, અને દરેક વિભાગને સ્થાનિક જરૂરીઆતો અને મંજોગાનુંસાર વ્યવસ્થા કરવાની પૂરતી છૂટ રહે. આ ખાસ હેતુથીજ હિંદી મહાસભા ખાદીવિભાગની યોજના થઇ, જેથી એવું એક ખાતું ઉભું થાય જે જૂદા જૂદા પ્રાંતોને લોન અને સલાહ વગેરે આપીને મદદ કરે, બીજાં પ્રાંતોનો અનુભવ જાહેર કરે અને દરેક પ્રકારની ઉપયોગી માહીતી એકત્ર કરી પૂરી પાડે.

આ હેતુઓ પાર પાડવાને માટે મહાસભાની કારોબારી સમિતિએ હિંદી મહાસભા ખાદીવિભાગના ત્રણ વિભાગ પાડયા:

( ૧ ) ધંધાદારી તાલીમ-શ્રીયુત્ મગનલાલ ખુશાલચંદ ગાંધીને હસ્તક.

( ૨ ) ઉત્પત્તિ-શ્રીયુત્ લક્ષ્મીદાસ પુરૂષોત્તમદાસને હસ્તક, અને

( ૩ ) વિક્રય-શ્રીયુત્ વિઠ્ઠલદાસ વિ. જેરાજાણીને હસ્તક.

આ માટે ૧૭ લાખ રૂપીઆની રકમ જૂદી કાઢવામાં આવી. આ સૂચનાઓવાળી મહાસભાની ખાદીની યોજના અને મારા હાથ નીચેની હિંદી મહાસભા ખાદીવિભાગની યોજના મુંબાઇમાં તા. ૧૩ મે, ૧૯૨૨ ના રોજ મળેલી કારોબારી સમિતિએ મંજૂર કરી. કારોબારીસમિતિની ભલામણથી ટિળકસ્વરાજ ફાળાના ટ્રસ્ટીઓએ ખાદીપ્રચાર માટે ૫ લાખ રૂપીઆની રકમ મંજૂર કરી છે. આ યોજના મંજૂર થયા પછી હુ થોડો સમય મુંબાઇમાં રહ્યો હતો અને તે સમય દરમ્યાન મેં બીજી કેટલીક રકમો મદદ રૂપે મેળવી છે. અત્યાર સુધીમાં મને રૂ. ૧,૭૫,૦૦૦નાં વચનો મળી ચૂક્યાં છે જેમાંથી રૂ. ૧,૨૫,૦૦૦ તો મળી ગયા છે. ૧૭ લાખ રૂપીઆની રકમ પૂરી કરવાને માટે વધારે મદદની જરૂર છે.

## ધંધાદારી તાલીમ

જૂદી જૂદી પ્રાંતિક સમિતિઓએ મોકલેલા ૫૨ વિદ્યાર્થીઓને તા. ૧ લી જુલાઇથી શ્રીયુત્ મગનલાલ ખુશાલચંદ ગાંધીની દેખરેખ નીચે સાબરમતી સત્યાગ્રહાશ્રમમાં તાલીમ આપવા માંડી છે. બ્રહ્મદેશ સિવાય સઘળા પ્રાંતોના વિદ્યાર્થીઓ આ વર્ગમાં જોડાયા છે. આ વિદ્યાર્થીઓમાંથી હિંદ ખાદી સેવાનો જન્મ થશે, અને તેઓ તાલીમ લેઇ તૈયાર થશે એટલે પોતપોતાના પ્રાંતોમાં ખાદીપ્રચારનું કાર્ય

પદ્ધતિસર, ધોરણ મુજબ ગોઠવવા અતિ ઉપયોગી થઇ પડશે. સંપૂર્ણ ધંધાદારી માહીતીવાળા કાર્યકર્તાઓની ખોટને લીધે ખાદીપ્રચારનું કાર્ય કેટલાયે પ્રાંતોમાં બગડતું જાય છે. સાબરમતી સત્યાગ્રહ આશ્રમવાળા ખાદી વિદ્યાલયે આ બાબતે ખોટ પૂરી પાડી છે, અને ખાદીપ્રચારના કાર્યનાં તમામ અંગોની વ્યવહારૂ માહીતીવાળા કાર્યકર્તાઓની હારની હાર નિયમિત રીતે હવે બહાર પડશે. વિદ્યાલય પોતાનું કાર્ય તા. ૧ લી જુલાઈ પહેલાં શરૂ કરી શકે તેમ ન હતું, કારણ કે દરેક પ્રાંત પોતાના વિદ્યાર્થીઓ પસંદ કરવાના હતા અને જે વિદ્યાર્થીઓ તાલીમ લીધા બાદ પોતાનો બધો સમય અને શક્તિ મહાસભાના ખાદીકાર્યમાં રોકવાનું કબૂલ કરે તેમનેજ મોકલવાના હતા.

ખાદી વિદ્યાલયમાં વિદ્યાર્થીઓને કાંતવા, પીંજવા અને વણવાનું સરસ જ્ઞાન આપવામાં આવે છે, અને તે સાથે રેંટીઓ, પીંજણ અને શાળની ગોઠવણ અને રચનાની તમામ માહીતી આપવામાં આવે છે. આને લીધે તેઓ કોઇ પણ સાધનને સુધારી શકશે, અને તેમાં જરૂરી ફેરફાર કરી શકશે. વિદ્યાલય આ બાબતમાં વ્યવહારૂ તેમજ શાસ્ત્રીય બન્ને પ્રકારનું શિક્ષણ આપે છે. આ ઉપરાંત વિદ્યાર્થીઓને સુતરનું ધોરણ નક્કી કરવાની તેમજ તેમાં સુધારો કરવાની ખાસ તાલીમ અપાય છે. જેથી વણવાનો પ્રશ્ન સહેજે ઉકલી જાય છે. આ રીતે તમામ વિભાગનું આવશ્યક જ્ઞાન આપી વિદ્યાર્થીઓને સુંદર ખાદીપ્રચારક બનાવવાનો વિદ્યાલય પ્રયાસ કરી રહ્યું છે. મેં તા. ૨૬-૨૭ મી જુલાઇએ વિદ્યાલયની મુલાકાત લીધી હતી અને કામ સંતોષકારક રીતે ચાલતું જોયું હતું. હિંદ ખાદી વિદ્યાલયના પ્રથમ માસના કાર્યનો હેવાલ તેના સંચાલક શ્રીયુત્ મગનલાલ ખુશાલચંદ ગાંધી તરફથી અમને મળ્યો છે તે બીજે સ્થળે છાપ્યો છે. ( જુઓ પૃષ્ટ ૩ )

### ઉત્પત્તિ વિભાગ

ઉત્પત્તિ વિભાગનું ખાતું શરૂઆતથીજ કામે લાગી ગયું છે, અને સિંધ, આન્ધ્ર અને ઉત્કલ એ ત્રણે વિભાગોની મુસાફરી અત્યાર સુધીમાં પૂરી થઇ છે. ખાદીપ્રચારના કાર્ય માટે આ પ્રદેશોની શી સ્થિતિ છે, અને તેમને કેટલી મદદની જરૂર છે એ સર્વ બાબતોની કાળજીપૂર્વક તપાસ થઈ છે અને અનુક્રમે રૂ. ૫૦,૦૦૦, રૂ. ૧,૫૦,૦૦૦ અને રૂ. ૧,૫૦,૦૦૦ ની રકમોની લોનો આપવાની મહાસભાની કારોબારી સમિતિને ભલામણ કરવામાં આવી છે, અને તે ભલામણો સમિતિએ મંજૂર કરી છે. ઘણા પ્રાંતોએ તો ખાદીપ્રચારના કાર્યને વેગ આપવાને માટે ખાસ ખાદીવિભાગ સ્થાપ્યા છે, અને જે પ્રાંતોમાં એવાં ખાતાં સ્થાપ્યાં નથી તેઓ તેવાં ખાતાં સ્થાપવા મહેનત કરી રહ્યા છે. આ તપાસણીના કાર્યમાં સિંધનાં ૫ સ્થળોની, ઉત્કલનાં ૬ સ્થળોની અને આન્ધ્રનાં ૧૫ સ્થળોની મુલાકાત લેવામાં આવી હતી. હવે બંગાળ અને આસામ પ્રાંતના સ્થળોની તપાસણીનું કામ હાથ ધરવામાં આવ્યું છે, અને મહાસભાની કારોબારી સમિતિની બીજી સભા મળે તે વખતે તે તપાસણીનો હેવાલ અને ભલામણો રજૂ કરવાની આશા છે.

### વિક્રય વિભાગ

જે સ્થળોએ પ્રાંતિક સમિતિઓ ખાદી પહેરનારાઓને માટે શુદ્ધ ખાદી ખરીદવાની સગવડ આપવા અશક્ત છે તે સ્થળોએ ખાદીભંડાર ખોલવાનો આ વિભાગનો હેતુ છે. દામમાં કે માલમાં છેતરાયા વિના શુદ્ધ ખાદી મળી શકે એવા ખાદીભંડારોની ઠેર ઠેર ખાસ જરૂર છે. આવો શુદ્ધ માલ જેમ બને તેમ ઓછો નફો ચઢીને સર્વત્ર મળી શકે એની જરૂર સૌ કોઇ સ્વીકારશે. કેટલીક પ્રાંતિક સમિતિઓએ આની જરૂર સ્વીકારીને પોતાના પ્રાંતના મુખ્ય સ્થળોએ આવા ખાદીભંડાર શરૂઆતથી જ ખોલ્યા છે. પણ એકંદર રીતે આ વિભાગને જોઈએ તેટલું પ્રાધાન્ય સર્વ પ્રાંતિક સમિતિઓને હાથે મળ્યું નથી. આથી હું ઉમેદ રાખું છું કે આ દિશામાં સર્વ પ્રાંતો વિશેષ પ્રવૃત્તિ શરૂ કરશે.

### ખદ્દર ઇન્ફર્મેશન બ્યુરો

જૂદા જૂદા વિભાગની પ્રવૃત્તિનો સંબંધ સાધવા, ખાદીપ્રચારના કાર્યના હેવાલો પ્રસિદ્ધ કરવા, જૂદી

જુદી વ્યક્તિઓ તરફથી આવેલી સૂચનાઓ પર વિચાર કરવા તથા પૂછપરછના જવાબ આપવા આ બ્યુરોની સ્થાપના થઇ છે.

## આર્થિક મદદ

મહાસભાની કારોબારી સમિતિની યોજના મુજબ ખાદીના કામ માટે જે આર્થિક મદદ આપવાનું જણાવ્યું છે તે મદદ લોન રૂપે જ છે, ગ્રાન્ટ રૂપે નહિ; અને તે પણ જે પ્રાંતિક સમિતિઓ પોતાના અધિકાર નીચેના લાયક માણસોને મદદ આપવા શક્તિમાન લાગે તેવી સમિતિઓને જ આપવાનું ઠરાવ્યું છે. આથી જીલ્લા અને તાલુકા સમિતિઓ તરફથી તેમજ ખાનગી ગૃહસ્થો અને સંસ્થાઓ તરફથી આવેલી અરજીઓના જવાબમાં તેમના પ્રાંતની પ્રાંતિક સમિતિને લખવા જણાવ્યું છે, અને પ્રાંતિક સમિતિઓને તેમના પ્રાંતમાં ખાદી ઉત્પન્ન કરી રહેલા તમામ ખાદી કાર્યાલયોનો તરસાળો કાઢી, પોતતાની તમામ અણીની જરૂરીઆતોને પહોંચી વળવા પોતાને કેટલી લોન જોઇશે તેનું બજેટ નક્કી કરવા જણાવ્યું છે.

## જાહેર પ્રજાને વિનંતી

દેશની આગળ રજૂ થએલા ખાદીના કાર્યક્રમને પાર પાડવાને માટે અને ખાદીવિભાગના કાર્યની સફળતાને માટે જાહેર પ્રજાના સક્રિય સહકારની જરૂર છે. મહાસભાનો ખાદીવિભાગ તો માત્ર પ્રજાના કાર્યને મદદ કરે, સંકલિત કરે, એની પૂર્તિ કરે. આ માટે દરેક ગામે અને દરેક ઘરે ખાદીની પેદાશ, વપરાશ અને પ્રચારમાં પોતાનો ફાળો આપવો જોઇશે. મહાત્માજીને ખાદી જેવું કાંઇ વહાલું ન હતું. ખાદી તો એમને મન અતિ પવિત્ર હતી, દેવોને ચઢાવવાજોગ હતી. ખાદી હિન્દુસ્તાનની એકતાની નિશાની છે, ગરીબ દેશમાં ભૂખે મરતા સેંકડો ગરીબોને રોજી દેવાવાળી છે. જ્યારે દેશમાં આખા દેશને હાથે કાંતેલી અને હાથે વણેલી ખાદીથી ઢાંકવા જેટલી શક્તિ, સંઘબળ, આત્મવિશ્વાસ અને આત્મભોગ આવી જશે ત્યારે દેશ સ્વતંત્ર થશે એમ મહાત્માજીને હમેશાં લાગ્યા કર્યું, અને તે સત્ય છે. સૌ કોઈ મહાસભાનો આ ખાદીનો ક્રમ પાર પાડે એ જ મહાસભા પ્રત્યેનું પોતાનું ઋણ અદા કરવાનો સારામાં સારો માર્ગ છે, અને મહાત્માજીની સેવાની સારામાં સારી કદર છે. પ્રથમ પગથીઆ તરીકે, ભારતમાતાના દરેક સંતાને હજી સુધી પણ ન લીધી હોય તો અબઘડીથી જ હાથે કાંતેલી અને હાથે વણેલી શુદ્ધ ખાદી પહેરવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ, કોઈ પણ સંજોગોમા પરદેશી કાપડ શરીરે ન અડકાડવાનો ટેક ધરવો જોઇએ, દરરોજ થોડો વખત કાંતવાનું વ્રત લેવું જોઇએ, ઘેર ઘેર ખાદીનો મંત્ર પહોંચાડવાનું પણ લેવું જોઇએ અને ખાદીના કાર્ય માટે ટિળક સ્વરાજ ફાળામાં પોતાની યથાશક્તિ 'ફુલ નહિ તો ફુલની પાંખડી' અર્પણ કરવી જોઇએ. ખાદીના કાર્ય માટે નક્કી કરેલા રૂ. ૧૭ લાખ એકઠા કરવાની ખાસ આવશ્યકતા છે. હું દરેકને, ગરીબ તેમજ તવંગરને પોતાનો ફાળો વગર વિલંબે મોકલી આપવા વિનંતી કરૂં છું. આ ફાળાની તમામ રકમો ૧૮૩–૮૫ કાલબાદેવી રોડ, મુંબાઈ એ શિરનામે મારા પર મોકલી આપવા વિનંતી છે.

## ખાદી વિદ્યાલયનો હેવાલ

**શેઠ જમનાલાલ બજાજને સાબરમતી હિંદ ખાદી વિદ્યાલયના સંચાલક શ્રીયુત મગનલાલ ખુશાલચંદ ગાંધી તરફથી ૬ ઠ્ઠી ઑગસ્ટ, ૧૯૨૨ ની તારીખનો લખેલો જે હેવાલ મળ્યો છે તે નીચે મુજબ છે:—**

ગયા માસની આખરે આપે આશ્રમમાં આવી અમારા સર્વના ઉત્સાહમાં ઉમેરો કર્યો છે. આપ વારવાર આવી રીતે આવતા રહેશો એવી આશા રાખું છું.

જો કે જોવા જેવું બધું તમે જોઈ લીધું છે, છતાં તમારી નોંધ સારૂ ગયા મહીનાના કાર્યનો હેવાલ મારે આપને લખી મોકલવો જોઇએ. આ વિદ્યાલયના વિદ્યાર્થીઓ તમામ પ્રાંતોમાંથી આવેલા છે. તમામ સુંદર ચારિત્ર્યવાન, ઉમદા સ્વભાવના નવ-

જુવાનો છે. પરિણામે આ ન્હાનકડા આશ્રમમાં ન્હાનુંશું હિન્દુસ્થાન આવી વસ્યું છે, માત્ર એક પારસી અને એક ખ્રિસ્તીની ખોટ રહી ગઇ છે. એક પારસી ઉમેદવારે શોલાપુર જીલ્લામાંથી અરજી કરેલી પણ તે પ્રાંતિક સમિતિની મારફત નહિ મળેલી હોવાથી અને ઉમેદવારને પોતાની અરજી મહારાષ્ટ્ર પ્રાન્તિક સમિતિ પર કે આપના પર મોકલી આપવા જણાવ્યું. મને જણાવતાં દિલગીરી થાય છે કે ફરીથી મેં એમની પાસેથી કાંઈ સાંભળ્યું નથી. કોઇ ખ્રિસ્તી પાસેથી તો અરજી જ મળી નથી. બીજા સત્ર માટે બીજા બધાની સાથે પારસી અને ખ્રિસ્તી ઉમેદવારોને પણ પસંદ કરવાના પ્રયત્ન થાય એવી મારી ઇચ્છા છે, કારણ કે આ સત્રને માટે તો હવે એક જગા ખાલી રહી નથી.

વિદ્યાર્થીઓએ પોતાની એક મંડળી બનાવી છે, અને પોતાનું ઘર કામકાજ તેઓ અંદર અંદર વહેંચી લે છે. પોતાને કોઇ ચીજની જરૂર પડે તો તે જરૂરીઆત જણાવવા તેઓ આ મંડળીનો ઉપયોગ કરે છે.

## દિનચર્યા

દિનચર્યા સવારના ચાર વાગ્યાથી શરૂ થાય છે. ઘંટ વાગે છે કે તરત જ અમે નદીના કાંઠા પરની પ્રાર્થના કરવાની ઓસરીમાં ભેગા થઇએ છીએ. પ્રાર્થનામાં કેટલાક શ્લોકોનો પાઠ થાય છે, અને પછી એકાદ ભજન ગવાય છે. આમ અર્ધોએક કલાક પ્રાર્થના ચાલે છે, અને પછી બધા શાન્તિથી વિખરાઈ જાય છે. આસામથી આવેલા મુસલમાન વિદ્યાર્થીઓ પોતાની શરીઅત મુજબ નમાઝ પઢે છે.

શૌચકર્મથી પરવારી, ન્હાઇધોઈ, ઓરડીઓ સાફ કરી વિદ્યાર્થીઓ રસોડા માટે પાણી ભરે છે અને તે પછી તાજું દૂધ અને ભાખરીનો નાસ્તો કરે છે. સાડા ૭ વાગે ફરીથી ઘંટ વાગે છે અને સર્વે અભ્યાસવર્ગમાં એકઠા થાય છે. ટૂંકી પ્રાર્થના કર્યા બાદ અમારા રાષ્ટ્રીય વિદ્યામંદિરના અધ્યાપકો જુદા જુદા અગત્યના વિષયો પર વ્યાખ્યાનો આપે છે, જેવા કે: હિંદુસ્તાનની રાજકીય પરિસ્થિતિ, અહિંસાત્મક અસહકારના સિદ્ધાન્તો, દક્ષિણ આફ્રિકાના હિંદીઓનો સત્યાગ્રહ, ચરખાથી થતા ફાયદા વગેરે. આ છેલ્લા આઠ દિવસથી અભ્યાસવર્ગમાં તમામ વિદ્યાર્થીઓ તેમજ તેમની સાથે કામ કરતા આશ્રમવાસીઓ પોતપોતાની હકીકત ટુંકામાં જણાવે છે જેથી સર્વ કોઈની એકમીજાને ઓળખ થાય. પહેલે દિવસે આપ હાજર હતા અને એ વર્ગ પૂરો થતાં આપે જે શબ્દો કહ્યા તે પરથી અમે જોઇ શક્યા કે એ નવજુવાનોમાંના ઘણાની કુરબાનીની વાર્તા સાંભળી આપના હૃદયને કેવી અસર થઇ હતી.

સાડાસાત વાગ્યે કાંતવાનો વર્ગ શરૂ થાય છે અને તે સાડાદશ વાગ્યા સુધી ચાલે છે. ફરીથી પાછો બાર વાગ્યે વર્ગ શરૂ થાય છે અને તે ચાર વાગ્યા સુધી ચાલે છે. ત્રણ અનુભવી કાર્યકર્તાઓ આ વર્ગ ચલાવી રહ્યા છે. શરૂઆતમાં તો વિદ્યાર્થીઓને ૬ થી ૯ નંબરનું જાડું સુતર કાંતવાનું જ કહેવામાં આવે છે. ધીમે ધીમે તેમનો હાથ બેસતો જાય તેમ તેમ તેમને ૨૦ નંબર સુધીનું ઝીણું સુતર કાઢવાનું કહેવામાં આવે છે. જાડા સુતર માટે હલકી જાતની જ પૂણીઓ વપરાય છે, પણ ઝીણા સુતર માટે ઉંચી જાતની પૂણીઓ આપવામાં આવે છે. કાંતવાનું ચાલતું હોય છે તે વેળા એક શિક્ષક તો હરઘડી ઉભો જ હોય છે અને જોઇતી સુચનાઓ આપે છે. તોલો સુતર કંતાય કે તુરત જ તેને વાઝાની ફાળકી પર ચઢાવી, તેના ગુણ દોષ તથા નંબર આંકવામાં આવે છે. વિદ્યાર્થીઓને પોતે જ કનિલા સુતરમાંથી એક સરસ માળ કેમ વણવી તે શીખવવામાં આવે છે અને ત્રાક પર એકસરખી જાડી સાડી કેમ લપેટવી તે પણ બતાવવામાં આવે છે. જાડું સુતર કાંતતી વેળા જાડી ત્રાક આપવામાં આવે છે અને ઝીણું સુતર કાંતતી વેળા એ ત્રાકને બદલી ઝીણી ત્રાક આપવામાં આવે છે.

## સાપ્તાહિક પરીક્ષાઓ

દર સોમવારે સાપ્તાહિક પરીક્ષા લેવાય છે. આવી ત્રણ પરીક્ષાઓ થઇ ગઈ છે અને તેમાં ૨૨ વિદ્યા-

દાંઓ કાંતવાની પરીક્ષામાં પાસ થઈ પીંજવાના વર્ગમાં ગયા છે. સુંદર પૂણી પારખવાને માટે કાંતતાં આવડવું જોઇએ, આથી જ કાંતવાનું શીખ્યા પછી પીંજવાનો વર્ગ રાખેલો છે.

રૂ પીંજવાનું હમણાં બની શકે તેમ નથી કારણ કે કાલાં હવાઇ ગયાં છે, અને રૂ પીલવા જતાં કપાસીઆ પણ પીલાઇ જાય તેમ છે. ચોમાસું ઉતર્યા પછી એ પણ શીખવવામાં આવશે.

દર શુક્રવારે એકાદ કલાક શાસ્ત્રીય જ્ઞાન આપવામાં આવે છે. કાલાં અને રૂની પરીક્ષા કરવામાં આવે છે, અને જૂદા જૂદા નંબરવાળા સુતરની લંબાઇ પહોળાઇના હિસાબ શીખવવામાં આવે છે. એકવાર જૂદા જુદા પ્રાંતોમાં ચાલતા રેંટીઆઓના ગુણદોષની ચર્ચા કરવામાં આવી હતી અને છેવટે ખૂબ વિચાર કર્યા પછી સર્વાનુમતે નક્કી હર્યું કે આશ્રમમાં હાલ જે રેંટીઓ ચાલે છે તે જ નમૂનેદાર રેંટીઓ છે. આ રેંટીઆનું ચક્કર વજનદાર છે અને તેનો વ્યાસ ( પાંખીઆની લંબાઇ ) ૨ ફુટ છે. રેંટીઆની લંબાઈ ૩ ફુટ છે અને તે જ પ્રમાણે બીજા ભાગો છે. હાલ સુધીમાં કરેલી પ્રગતિ જોતાં અમને લાગે છે કે અમારો અભ્યાસક્રમ અમે વખતસર પૂરો કરી શકીશું.

દક્ષિણ હિન્દુસ્થાનમાંથી આવેલા વિદ્યાર્થીઓ રાષ્ટ્રીય ભાષાના જ્ઞાનના અભાવે મુંઝવણમાં આવી પડે છે. એથી એમના માટે એક હિંદી વર્ગ ખોલ્યો છે.

અહીંઆ એકત્ર થએલા સ્વાત્મભોગી અને ઉદ્યોગી નવજુવાનોની સેવામાં સત્યાગ્રહાશ્રમના માણસો અને સાધનો અર્પણ કરવાની તક આપવા માટે અમે હિંદી ખાદીવિભાગના આભારી છીએ. અમારી કને છે તે તેમને આપતાં બદલામાં અમને ઓછો લાભ મળતો નથી.

## પીંજામણુનો પ્રશ્ન

જે સ્થળે પીંજારાઓ મળતા નથી, અને કાંતનારને હાથે પીંજતાં આવડતું નથી તેવા સ્થળોમાં સારી પૂણીઓ મેળવવાની મહાસભા સમિતિઓને ભારે મુશ્કેલી નડે છે. આથી મહાસભા સમિતિઓએ પોતે રૂ પીલાવવું અને પીંજાવવું એ ઈચ્છવાજોગ છે કે નહિ એ વિષયમાં સલાહ માગતાં હિંદ ખાદી વિદ્યાલયના સંચાલક શ્રીયુત્ મગનલાલ ખુશાલચંદ ગાંધી સાબરમતી, સત્યાગ્રહ આશ્રમથી ૨૨ મી ઓગસ્ટ તારીખના કાગળમાં લખે છે કેઃ—

મને કોઇ એક મહાસભા સમિતિ તરફથી પત્ર મળ્યો છે તેમાં નિયમિત રીતે સારી પૂણી મળતી રહે એવી કોઇ વ્યવસ્થા કરવા માટે મારી સલાહ માગી છે.

સંચાનું કાપડ સસ્તું પડે છે એમ સમજી આપણે જેમ છેતરાઇએ છીએ તેમ સંચાની પૂણી સસ્તી પડે છે એમ સમજી પણ આપણે છેતરાઇએ છીએ એમાં શક નથી.

જો અમે મીલની પૂણીઓ નહિ વાપરવાનો પાકો નિશ્ચય કર્યો ન હોત તો અમે આ પૂણીઓનો પ્રશ્ન ઉકેલી શક્યા ન હોત. ગુજરાતમાં તો અમારે સારી પૂણી મેળવવાની અડચણ છેજ નહિ. અમારી જૂની પીંજણ અમે નાની બનાવી છે, અને દરેક કાંતવાનું શીખનારને પીંજવાનું પણ શીખવવામાં આવે છે. એકવાર ટેવ પડી તે પછી તો પીંજવાનું અઘરૂં લાગતુંજ નથી. બારડોલીમાં કાંઇ નહિ તો આશરે સો માણસો તૈયાર કર્યા છે. કેટલીક રાષ્ટ્રીય શાળાઓમાં આવી બે ત્રણ પીંજણો દાખલ થઇ છે, અને વિદ્યાર્થીઓને પીંજતાં શીખવવામાં આવે છે. લોકો આવીને આ વિદ્યાર્થીઓ પાસે પોતાનું રૂ પીંજાવી જાય છે.

પીંજારાઓ કરતાં આ વિદ્યાર્થીઓનું કામ ઘણું સરસ થાય છે. ગામડાના લોકો જેઓ મોટે ભાગે ખેડુત હોય છે તેઓ પોતાના હાથે વાવેલું અને હાથે ઘેર બેસી પીલેલું રૂ પીંજવા લાવે છે. આ રૂ

સુંદર હોય છે એટલે એનો પૂણીઓ પણ સુંદર અને નમૂનેદાર બને છે.

બારડોલીમાં અને ગૂજરાતના બીજા ભાગોમાં વપરાતી પીંજણ જૂદા જૂદા ઘાટની હોય છે. લોકો આમાંથી પોતાને પસંદ પડે તેવી પોતાના ખરચની પીંજણ લેઇ લે છે.

પ્રેસમાં દબાવેલું રૂ પણ આ જાતની પીંજણથી સંપૂર્ણ રીતે પીંજી શકાય છે. આવા રૂને એક ખીલા ઠોકેલું પાટીઉં લઇને પીંખવું પડે છે. ૯ ઈંચ લાંબું, ૩ ઈંચ પહોળું અને ½ ઈંચ જાડું એક લાકડાનું પાટીઉં લેઇ એક ઈંચીઆ ખીલા તેની બન્ને બાજુ બરાબર ઠોકી બેસાડવા, અને ખીલાને અડધો ઈંચ બહાર રાખવા. આ ખીલાઓની અણીઓ સાથે રૂને પીંખવાથી રૂ છૂટું પડી જાય છે અને પછી કોઇ પણ જાતની પીંજણ લેઇને સહેલાઈથી જોઇએ તેવું પીંજી શકાય છે.

મેં ગામડીઆઓને હાથીઆ થોર લેઇને રૂ છૂટું કરતા જોયા છે, અને એ આ પાટીઆ જેવુંજ કામ આપે છે. મારે અહીંઆ કહેવું જોઇએ કે સારી જાતના રૂની ગાંસડીને આવી રીતે પીંખવાની જરૂરજ પડતી નથી.

પીંજવાનું કામ સાવ સહેલું છે, અને ત્રણ ચાર અઠવાડીઆ બરાબર ધ્યાન આપી કોઇ શીખે તો પીંજારાઓની સાથે હરીફાઇમાં ઉતરવા જેટલું સહેજે શીખી જાય. પીંજવાનું કામ જાણનાર ખાદીના કાર્યકર્તાઓ જ્યાં સુધી આ પીંજારાઓ ઉપર દેખરેખ ન રાખે ત્યાં સુધી તેઓ સંતોષકારક કામ કદિ આપનાર નથી. પોતાના ખપ પૂરતું પીંજતાં શીખવું એ તો એથીયે સહેલું છે, અને સાત દિવસમાં તે શીખી શકાય છે. સારા રૂની હાથે પીંજેલી પૂણીઓ તેવા જ રૂની મીલની પૂણીઓ કરતાં સસ્તી પડે છે. જો કપાસની મોસમમાં જોઈતો કપાસ સંઘરી રાખવામાં આવે તો ઘણી ખરી મુશ્કેલી આપોઆપ દૂર થઇ જાય; પીંજવાની મહેનત ઓછી થઈ જાય, પૂણી ઝપાટાબંધ અને ચોકખી થાય, ઘટ ઓછી પડે અને ગાંસડી બંધામણનું ખર્ચ માથે ન પડે. જો મોસમમાં કાલાં ખરીદી લે, તો રૂની ખરીદ એથીયે ઓછી આવે. ઘેર બેસી હાથે પીલેલું રૂ ચોકખું અને મજબૂત હોય છે. એ પીંજાય છે પણ સહેલાઇથી અને એનું સૂતર પણ વળદાર અને સુંદર થાય છે. એથી કેટલાયે માણસને રોજી મળે છે. ખાદીના કાર્યમાં એક ખાસ અગત્યની બાબત એ છે કે કાર્યકર્તાને એ ઉદ્યોગની રજેરજ માહીતી હોવી જોઇએ.

### સંચાનું પીંજામણ

હાથે પીંજેલી પૂણીઓના ગુણ વગેરે જણાવ્યા બાદ કેરાલા મહાસભાસમિતિએ પોતાના પત્રમાં જણાવેલો પીંજવાનો સંચો ખરીદવા માટે મારે ક્યા ક્યા વાંધા છે તેનો નિર્દેશ કરું છું.

૧. તે સાવ પરદેશી વસ્તુ છે અને તેને ચલાવવા માટે હોશિયાર કારીગર જોઇએ છે.

૨. એની કિંમત ભારે છે.

૩. એ બોટકે તો એની મરામત કરતાં બહુ ખર્ચ લાગી જાય છે અને કેટલીક વાર તો દિવસોના દિવસો વહી જાય છે. આમ ઘણો વખત એળે જાય, અને એથી નુકસાન વેઠવું પડે.

૪. આ બાબતના ખાસ અનુભવીઓનો એવો મત છે કે સંચાની ગરમી અને પછડાપછડીને લીધે પીંજાતી વેળા રૂનું ૮૦ ટકા સત્વ ઉડી જાય છે.

૫. સંચો દાખલ થવાથી શુદ્ધ ખાદી પેદા કરવામાં ગરીબોને મળતી મજૂરીનું સૌથી વધારે લાભકારક અને પ્રાણવાન અંગ નાશ પામશે.

---

## સિંધમાં ખાદીની પ્રવૃત્તિ

**હિંદી મહાસભા ખાદીવિભાગના મંત્રી શેઠ જમનાલાલ બજાજને તા. ૩૧ ઑગસ્ટ, ૧૯૨૨ સુધીમાં સિંધની ખાદીની પ્રવૃત્તિના જે હેવાલો મળ્યા છે તે પરથી નીચેનો હેવાલ આપ્યો છે. વિગતવાર માહિતી નહિ મળવાને લીધે આ હેવાલ ઘણી રીતે અપૂર્ણ છે. આશા છે કે બીજો હેવાલ મોકલતી વેળા સર્વ વિગતોની માહિતી આપવામાં આવશે.**

સિંધ પ્રાંતિક ખાદીવિભાગના હાથ નીચે સિંધ પ્રાંતની ખાદીનું કાર્ય સરસ રીતે ગોઠવવામાં આવ્યું છે. ડૉ. ચીમનલાલ ઇશ્વરદાસ જગતાની એ વિભાગના મંત્રી છે, અને એમની દેખરેખ નીચે જીલ્લાવિભાગો છે. આ પ્રાંતમાં ૮ જીલ્લા છે, તેમાંથી ૩ જીલ્લાનું કાર્ય મે માસ સુધીમાં વ્યવસ્થાસર ગોઠવાઇ ગયું છે. હિંદી મહાસભા ખાદીવિભાગના નિરીક્ષકે મે માસમાં આ પ્રાંતનું નિરીક્ષણ કર્યું હતું. નિરીક્ષકે કુલ પાંચ મથકો તપાસ્યાં અને તેમાં ખાદીનું કાર્ય તેમને સંતોષકારક લાગ્યું. આ કામ જોઇને તેમણે મહાસભાની કારોબારી સમિતિને સિંધ ખાદીવિભાગને રૂ. ૫૦૦૦૦ ની લોન આપવા ભલામણ કરી છે અને સમિતિએ તે ભલામણ સ્વીકારી છે.

હાલ જે ખાદી વણાય છે તે બધીના તાણાવાણામાં હાથનું કાંતેલું જ સુતર વાપરવામાં આવે છે. ૨૭ ઈંચ પનાની આવી શુદ્ધ ખાદી ગામડાઓમાં ૬½–૭ આને વાર વેચાય છે અને શહેરોમાં ૮½–૯ આને વેચાય છે. ગુજરાતની ખાદી સાથે ટક્કર ઝીલે એવી ખાદી સિંધ ઉત્પન્ન કરે છે. ઘણાખરા જીલ્લાઓમાં જે સુતર કંતાય છે તે વાણાના કામમાં તો આવી જ શકે એવું હોય છે.

કેટલાંક ગામોમાં તો દેશી રંગ પણ બનાવવામાં આવે છે.

બધા વિભાગોમાં હાથવણામણ કરતાં હાથકંતામણનો વિશેષ પ્રચાર છે. હાથવણામણ વધારવા માટે હવે ઝપાટાબંધ પ્રયાસ થઈ રહ્યો છે. હાથવણામણ જેમ લોકપ્રિય અને સસ્તું થશે, તેમ ખાદી સસ્તી પડશે. ઉત્પન્ન થએલી ખાદીને વેચવાનો અહીંઆ સવાલ જ નથી. જે સ્થળોમાં ખાદી ઉત્પન્ન થાય છે તે સ્થળો જ ઘણીખરી ખાદી ખરીદી લે છે, અને બાકી જે વધે છે તે આસપાસના શહેરોમાં ખપી જાય છે. જે મથકોની મુલાકાત લીધી છે તે ઘણુંખરૂં પોતાનું ખર્ચ નભાવે તેવી સ્થિતિમાં છે. આ પ્રાંતમાં ઘણાં ખાદી કાર્યાલયો છે, અને તે પુષ્કળ ખાદી પેદા કરી શકે તેમ છે. જેવાં કે: હૈદરાબાદ જીલ્લામાં હૈદરાબાદ, ટંડોલમ અને ટંડોલા; સક્કર જીલ્લામાં સક્કર અને સુખપુર; સાહિતિ જીલ્લામાં નવશાહ, નલાની, મિચિયાની અને દોલતપુર; અને થરપારકર જીલ્લામાં મીરપુરખાસ. આ બધાં કાર્યાલયો ખાદી ઉત્પન્ન કરવાના કાર્યમાં ખુબ પ્રગતિ કરી રહ્યાં છે.

પણ અહીંઆ બધું સંપૂર્ણ નથી, કેટલીક અપૂર્ણતાઓ પણ છે. અહીંઆ સારા કાર્યકર્તાઓની ખોટ છે, સુતર જોઇએ તેવું સારૂં થતું નથી અને ખાદી ઘણા જ ટુંકા પનાની વણાય છે. ખાદી પહેરનારા લોકોને સંતોષ આપવાને ખાતર સુતર જેમ બને તેમ ઝીણું કંતાવું જોઇએ છે. ખાદીકાર્ય વિષેની શાસ્ત્રીય તાલીમ લેવાને ખાતર સાબરમતી હિંદ વિદ્યાલયમાં આ પ્રાંતે ત્રણ વિદ્યાર્થીઓ મોકલી આપ્યા છે. આ વિદ્યાર્થીઓ તાલીમ લેઇ પાછા ફરશે એટલે આ કાર્યમાં તેઓ ઘટતા ફેરફાર કરી સુતરની જાતમાં ચોક્કસ સુધારો કરશે એવી આશા રખાય છે. દરમિયાન વધારે લાંબા પનાની ખાદી વણાવવાના પ્રયાસ થઇ રહ્યા છે. ખાદી જેમ બને તેમ સસ્તી કરવાના પ્રયાસ પણ ચાલુ છે.

સિંધના ખાદીપ્રચાર કાર્યમાં મહાસભાની કારોબારી સમિતિએ રૂ. ૫૦૦૦૦ ની જે લોન આપી છે, તે ઉપરાંત સિંધ પ્રાંતિક સમિતિએ પણ રૂ. ૨૦,૦૦૦ ની બીજી લોન આપી છે. આ સિવાય હૈદરાબાદ જીલ્લા સમિતિ પાસે રૂ. ૪૦,૦૦૦ અનામત પડ્યા છે.

જે સ્થળોની તપાસ કરી છે તે સઘળા સ્થળોમાં કપાસનું વાવેતર છે, અને પીંજારાઓની સંખ્યા પણ ખુબ છે. પીંજામણનું ખર્ચ (બગાળી) શેર દીઠ ૨થી ૩ આના આવે છે, અને કંતામણ ૬થી ૧૨ આના એટલે કે કંતામણના પૈસા સુતરની જાત પ્રમાણે ચુકવવામાં આવે છે. સાધારણ રીતે અહીંઆ સુતર ૬થી ૧૫ નંબરનું કંતાય છે. આમાંનું પોણા ભાગનું સુતર વાણા તરીકે ચાલી શકે તેવું હોય છે. વણાટ અહીંનો ઘટ હોય છે અને ૨૭ ઇંચ પનાની ખાદીના વણામણના વારે ૨થી ૩ આના લે છે. અહીંઆ લાંબામાં લાંબા પનાની ખાદી ૪૬ ઇંચની વણાય છે. મે માસમાં અહીંઆ દરરોજ સરેરાશ ૧૦થી ૧૨ શેર સુતર પેદા થતું, અને ખાદી ૭૫થી ૧૦૦ વાર પેદા થતી.

તૈયાર કરવાને માટે કટકના સ્વરાજ્ય આશ્રમમાં પ્રાંતિક સમિતિએ એક કારખાનું ઉઘાડયું. આશ્રમમાં કાંતવાનું શિક્ષણ પણ અપાતું. કાંતવાની સમજુતી આપનાર સ્વયંસેવકોને રેંટીઆ લઇને જુદા જુદા ભાગમાં મોકલવામાં આવ્યા. પછીથી જીલ્લા સમિતિઓ સ્થપાઇ ત્યારે આ કામ કટકની જીલ્લા સમિતિએ લઇ લીધું અને આ મુજબ બીજા જીલ્લાઓમાં પણ આવાં મથકો કાઢવામાં આવ્યાં. સ્વદેશીપ્રચારને માટે જીલ્લાઓએ પોતાનાં નાણાં ખરચવા માંડયાં. જુન મહિનામાં પ્રાંતિક સમિતિએ રૂપીઆ ત્રણ હજારનું રૂ ખરીદીને જીલ્લાઓને મોકલી આપ્યું.

## નાણાંની ગોઠવણ

અસહકારની પ્રવૃત્તિને માટે મહાસમિતિએ આ પ્રાંતને રૂપીઆ દશ હજારની મદદ આપી ત્યારેજ સ્વદેશીને સામાન્ય કામથી જુદું પાડવાનું અને તેને ધંધાના ધોરણ ઉપર રચવાનું પહેલું પગલું લેવામાં આવ્યું. પ્રાંતિક સમિતિએ આ રકમ સ્વદેશીને માટે જ નીમી અને તેમાંથી થાપણ તરીકે રોકવાને માટે જીલ્લાઓને જુદી જુદી રકમ આપવામાં આવી. આથી રૂ, રેંટીઆ, સુતર વગેરે જોઇતા પ્રમાણમાં રાખીને તે વહેંચવાની અને રેંટીઆની કિંમત હપતે હપતે લેવાની શરતે તે આપવાની ગોઠવણ જીલ્લાઓ કરી શકયા. વળી દુકાળ અટકાવવાના એક સાધન તરીકે રેંટીઆનું કામ કરવાને પૂરીની દુકાળસમિતિએ પ્રાંતિક સમિતિને રૂપીઆ બાર હજાર આપ્યા, તેથી આ કામમાં ઘણી મદદ મળી. આ રકમો પ્રાંતના જુદા જુદા ભાગમાં વહેંચાઇ જવાથી સ્વદેશીના કાર્યમાં ઘણી પ્રગતિ થઇ.

ઓકટોબરની આખરમાં ખાદીના કામને માટે ગંજામની જીલ્લાસમિતિને રૂપીઆ વીસ હજારની રકમ આપવાની ભલામણ કરવામાં આવી અને મહાસમિતિએ તે મંજૂર કરી. પછીથી કટક, પૂરી, અને બાલાસોર જીલ્લાને માટે રૂપીઆ ત્રીસહજાર મંજૂર કરવામાં આવ્યા. આ રકમો મળ્યા પછી રેંટીઆના કામ ઉપર દેખરેખ રાખવાનું અને ધંધાની રાહે ખાદી ઉત્પન્ન કરવાનું ખરેખરૂં કામ જીલ્લાઓમાં શરૂ થયું. સંબલપુર જીલ્લામાં ખાદીના કામ માટે ઘણીજ અનુકૂળતા હોવા છતાં તેને મદદ મળી નહિ એટલે પ્રાંતિક સમિતિએ પહેલાં આપેલી રકમમાં થોડાંક સ્થાનિક નાણાં ઉમેરીનેજ તેને ચલાવવું પડયું. જે જગ્યાએ હપતે હપતે કિંમત પાછી વાળવાની શરતેકે બીજી કોઈ રીતે વધારેમાં વધારે ચરખા દાખલ કરી શકાય, અને જ્યાં વણવાની ઘણી અનુકૂળતા હોય તે જગ્યાઓનેજ ખાદીના કામ માટે પસંદ કરવામાં આવી છે.

## રેંટીઆની સંખ્યા

કોંગ્રેસની અને ખાનગી દેખરેખ નીચે આખા પ્રાંતમાં ચાલતા રેંટીઆની સંખ્યા નીચે મુજબ છેઃ—

| | | | |
|---|---|---|---|
| કટક | ૬૦૦૦ | સંબલપુર | ૮૦૦૦ |
| પૂરી | ૪૫૦૦ | સીંગભૂમ | ૫૦૦૦ |
| બાલાસોર | ૨૫૦૦ | ગંજામ | ૧૨૦૦૦ |

કુલ સંખ્યા...૩૮૦૦૦

દરેક ચરખાની સરેરાસ કિંમત રૂપીઆ ૨-૧૨-૦ છે. કોંગ્રેસની અને ખાનગી વ્યવસ્થાથી બનેલી કુલ ખાદીના આંકડા પૂરેપૂરા મળતા નથી પણ કટક, બાલાસોર અને ગંજામની જીલ્લાસમિતિઓ જણાવે છે કે ગયા બે મહિના સુધીમાં કોંગ્રેસની અને ખાનગી સંસ્થાઓ તરફથી અનુક્રમે ૩,૭૬,૨૫,૨૫૩, અને ૧૦,૬૦૦ વાર ખાદી તૈયાર થઇ હતી. ખાદીનો પનો ૩૧ થી ૫૪ ઇંચ હોય છે પણ મોટા ભાગની તો ૩૬ થી ૪૦ ઇંચ પનાની હોય છે. મોટામાં મોટો પનો ૪૫ ઇંચનો લોકો માગે છે. અને તેટલો બધા પ્રાંતમાં વણાય છે. બાલાસોર જીલ્લામાં ઘણીજ બારીક અને ઘટ ખાદી ઉત્પન્ન થાય છે પણ તે બહુ થોડા જથ્થામાં. ધોતીઆં, સાડીઓ, પહેરણના બરની સફેદ અને રંગીન અને કોટના બરની દોતારી ખાદી તૈયાર થાય છે. ખાદીના ભાવ નીચે મુજબ છેઃ—

| | વાર | કિંમત |
|---|---|---|
| ધોતીઆં | ૮-૪૫ | રૂ. ૪ાા થી ૫ાા |
| સાડી | ૫-૪૫ | રૂ. ૩ થી ૪ |
| પહેરણની ખાદી | ૧-૩૬ | રૂ. ૦ાા-થી૦ાાા |
| કોટની દોતારી ખાદી | ૧-૩૦ | રૂ. ૦ાા થી ૧ા |

## ખાદીની પેદાશ

સાધારણ રીતે કાંતનાર પોતેજ રૂ પીંજે છે અને પોતાની પૂણીઓ બનાવે છે, અને કોઇકજ જગાએ પીંજારાઓને રોકવામાં આવે છે. ગંજામ સિવાયના બધા જીલ્લામાં મોટે ભાગે નવથી બાર નંબરનું સુતર કંતાય છે અને વાણાનાજ કામમાં આવે તેવું હોય છે. વીસ નંબર સુધીનું સુતર કેટલેક ઠેકાણે કંતાય છે, પણ વધારે સારૂં સુતર ઉત્પન્ન કરવા તરફ જોઇતું ધ્યાન અપાયું નથી તેથી તેનું પરિણામ જુજ છે. ગંજામમાં ૧૦ થી ૮૦ નંબરનું અને એથી પણ વધારે બારીક સુતર બહુજ થોડા પ્રમાણમાં કંતાય છે. પોતાના ખપ સિવાયનું વધારે સુતર કાંતવાને જોઇએ તેટલાં માણસો ઘણાયે ભાગમાં મળી શકે છે.

ઉત્કલનું વણાટ ઘટ્ટ હોય છે. શુદ્ધ ખાદી વણવાનુંજ હમેશાં ધ્યાનમાં હોય છે, અને બે ત્રણ જગાએ વણાટ શીખવાતું હતું તેથી શરૂઆતમાં મીલનું સુતર વપરાતું હતું તેને બાદ કરીએ તો તેવા સુતરનો બિલકુલ ઉપયોગ કરવામાં આવ્યો નથી. ફટકા-શાળાવાળા વણકરો બહુ ઓછી સંખ્યામાં હોવાથી અને જેઓ છે તેઓ તાણામાં હાથનું સુતર વાપરી ન શકાય એમ માનતા હોવાથી તેઓ શુદ્ધ ખાદી તરફ એકદમ વળતા નથી. આમ ફટકાશાળતી અછતને લીધે અને બીજી શાળામાં બહુ ટુંકા પનાની ખાદી વણાતી હોવાથી હજી વણાટને માટે ખાસ પ્રયાસ કરવાની જરૂર છે.

એક સારૂં ચિન્હ એ છે કે હાથનું સુતર તાણામાં નજ વાપરી શકાય એવી ફટકાશાળાવાળાઓની માન્યતા ધીમે ધીમે દૂર થતી જાય છે. વળી સાધારણશાળવાળાઓ ફટકાશાળના આર્થિક લાભ સમજતા જાય છે. આ બધાથી થોડા વખતમાં સોંઘી અને સારી ખાદી મોટા પ્રમાણમાં ઉત્પન્ન કરવાની શક્તિ આ પ્રાંતમાં આવશે. અહિંયા જણાવવું જોઇએ કે ગંજામની ખાદીનો પનો મોટામાં મોટો હોય છે.

દેશી કે વિલાયતી રંગથી હાથના સુતરને રંગવાનું કામ કારીગરના અભાવે સહેલાઇથી થઇ શકતું નથી. સંબલપુર અને પૂરીના થોડાજ ભાગમાં દેશી રંગથી રંગવાની કળા નાબુદ થઇ નથી. પરિણામે પાકા રંગની કીનારવાળાં ધોતીઆં કે સાડીઓ થોડી સંખ્યામાં જ બને છે.

સાબરમતીના ખાદીવિદ્યાલયમાં આ પ્રાંતમાંથી ત્રણ વિદ્યાર્થીઓ આવ્યા છે. તેઓ ખાદીના કામથી પૂરેપુરા વાકેફ થઇને ત્યાં સારા પાયા ઉપર એ કામ જમાવશે એમ લાગે છે.

### રોજી

પીંજવાની, કાંતવાની અને વણવાની રોજી સરેરાશ નીચે મુજબ છેઃ—

પીંજારાઓનો દર ૧૦૫ તોલાના ૪ આનાથી ૪॥ આના છે, અને કાંતવાને માટે પોતેજ પીંજે તેઓ તેટલાજ તોલાના ૩॥ થી ૪ આના લે છે. ૧૦૫ તોલા પીંજીને કાંતવાને માટે ૬ થી ૮ નંબર સુધીના સુતરના ૯ થી ૧૧ આના, અને ૯ થી ૧૨ નંબર સુધીના ૧૧ થી ૧૩½ આના અને એથી ઉપરના નંબરના તેજ પ્રમાણે વધારે દામ અપાય છે. જ્યારે પૂણી આપવામાં આવે છે ત્યારે તેટલાજ વજનના ૬ થી ૮ નંબરના સુતરના ૬ થી ૮ આના અને તેથી ઉપરના સુતરના ૧૦½ આના અને એથી વધારે અપાય છે. ૩૬ ઇંચ પનાનું કપડું વણવાનો વારે ૧½ આનો, ૪૦ પનાના વારે ૨ આના, ૪૫ ના વારે ૨½ આના અને એથી વધારે વણવાના ૩ આના અપાય છે.

### ભવિષ્યનો વિકાસ

રૂપીઆ દોઢ લાખની લોનમાંથી ખાદીના કામનો વિકાસ કરવાની જે યોજના ઘડાઇ તે ઉપરથી જણાય છે કે પ્રાંતમાં જુદે જુદે ઠેકાણે રેંટીઆ, શાળો, વેચાણની દુકાનો ) રંગવાનાં થાણાં વગેરે વધારવામાં આવશે તે જાણવા માટે નીચેની વિગતો ઉપયોગી થઇ પડશે.

કટક જીલ્લામાં ૨૫૦૦ વધારે રેંટીઆ અને તેના પ્રમાણમાં વધારે શાળો દાખલ કરવાની છે. તેજ

જીલ્લામાં જગતસિંગપૂરમાં વીસ શાળનું એક કારખાનું શરૂ કરવાનું છે. ત્રણ નવી દુકાનો પણ ઉઘડશે. પૂરી જીલ્લામાં ૨૭૦૦ વધારે રેંટીઆ અને ૧૩૫ શાળો અને એક વણવાનું અને રંગવાનું કારખાનું ચલાવવાનું છે. બાલાસોર જીલ્લામાં સમિતિ ૧૨૦૦ નવા રેંટીઆ, ૯૦ શાળો ચલાવશે અને એક નવી દુકાન ખોલશે. સંબલપુર જીલ્લામાં ૧૦૦૦ રેંટીઆ ૧૫૦ શાળો ચલાવવામાં આવશે અને રંગવાનું એક કારખાનું ખોલાશે. સિંગભૂમ જીલ્લામાં ૫૫૦ નવા રેંટીઆ અને ૯૦ શાળો ચલાવવામાં આવશે. ગંજામ જીલ્લામાં ૬૦ થી ૮૦ અને તેથી પણ ઉપર નંબરનું સુતર તૈયાર થાય છે તેથી બારીક સુતર કંતાવા પર વધારે ધ્યાન આપવાનો વિચાર છે. તેને અંગે ૩૬૦૦ વધારે રેંટીઆ અને તેના પ્રમાણમાં વધારે શાળો ચલાવવામાં આવશે. વેચાણને માટે એક મોટી અને સાત નાની દુકાનો ઉઘાડવામાં આવશે અને નમૂના ૩૫ એક વણાટશાળા પણ ખોલાશે.

ઉપસંહાર

મહાસમિતિના ખાદીવિભાગના નિરીક્ષકે ઉત્કલ પ્રાંતની મુલાકાત ગયા જુન મહિનામાં લીધી હતી. ખાદીનાં કેટલાંક મથકો તેમને તપાસ્યાં હતાં. તેમને ખાદીનું કામ સંતોષકારક લાગ્યું. ખાદીનું કામ કરનાર સ્વયંસેવકોમાંથી સપાટાબંધ સરકારે કેટલાયને ઉપાડી લીધા તોપણ તેમણે જે કામ કરી બતાવ્યું છે તેને માટે તેમને શાબાશી આપી. ઉત્કલના સ્વયંસેવકોને આ વિભાગના મંત્રી પણ હૃદયપૂર્વક અભિનંદન આપે છે અને આશા રાખે છે કે ખાદીની પ્રવૃત્તિમાં ઉત્કલ સરસ ફાળો આપશે. કેટલાક જીલ્લાના કામની જાણવાજોગ વિગતો અને મહાસભાના ખાદીના મથકોની યાદી પરિશિષ્ટ (૧) અને (૨)માં આપેલાં છે.

---

# પરિશિષ્ટ (૧)

## ગંજામ જીલ્લામાં ખાદીની પ્રવૃત્તિ

ગંજામ જીલ્લામાં કપાસ પાકે છે. ૬ થી ૧૪ નંબરનું સુતર કાંતી શકાય એવો ભુખરો કપાસ, ૬ થી ૧૨ નંબરનું સુતર કાંતી શકાય એવો સફેદ કપાસ અને ૧૦૦ નંબર સુધીનું સુતર કાંતી શકાય એવો પણ સફેદ કપાસ આ જીલ્લામાં જગન્નાથપ્રસાદ, બગુડા, કોદલા, બોરીસીંગીદીગુપુડી, સુરંગી, ઉદ્દન અને પરલકીમેડી એટલી જગ્યાએ થાય છે. ૧૦૦ નંબરનું સુતર કાંતી શકાય એવો કપાસ થોડોજ થાય છે.

૪૦ શેરના એક મણ કપાસ પીલવાનો દર રૂા. ૧-૬-૩ થી રૂા. ૨-૮-૦ સુધીનો છે. ૮૦ તોલાનું એક શેર રૂ પીંજવાના બે થી ચાર આના થાય છે. સાધારણ રીતે પીંજારાઓજ રૂ પીંજે છે, અને તેઓ જોઇતી સંખ્યામાં મળી શકે છે.

જુનીજ જાતનો રેંટીઓ અહીંઆં વપરાય છે. તેનો વ્યાસ ૨૭"થી ૩૩" હોય છે, અને તેની લંબાઇ ૪૦" સુધીની છે. તે ચરખો બનાવવાનો ખર્ચ રૂા. ૧-૪-૦ થી ૨-૮-૦ સુધી થાય છે. ગયા જુન માસમાં કરેલી ગણત્રી પ્રમાણે આ જીલ્લામાં આશરે ૧૨ હજાર રેંટીઆ ચાલે છે, અને મહિને ૨૦૦ મણ સુતર થાય છે. સુતર સાધારણ રીતે ૬ થી ૧૪ નંબરનું હોય છે, અને સરેરાશ ૧૦ નબરનું હોય છે. ૬૦ થી ૮૦ નંબરનું પણ થોડું સુતર કંતાય છે. ૧૦, ૧૫, અને ૨૦ નંબરના સુતરની કંતાઈ અનુક્રમે ૮, ૧૦ અને ૧૪ આના છે. ૮૦ ટકા જેટલું સુતર તાણામાં વપરાય એવું હોય છે.

અહીંઆ ૪૦ હજારથી પણ વધારે વણકરોની વસ્તી છે અને આશરે ૧૦ હજાર શાળ અહીં ચાલે છે તેમાંથી માત્ર ૪૦૦ શાળ ઉપર શુદ્ધ ખાદી વણાય છે. જો જોઇતી ગોઠવણ થઈ શકે તો આશરે ૫૦૦૦ વણકરો માત્ર હાથનુંજ સુતર વણે. ૩૧"થી ૫૪"ના પનાનું કાપડ વણાય છે, પણ સરેરાશ

૩૬" પનો હોય છે. ૩૧,"૩૬,"૪૫" અને ૫૪" પનાનું કાપડ વણવાને વાર દીઠ અનુક્રમે ૧, ૧૧, ૨ અને ૨ાા આના ભાવ હોય છે. કિનારીનાજુદાં દામ આપવાં પડે છે. પહેરણની ખાદી માટે ૧૦ થી ૧૨ નંબરનું સુતર વપરાય છે: વધારે સારૂં સુતર ધોતીયાં માટે રાખવામાં આવે છે. કેવળ શુદ્ધ ખાદી વણવાનું વણકરોને સમજાવતાં તેઓ એવી ફરિયાદ કરે છે કે, હાથનું સુતર તાણાને લાયક ન હોવાથી ઘણીવાર તુટી જાય છે. વળી તેઓ એમ પણ માને છે કે હાથનું સુતર વણવામાં જોઇતી કમાણી નથી.

કોંગ્રેસના અને ખાનગી વહીવટથી દર મહિને આશરે ૫૦ હજાર વાર ખાદી વણાય છે. મુખ્ય મથકો કોદલા, બરુઆ અને જગન્નાથપ્રસાદ છે.

આ જીલ્લામાં ખાદીની આયાત મુખ્યત્વે કરીને ગંતુર અને મછલીપટ્ટમમાંથી થાય છે. ખાદીની ખપત કટક અને પૂરી જીલ્લામાં, તેમજ કલકત્તા, મુંબઇ અને મદ્રાસ શહેરોમાં થાય છે.

ખાદીની છત કરતાં માગણી વિશેષ છે. ખાદીના નવા હિમાયતીઓ મોટે ભાગે અંગ્રેજી ભણેલા હોય છે. જુદી જુદી જાતની અને સરસ ધોયેલી ખાદી મળતી નથી. લોકોની માગણીને પહોંચી વળવા માટે, અને વધારે પ્રચાર કરવાને માટે તે ઉત્પન્ન કરવાની જરૂર છે.

ખાદીના ભાવ નીચે મુજબ છે:—

ધોતીઆં:—૪ વાર×૪૫," વાર દીઠ રૂ. ૨-૪ થી ૨-૧૨.
સાડી:—૫ વાર×૪૫", રૂપીઆ ૩ થી ૪.
પહેરણની ખાદી સફેદ કે રંગીન:—૧ વાર×૧ વાર, ૯ થી ૧૨ આના.
કોટની દોતારી ખાદી:—૧ વાર×૩૦", ૧૨ આનાથી રૂ. ૧ા.

છાપેલી ચાદરોની, પાકા રંગની પહેરણની ખાદીની, ટવીલની અને શેતરંજીની માગણી ઘણી છે.

ખાદી ઉત્પન્ન કરવાનાં મથકો ચાલે છે તેનાથી અચાનક જે થાય, તે સિવાય કંઇ ખાસ ચળવળ ખાદીના પ્રચાર માટે કરવામાં આવતી નથી. કપાસની વધારે ખેતી કરાવવાને માટે થયેલા પ્રયત્નો આ સાલ સફળ નીવડયા છે. થોડીજ ખાદી ફેરીથી વેચવામાં આવે છે.

જીલ્લામાં ખાદીનું કામ વધારવાને જે યોજના કરેલી છે, તેને અંગે પાંચ ઠેકાણે ભરાતી ગુજરીઓમાં ખાદીના વેચાણ ઉપર કાબૂ રાખવાનો, સરેરાશ ૨૦ નંબરનું ધોતીઆંને કામમાં આવે એવું સુતર કંતાવવા માટે ખાદીખાતાના કામ કરનારાઓને, વણાટનું અને ફટકાશાળ વાપરવાનું શીખવવાનું, જીલ્લાના રૂના પાક ઉપર કાબૂ રાખવાનું અને સુતર અને કાપડ રંગાવવાની અને નીખારવાની વ્યવસ્થા કરવાનું નિરધાર્યું છે. કંતાવવાને માટે જે અનુકૂળતાઓ હાલ છે, તેની કાળજીપૂર્વક વ્યવસ્થા કરવાનીજ હાલ જરૂર છે. ખાદી સોંઘી પડે તે માટે જીલ્લાના રૂના પાક ઉપર કાબૂ રાખવોજ પડશે. વળી ગંતુર, હૈદરાબાદ, અને જાપાનથી ખાદીને નામે છેતરપંડીથી ઘણો માલ વેચાય છે. ૬૦ થી ૮૦ નંબરના સુતરની બારીક ખાદી જીલ્લાસમિતિની ખાસ માગણીથી બહુ જુજ પ્રમાણમાં બને છે.

ગંજામ જીલ્લાસમિતિના મંત્રી શ્રી નિરંજન પટનાયકનેજ હસ્તક ખાદીનું બધું કામ છે. તેઓ જુદે જુદે ઠેકાણે ખાદી પેદા કરનાર અને વેચનાર સ્વયંસેવકોનીજ મદદથી આ ખાતું ચલાવે છે. સમિતિની આ બધી પ્રવૃત્તિ તેની આવકમાંથીજ નભે છે.

## બાલાસોર જીલ્લાની ખાદીની પ્રવૃત્તિ

૧૯૧૧ ના વસ્તીપત્રક મુજબ આ જીલ્લાના વણકરોની સંખ્યા ૫૦ હજારથી પણ વધારે છે. વણકરો બે જાતના છે: એક ચમારી અને બીજા બંગાળી. ત્યાંના ચમારી વણકરો ૬ થી ૨૦ નંબરનું સુતર વણે છે ત્યારે બંગાળી વણકરો ૪૦ થી ૬૦ નંબરનું અને તેથી પણ ઝીણું સુતર વણે છે. ચમારી વણકરોની સંખ્યા જુજ છે. આ જીલ્લાના ત્રણ તાલુકામાં ખુબ ચમારી વણકરો છે. ચમારી વણકરો દરરોજ કાપડ પેદા કરે છે તેની ખપત ઉપરથી એવું અનુમાન થાય છે, કે આ જીલ્લાની ૩૦ મા ભાગની વસ્તી અહીંઆની મીલના સુતરનું કાપડ પહેરે છે. આ જીલ્લામાં કાંતવાનું તદ્દન બંધ થઇ ગયું હતું, તે હમણાંજ નવેસર ચાલુ કરવું પડયું

છે. અસહકારની ચળવળ શરૂ થઇ તે પછી લોકોએ ચમારી વણકરોનું ૬ થી ૨૦ નંબરનું જાડું કાપડ વધારે વાપરવા માંડયું છે અનેઝીણા કાપડની માગણી ઘણી ઘટી ગઇ છે. ઘણા બંગાળી વણકરો હવે ૨૦ નંબરનું સુતર વણે છે. ૨૪ સાલના નવેંબર માસ સુધીમાં ૪૦૧૦ રેંટીઆ દરરોજ સરેરાશ ૪ કલાક ચાલતા થઇ ગયા હતા.

વણાટની બાબતમાં આ જીલ્લાને ખાસ અનુકૂળતા છે. ચમારીઓને હાથનું સુતર વણવાને જરાએ વાંધો નથી. વણાટનો તેમનો દર પણ ભારે નથી. તેમને હાથનું સુતર આપવામાં આવે તો તેઓ સહેલાઇથી વણે.

બાલાસોર જીલ્લાનાં કેટલાંક ખાદીનાં મથકોથી મળેલા હેવાલ ઉપરથી જણાય છે કે ત્યાં ઉત્પન્ન થતા કપાસને પીલવો પડતો નથી, કારણ કે તેમાં કપાસીઆ હોતા નથી. જીલ્લાના ઘણા ભાગમાં પીંજારા નથી મળતા. કાંતનારાઓજ હાથે રૂ પીંજી લે છે. તેથી કાંતવાની રોજીમાં પીંજવાની પણ રોજીઆવી જાય છે. અહીંઆ જુનીજ ઢબનો રેંટીઓ ચાલે છે, અને દરેકની કિંમત રૂા. ૨-૧૨-૦ હોય છે. સાધારણ રીતે ૫ થી ૧૫ નંબરનું સુતર કંતાય છે, માત્ર ભદ્રકમાં ૩૦ નંબરનું સુતર થતું માલૂમ પડે છે. બધાંએ મથકેથી ખબર પડી છે કે ખાદીની છત કરતાં માગ વિશેષ છે. મોટા ભાગનાં મથકોમાં તાણામાં નંખાય એવું સુતર ૨૦ ટકા જેટલુંજ હોય છે, પણ ભદ્રકમાં ૮૦ ટકા જેટલું સુતર તાણામાં વાપરી શકાય એવું હોય છે. બીજી બાજુએ એક મથકમાં માત્ર ૫ ટકા જેટલુંજ સુતર તાણાને લાયક હોય છે. સુતર સરખું અને વળદાર નહિ હોવાથી વણવામાં બહુ મુશ્કેલી પડે છે.

વણકરો મીલનું સુતર વધારે પસંદ કરે છે, અને હાથના સુતર માટે વધારે દામ માગે છે. ઘણે ઠેકાણે તો વણકરો મહાજનના હાથમાં સપડાયેલા હોય છે, અને મહાજનને હાથના કરતાં મીલના સુતરમાં વધારે નફો મળે છે તેથી તેઓ તે વાપરવાનો આગ્રહ કરે છે. જુદી જુદી જાતની અને જુદી જુદી ખાદીની ત્યાં માગણી છે.

તે જીલ્લાનો ખાદીવિભાગ શ્રી કરૂણાકર પાણીગ્રહીના હાથમાં છે.

## સંબલપુર જીલ્લાની ખાદીની પ્રવૃત્તિ

આ જીલ્લામાં આશરે દશબાર દેશીરાજ્યો ને જાગીરો છે, તેની ચારે પાસ ખૂબ કપાસ ઉગે છે. આજે મીલમાલેકો તે ઘસડી જાય છે, તેને બદલે રેંટીઆ ચલાવવાને તેનો સહેલાઇથી ઉપયોગ કરી શકાય.

આ જીલ્લામાં કાંતવાનું બિલકુલ બંધ થઇ ગયું ન હતું. અઘીઆ, ગોંડા અને એવા બીજા કેટલાક વર્ગના લોકો 'હજી' હાથે કાંતીનેજ કપડાં પહેરે છે. અહીંઆ જણાવવું જોઇએ કે અઘીઆ કોમમાં પરણીને વહુ સાસરે આવે તે પછી પહેલાજ વર્ષમાં સસરાના કુટુંબના બધા માણસોનાં કપડાં માટે જોઇતું સુતર વહુએ તૈયાર કરવું જોઇએ. આથી આ લોકોની મદદથી થોડીજ મહેનતે રેંટીઆ ફરીથી ચાલુ કરવામાં આવે છે.

સંબલપુર જીલ્લાની વસ્તી આશરે આઠ લાખ માણસની છે. આમાંથી આઠમા ભાગના એટલે આશરે એક લાખ માણસો વણકર છે. આ ભાગમાં ચાર જાતના વણકરો છે, અને કુસ્થા સિવાયના બીજા બધાય એટલે ભૂલીઆ, કોંતીઆ અને ગોંડા વણકરોને જાડુંજ કાપડ પહેરવાની ટેવ છે. અસહકારની ચળવળ શરૂ થઇ તે પહેલાં પણ મીલના બારીક કાપડ કરતાં મીલના સુતરનું હાથે વણેલું કાપડ અને હાથના સુતરનું કાપડ પહેરવાનું લોકો પસંદ કરતા તેથી મોટા ભાગના વણકરોને હાથે કાંતેલું સુતર વણવાની ટેવ છે.

નાણાંને અભાવે આ જીલ્લામાં ખાદીના કામને સારૂં અગવડ પડે છે, છતાં આઠ હજારથી પણ વધારે રેંટીઆ ચાલે છે.

## પરિશિષ્ટ (૨)

### મહાસભાનાં ખાદીનાં મથકો

ઉત્કલ પ્રાંતના જુદા જુદા જીલ્લામાં ખાદીનાં મથકો કરેલાં છે તેની યાદી નીચે મુજબ છેઃ—

#### ગન્જામ જીલ્લો

| મથકનું નામ | ખાસ લક્ષણ |
|---|---|
| (૧) મુલશીપેટ | વણવાનું, કાંતવાનું અને સુતર ખરીદવાનું કામ. |
| (૨) પિપેલો | રેંટીઆ બનાવવાનું, કાંતવાનું, પીંજવાનું, વણવાનું અને ખાદી વેચવાનું કામ. |
| (૩) કોડોલો | કાંતવાનું, વણવાનું અને ખાદી તથા રેંટીઆ વેચવાનું. |
| (૪) બોઇરાની | કાંતવાનું, ખાદી વેચવાનું, વણવાનું, અને રેંટીઆ બનાવવાનું તેમજ વેચવાનું. |
| (૫) પટપુર | રેંટીઆ ને ખાદી વેચવાનું. |
| (૬) ચીકીટિ | કાંતવાનું અને વણવાનું. |
| (૭) બહેરામપુર | ખાદી વેચવાનું, સુતર ખરીદવાનું, પીંજવાનું, રેંટીઆ બનાવવાનું અને વેચવાનું કામ. |
| (૮) સુરદા | રેંટીઆ બનાવવાનું અને ખાદી વેચવાનું. |
| (૯) બોડોધોડો | ધોતીઆં બનાવી વેચવાનું. |
| (૧૦) જગન્નાથપ્રસાદ | માત્ર ખરીદવાનું. |
| (૧૧) બેલમુડ | કપાસ પીલવાનું, પીંજવાનું અને વણવાનું. |
| (૧૨) બગુડા | કપાસ પીલવાનું અને વણવાનું. |
| (૧૩) રસલકોંડા | કાંતવાનું અને ખાદી વેચવાનું. |

#### બાલાસોર જીલ્લો

| | |
|---|---|
| (૧) મહારાજપુર | વણવાનું. |
| (૨) ભદ્રક | કાંતવાનું. |
| (૩) શુજડવાડા | કાંતવાનું. |
| (૪) બાલાસોર સદર | ખાદીભંડાર, કાંતવાનું અને વણવાનું. |

#### સંબલપુર જીલ્લો

| | |
|---|---|
| (૧) સંબલપુર | રાષ્ટ્રીયશાળા, રેંટીઆ બનાવવાનું, કાંતવાનું અને ખાદી વેચવાનું. |
| (૨) ઝરસુગરા | ” |
| (૩) દોલનપુર | ” |

આ ઉપરાન્ત બીજા સાત મથકો માત્ર લોકશિક્ષણ માટે ચલાવવામાં આવે છે.

## પૂરી જીલ્લો

આ જીલ્લામાં નીચેનાં ચાર સુવ્યવસ્થિત મથકો

| | |
|---|---|
| (૧) પુરવા | વણવાનું. |
| (૨) બેગુનીઆ | કાંતવાનું ને વણવાનું. |
| (૩) બોલગઢ | કાંતવાનું અને વણવાનું. |
| (૪) સત્યવાદી | અહીંઆં મશહુર સત્યવાદી રાષ્ટ્રીયશાળા ચાલે છે, તેમજ કાંતવાનું, વણવાનું અને ખાદી બનાવવાનું કામ પણ થાય છે. |



# ખાદી વિભાગ

## રેંટીઆનું અર્થશાસ્ત્ર

કલકત્તાના સુપ્રસિદ્ધ રસાયણશાસ્ત્રી ડૅા. પ્રફુલ્લચન્દ્ર રૅાયે અંગ્રેજીમાં 'યંગ ઇન્ડિયા' માં જે લેખ લખ્યો છે તેનો અનુવાદ અમે નીચે આપ્યો છેઃ—

હું લોકોને રેંટીઆ ચલાવવાની શિખામણ કેમ આપી રહો છું, એમ મને ઘણી વાર પૂછવામાં આવે છે. આનાં કારણો મેં ઘણી વાર ચોખ્ખી રીતે આપ્યાં છે, છતાં તે ફરીથી જણાવું છું. એ તો દેખીતી વાત છે, કે કાંતીને તો ઘણું થોડું જ રળી શકાય. સાધારણ રીતે આખો દિવસ કાંતી, બે કે ત્રણ આના મેળવી શકાય. વધારે પૈસા મળી શકે એમ હોય તે વખતે રેંટીઆ ન જ ચલાવવો જોઇએ. મારી તો એટલી જ સલાહ છે, કે બીજું કંઇ કામ હાથમાં ન હોય, ત્યારે રેંટીઆ ચલાવવો. વળી જે લોકોની સ્થિતિ સારી છે, અને જેમને બે આનાની રોજીને માટે મજૂરી કરવી પડતી નથી, તેમને પણ રેંટીઆ ચલાવવાની મેં સલાહ આપી છે, પણ તે તો એ કારણથી કે દરેક માણસે પોતાના ખોરાક અને કપડાં મેળવવાને મહેનત કરવાની, અને સમાજમાં ચાલતા જુલમ અને આપખુદીનાં મૂળ નાબૂદ કરવાને જોઇતું વાતાવરણ ઉત્પન્ન કરવાની દરેક જણની પહેલી ફરજ છે.

જેમને પોતાનો રોટલો પામવાને મજૂરી કરવી પડે છે, તેઓ પણ નવરાશને વખતે રેંટીઆ ચલાવી શકે. એમ પૂછાય કે સૂતર વેચીને વણાવી શકાતું હોય, તોયે કયા વર્ગના લોકો રેંટીઆ ચલાવશે? કેમ? થોડા જ વખત ઉપર, જે લોકો હાથે કાંતતા હતા, તેઓ જ! હિન્દુસ્તાનના આર્થિક ઇતિહાસમાંથી જ બધું દીવા જેવું દેખાય છે. સને ૧૮૦૭ માં ગવર્નર જનરલ લૅાર્ડ વેલેસ્લીના હુકમથી દક્ષિણ હિન્દુસ્તાનના લોકોની આર્થિક દશા વિષે, અને ત્યાંની ખેતી અને ઉદ્યોગ વિષે તપાસ કરવાને ડૅા. બુકેનન તે મુલકમાં ગયો હતો. ડૅા. બુકેનન ઇસ્ટ ઇન્ડિયા કંપનીનો નોકર હતો, અને તેના રિપોર્ટ સરકારને દફતરે છે. જ્યારે દક્ષિણમાં એનું કામ પૂરું થયું, ત્યારે ઉત્તર હિન્દુસ્તાનમાં આંકડાવાર હેવાલ તૈયાર કરવાનું કામ તેને સોંપાયું. બિહાર અને પટણામાં તેણે જોયું, કે કાંતવું અને વણવું એ જ મુલકના મુખ્ય ઉદ્યોગો હતા. તે વખતે ૩,૩૦,૪,૨૬ સ્ત્રીઓ કાંતતી "આમાંની મોટા ભાગની સ્ત્રીઓ તો પાછલા પહોરે બેચાર કલાક જ કાંતે, અને છતાં દરેક જણ આખા વર્ષમાં જે સૂતર કાંતે, તેની કિંમત રૂ. ૭-૨-૮ થાય. અને આમાંથી કાંતનારીઓને રૂ. ૧૦,૮૧,૦૦૫ રૂપિયાનો ચોખ્ખો નફો થાય.

શાહાબાદ જીલ્લામાં ૧,૫૬,૫૦૦ સ્ત્રીઓ રેંટીઆ ચલાવતી, ને આખા વર્ષમાં મળીને રૂ. ૧૨,૫૦,૦૮૦ ની કિંમતનું સૂતર કાંતતી. આમાં જ

રીતે દરેક સ્ત્રી વર્ષે રૂ.૧-૮-૦ મેળવતી, અને આથી કુલે રૂ. ૨,૩૯,૨૫૦ ની તેમને કમાણી થતી.

ભાગલપુર જીલ્લામાં, આશરે ૧,૬૦,૦૦૦ સ્ત્રીઓ કાંતતી. જણુદીઠ વર્ષે રૂ. ૪-૮-૦ કમાતી, એટલે બધાને મળી રૂ. ૬૦,૨૦,૦૦૦ મળતા.

ગોરખપુર જીલ્લામાં ૧,૭૫,૬૦૦ સ્ત્રીઓ મળીને કુલે રૂ. ૧૧,૦૬,૨૫૦ ની કિંમતનું સુતર ઉપજાવતી. અને આથી જણુદીઠ રૂ. ૨-૮-૦ લેખે રૂ. ૪,૩૯,૦૦૦ ની કમાણી થતી.

દીનાજપુર જીલ્લામાં કાંતીને સારો દોરો બનાવવાનો જ મુખ્ય ધંધો છે, અને ઉંચા વર્ગની સૌ સ્ત્રીઓ, અને ખેડૂતોની મોટા ભાગની સ્ત્રીઓ આ કામ કરતી. કેટલાક લત્તામાં સ્ત્રીપુરૂષો ભેગાં મળીને કામ કરતાં, તે સિવાયની બાકી એકે એક સ્ત્રી, થોડુંઘણું રેંટીઓ ચલાવે જ. આથી તેમને કુલે રૂ. ૯,૧૫,૦૦૦ નો ફાયદો થાય છે."

આ ઉપરથી જણાય છે, કે પાંચે જીલ્લાઓમાં મળીને સ્ત્રીઓ આશરે ૩૫ લાખ રૂપિયા કમાતી. અને જો રૂપિયાનો હાલનો ભાવ ધ્યાનમાં લઇએ, તો તો તેની કિંમત ૨ કરોડથી પણ વધારે થવા જાય.

એક કરોડથી જરા વધારે વસ્તીવાળા ભાગની, તેની સ્ત્રીઓ જો પોતાનો વખત ગપાટામાં ન ગાળતાં તે દરમિયાન રૂ કાંતે તો બે કરોડ રૂપિયા જેટલી આવક વધારે થાય. આ ધંધો તે કાંઈ આર્થિક કારણોને લઇને નહિ, પણ રાજદ્વારી કારણોને લઇને જ ભૂસાઇ ગયો છે. જે સ્ત્રીઓ કાંતતી, તેમણે હાલ રેંટીઆને બદલે બીજો વધારે સારો ધંધો પકડ્યો નથી. તેઓ આળસુ થઇ વખત ગુમાવે છે; કારણ દેશની રાજદ્વારી સ્થિતિએ તેમની પાસેથી રેંટીઓ લેઇ લેઇ બીજું કશું જ તેની જગ્યાએ આપ્યું નથી. આટલું જ નહિ પરંતુ, રાજદ્વારી અન્યાયને લેઇને ઘણા લોકોને પોતાના બાપદાદાના જે ધંધામાં તેઓ પ્રવીણ હતા, તેવા ધંધાઓ પણ છોડવા પડ્યા. હિન્દ માત્ર કાચો માલ તેમને પૂરો પાડે એ ઇંગ્લંડનો ઇરાદો આપણે ઇસ્ટ ઇન્ડિયા કંપનીના ડીરેકટરો મારફત જાણીએ છીએ. આ રાજદ્વારી જરૂરીઆતના યજ્ઞમાં કેટલાય હિન્દી કારીગરો હોમાયા છે. બ્રિટિશ વેપારીઓના હિતની આગળ હિન્દના વેપારઉદ્યોગનો નાશ કરવામાં આવ્યો હોય એવા ઘણા દાખલાઓ હિન્દના ઇતિહાસમાં તથા સરકારી નોંધોમાં આપણે જોઇએ છીએ. મિ. માર્ટીન ઈ. સ. ૧૮૩૮ માં "પૂર્વ હિન્દુસ્તાન" એ નામના પુસ્તકની પ્રસ્તાવનામાં આમ લખે છે કેઃ—

ખાસ કરીને ધ્યાન ખેંચે એવી બે બાબતો અહિં ટાંક્યા વગર ચાલે એમ નથી. (૧) દેશની સમૃદ્ધિ અને (૨) લોકોની ગરીબાઈ. જે વાચકને કરોડો મનુષ્યો માટે લાગતું હોય, અથવા જેની લાગણીઓ ઇગ્લંડના ચાર કાંઠામાં જ પૂરાઇ રહી હોય, તેવાને પણ આ અને આ પછીના બે ભાગો વાંચતાં ઉપરના બે મુદ્દાઓ તો મનમાં રાખવા કહીશું, કે જેથી ઇંગ્લંડે (હરકોઈ શબ્દમાં જેટલી હ્રસ્વદૃષ્ટિ હોય છે, તેટલી જ હ્રસ્વદૃષ્ટિથી) વેપાર ઉદ્યોગના અર્થે હિન્દની બ્રિટિશ રૈયત ઉપર બેશરમ થઈ, કેટલો અન્યાય કર્યો છે તે વિષે મારી સાથે સાચો અભિપ્રાય બાંધી શકે.

કોઇ બ્રિટિશ વેપારી જ્યારે હિન્દના વેપારીઓ સાથે હરીફાઇમાં ઉતરી શકતો નહોતો ત્યારે તેવા વેપારીઓના હાથ હેઠા પાડવા ને તદ્દન બેહાલ કરવા જે રાજદ્વારી અન્યાય કરવામાં આવતો હતો તે વિષે લખતાં ૧૮૫૮ માં હિન્દના ઇતિહાસકાર મિ. એચ. એચ. વિલ્સને એ જ લાગણીઓ પ્રદર્શિત કરી છે. તે લખે છે કે હિન્દના વેપાર ઉદ્યોગના ભોગે જ પેઇસ્લી તથા માન્ચેસ્ટરમાં મિલો થઇ શકી. જે લોકોને પોતાનો ધંધો છોડવો પડ્યો, તેનાઓને ભાગ મજૂરી કરવાનું, અને નહિ તો આળસુ પડી રહેવાનું જ રહ્યું. તો જો ડૉ. બુકેનને કહેલા પાંચ જીલ્લાઓમાં ૧ કરોડ સ્ત્રીઓ તે વખતે કાંતતી, તો અત્યારે તેટલી સ્ત્રીઓ જ કાંતે એટલું બસ નથી. પણ જે લોકોનાં ધંધારોજી બંધ થયાં છે તેનાઓને પણ કાંતવાની જરૂર છે.

કાંતનારને વધારે રોજી આપે એવો કોઇ બીજો ધંધો કરવાનું કહેવું એ ફોગટ છે. જે સ્ત્રીઓને ઘરકામ કરવાનું હોય છે તેમને અગર ઘરડેરાંઓને

ઓને કે બાળવિધવાઓને કાંતવાનું કહી શકાય. જો બીજો કોઇ ધંધો એવો જ હોય તો લોકો ભલે તે લઈ બેસે. તોપણ તેઓ થોડું કાંતીને પોતાની આવક વધારી શકે છે. અને દેશને પોતાનાં લુગડાંલત્તાંની જરૂરીઆત પૂરી પાડે છે એટલો ગુનોપ જ રહેશે. હિન્દ પહેલાં ૧ કરોડ રૂપિયાનું કાપડ બહાર મોકલતું, અને જો લોકો ખંતથી કાંતવાનું કામ ઉપાડી લે, અને ખાદી સિવાય બીજું કશું પહેરવાની ના જ પાડે, તો આપણે આપણું કાપડ નીપજાવી લઇએ તે દિન દૂર નથી.

ખાદી સિવાય બીજું કાંઇ જ નહિ વાપરવાનો નિશ્ચય કરીને, આપણે આપણા રાષ્ટ્રીય ઉદ્યોગને એટલું ઉત્તેજન આપીશું. અને જેઓએ પોતાનો બધો વેપાર તેના ભોગ ઉપર જ ખીલવ્યો છે તેની હરીફાઇમાંથી તેને બચાવી લઇશું. અને અત્યારે તો આની જ ખાસ જરૂર છે.

---

# આંધ્રમાં ખાદીનો પ્રચાર

**હિંદી મહાસભાના ખાદી વિભાગના મંત્રી શેઠ જમનાલાલ બજાજને આન્ધ્ર પ્રાંતની ખાદી-ની પ્રવૃત્તિના જૂદા જૂદા હેવાલો મળ્યા છે, એમાંથી નીચેની હકીકતતારવી કાઢી છેઃ—**

મહાસભાનો આંધ્ર ઇલાકો એ મદ્રાસ ઇલાકાનાં, તેલુગુ - ભાષા બોલતા ૧૨ મહેસુલી જીલ્લાએ મળીને થયો છે. આંધ્રદેશને થોડા વર્ષ પૂર્વે જ મહાસભાના એક જૂદા ઇલાકા તરીકે ગણવામાં આવ્યો. તે ઇલાકાનું મથક ગુન્તુરમાં રાખવામાં આવ્યું છે. મહાસભાના બંધારણ મુજબ એ ઇલાકામાં–(૧) ગુન્તુર (૨) નેલોર (૩) ચિત્તોર (૪) કુડાપાહ (૫) મદ્રાસ (૬) બેલારી (૭) અનંતપુર (૮) કર્નુળ (૯) મચ્છલીપટ્ટણ (૧૦) બેઝવાડા (૧૧) કોકોનદ (૧૨) રાજમુન્દ્રી (૧૩) ગોદાવરી (૧૪) વિઝાગાપટ્ટણ એમ મળી ૧૪ જીલ્લાએ છે.

## નિરીક્ષણ

મહાસભાના ખાદીવિભાગના નિરીક્ષકે આ ઇલાકાની ગયા જૂન તથા જુલાઇ માસમાં મુલાકાત લીધી હતી. તે ઇલાકામાં જે જે મથકોએ ખાદીનું કામ ચાલતું હતું તે તે મથકોની તેમણે તપાસ કરી હતી. પૂણી, રામચંદ્રીપૂર, ગોદાવરી જીલ્લામાં આવેલું આલામૂર, કર્નુળ જીલ્લામાં નગલપુરમ–જ્યાં રેંટીઆ દ્વારા દુષ્કાળ સંકટ નિવારણ કરવામાં આવતું હતું.– પોંડુર, વિઝાગાપટ્ટણ, અને તે જીલ્લામાંનું અંકાપાલી, પશ્ચિમ ગોદાવરી જીલ્લામાં આવેલા કોકોનદ તથા ભીમવરમ, એજન્સી જીલ્લાનું રાજમુન્દ્રી, મચ્છલીપટ્ટણ, પૂર્વ કૃષ્ણાનદીના જીલ્લામાંના કાવયરમ તથા અંગલુરૂ, પશ્ચિમ કૃષ્ણાનદીના જીલ્લામાં બેઝવાડા, તથા ગુન્તુર જીલ્લામાં ચાયપુડી,—આ બધાં સ્થળોની તેમણે મુલાકાત લીધી હતી. પૂણી, આલામૂર, પોંડુર, અંકાપાલી, રાજમુન્દ્રી, મચ્છલીપટ્ટણ, કાવયરમ, અને ચાયપુડીમાં લોકો ઘરમેળે ખાનગી વેપાર ઠીક કરતા હતા એમ ત્યાંની તપાસથી માલુમ પડ્યું હતું. જ્યારે રામચન્દ્રપુર, ભીમવરમ, નગલપુરમ, વિઝાગાપટ્ટણ, અંગલુરૂ તથા બેઝવાડામાં ખાદીનું સઘળું કામ મહાસભાની મારફત થતું હતું, અને તેમાં સીરી પ્રગતિ થઇ હતી.

## લોન

નિરીક્ષકે પોતાની મુસાફરી પૂરી કર્યા બાદ એવો અભિપ્રાય જણાવ્યો હતો કે ખાદી ઉત્પન્ન કરવા તે ઇલાકામાં અદ્વિતીય સગવડ છે, અને તે કામને મજબૂત પાયા ઉપર મૂકવા માટે રૂ. ૧૫૦૦૦૦) ની લોન આપવા ભલામણ કરી હતી. મહાસભાની કાર્યવાહક સમિતિએ આ ભલામણ ઉપર વિચાર કર્યા બાદ, તેને

મંજૂરી આપી હતી તથા રૂ. ૧૫૦૦૦૦) ની લોન જેમ જેમ સંતોષકારક રીતે કામ આગળ વધતું જાય તેમ હપ્તે હપ્તે આપવા નક્કી કર્યું હતું. આંધ્ર દેશ અત્યારે કદાચ પંજાબ સિવાય બીજા બધા ઇલાકાઓ કરતાં વધારે ખાદી ઉત્પન્ન કરે છે. આંધ્રે ઝીણી ખાદી પેદા કરીને પોતાની ખ્યાતિ વધારી છે, અને લોનની મદદથી, બધા પ્રયત્નો ખાદી સસ્તી કરવા તરફે તથા ઝીણું સૂતર કંતાવવા તરફ જ કરવામાં આવશે. કેટલાએક વેપારીઓ સ્વાર્થાંધ થઇ મિલના સૂતરને હાથકંતામણના સૂતર તરીકે વેચીને નફો ખાઇ ગયા તેથી, પહેલાં થોડા વખત માટે તો આંધ્રની શાખ હેઠી બેઠી હતી, એટલે ત્યાંની મહાસભાસમિતિ લોકોને ચેતવવામાં, તથા શુદ્ધ ખાદીના માલનાં પ્રમાણપત્રો આપવામાં વધારે ધ્યાન આપતી થઇ છે.

### સ્ત્રીઓ અને ખાદી પ્રચાર.

કોકોનદની સ્ત્રીઓએ એક મહાસભાસમિતિ કરીને ખાદી ઉત્પન્ન કરવા તથા તેનો પ્રચાર વધારવા ઘણું સરસ કામ હાથ ધર્યું છે. તે સમિતિ પહેલવહેલાં ગયા જાન્યુઆરી માસમાં ઘડાઈ, અને હવે દિવસે દિવસે વધારે ને વધારે ઉપયોગી બનતી જાય છે. એપ્રીલ માસની ૧૫ મી તારીખે એવો રીપોર્ટ મોકલવામાં આવ્યો હતો કે: તે સમિતિએ રૂ ખરીદીને તેમાથી પૂણીઓ કરી લોકોમાં વહેંચી હતી. વળી રૂ કંતાવવા માટે, તે સમિતિ દ્વારા જૂદી જૂદી કોમોની સ્ત્રીઓમાં ઘણા રેંટીઆઓ વહેંચવામાં આવ્યા હતા, એટલે સૂતર વધારે ને વધારે ઉત્પન્ન થતું જાય છે. પાંચ હાથની શાળો તો ચાલુ થઈ ગઇ છે, અને બીજી ૨૦ વધારે શાળો ચાલૂ કરવા વિચાર ચાલે છે. પહેલવહેલી દેશાભિમાની સ્ત્રીને જો એક વર્ષની સખત મજૂરી સાથેની કેદની સજા થઇ હોય તો તે આ સ્ત્રીઓની મહાસભાસમિતિનાં ચાલક–શ્રીમતી દાકુરી સબ્બારમાને જ થઇ છે.

### કંતામણ

આ ઇલાકામાં રૂનો પાક પુષ્કળ છે, પરંતુ બજારભાવમાં હંમેશા ઘણી જ વધઘટ થાય છે તેથી હાથે કાંતનારને છૂટક છૂટક રૂ ખરીદવાનું ઘણું મોંઘું પડે છે.

આંધ્ર ઇલાકાની મહાસભાસમિતિએ નીમેલી ઉપસમિતિએ આનો ઉપાય કરવા માટે, ઘેર ઘેર કપાસનું વાવેતર કરવા માટેની ચળવળ કરવા ભલામણ કરી હતી. ગયા વર્ષે દીવી તાલુકામાં આ પ્રયોગ અજમાવી જોવામાં આવ્યો હતો. ત્યાં કંબોડીઆ રૂના કપાસીઆ લોકોને બી તરીકે વહેંચવામાં આવ્યા હતા, અને આને પરિણામે લોકોમાં રૂની પુષ્કળ છત રહી હતી. એ પ્રયોગ તદન સફળ થયો એટલે આ વર્ષે ઑગસ્ટ માસમાં, પણ વાવણી વખતે, બી વહેંચવામાં આવ્યું હતું. પણ અનેક અડચણોને લીધે તે યોજના જેટલા મોટા પાયા ઉપર થઈ શક્યું નહોતું.

ક્યાં કંતાવવું એ પ્રશ્ન આંધ્ર દેશ માટે ઊઠ્યો જ નથી. ત્યાં કાંતવાની કળાનો સાવ નાશ થયો જ નથી. રેલ્વેના સ્ટેશનોથી દૂર, અંદરના ગામડાંના અસંખ્ય લોકો ઘણા જૂના કાળથી કાંતતા આવ્યા છે, તેઓ પોતાને જરૂરજોગાં કપડાં ગામડાના વણકર પાસેથી જ વણાવી લે છે. ગંતુર તથા વિઝાગાપટ્ટણના જીલ્લાઓમાં તો કાંતનારાઓ અઠવાડીએ અઠવાડીએ ભરાતી ગુજરીઓમાં કાંતેલું સૂતર વેચે છે અને એનું રૂ ખરીદે છે. આંધ્રના દરેક ઘરમાં રેંટીઓ હોય જ છે. ૨૫ અંકનું સૂતર તો હરકોઇ માણસ ત્યાં કાંતે છે; પોંડુરની પદ્મસાળીઓ તો કાંતવામાં મશહૂર છે, અને તેઓ ૪૦ થી ૮૦ અંકનું સૂતર કાંતે છે, અને એ મિલના સૂતરને પણ કોરાણે મૂકે એવું હોય છે. સમસ્ત હિંદી મહાસભાના ખાદીવિભાગના નિરીક્ષકે બધે ફરતાં ફરતાં જોયું કે વિઝાગાપટ્ટણ, આંકપાલ્લી તથા બેઝવાડામાં ૬ થી ૧૦ અંકનું, રામચંદ્રપુર, અલમુર, ભીમવરમ, નૂઝી, અને રાજમુન્દ્રીમાં સરેરાસ ૧૦ અને ૧૫ થી ૨૦ અંક સુધી; કેલુવરસ, અંગલુર, તથા બાવાપુરીમાં ૧૫ થી ૨૫ અંકનું તથા મચ્છલીપટ્ટણમાં ૨૦ થી ૨૫ નું સૂતર નીકળે છે.

### વણાટકામ

જે સહેલાઇથી હાથે કાંતવાના ઉદ્યોગને જાગૃત કરી શકાયો હતો એથી ઊલટું તેટલા જ

પ્રમાણમાં હાથેકાંતેલા રૂને વણાવવાના કામમાં મુશ્કેલીઓ અનુભવવામાં આવી છે. આ પ્રાંતમાં વણકરોનો વર્ગ બહુ મોટો છે. દાખલા તરીકે, તુણીના સ્ટેશનથી અર્ધો ગાઉ દૂર પાયકરાઓપેટા નામનું ૫૦૦૦ ની વસ્તીવાળું ગામ છે અને તેમાં વસ્તીના ૯૦ ટકા વણકરો જ છે. તુણી ખુદમાં ૧૦૦૦૦ શાળો છે, અને તુણી તથા પાયકરાઓપેટા મળીને એક અઠવાડિયામાં મિલના સૂતરમાંથી વણેલું એક લાખ રૂપીઆનું કાપડ બહારગામ મોકલે છે. તુણી તથા નરસિંહપટ્ટણના મહેસુલી જીલ્લાઓમાં ૮૦૦૦૦ થી વધારે વણકરોનાં કુટુંબો છે, પણ તેમાંના લગભગ બધાં ઘણાં જ ગરીબ છે, અને તુણીના વેપારીવર્ગના હાથ નીચે રહી તેઓ મિલનું સૂતર વણે છે કારણ વેપારીઓ મિલનાં સૂતરનાં કપડાંનો જ વેપાર કરે છે. આ વણકરો તે કાંતો વણકર જાતના હિન્દુઓ કે પંચમાઓ હોય છે. હિન્દુ વણકરો પૈસેટકે સુખી છે, અને તેઓ માત્ર મિલનું જ સૂતર વણે છે. તેઓને હાથે કાંતેલું સૂતર વણવાની ટેવ પાડવી બહુ કઠણ છે. પણ પંચમ વણકરોની આર્થિકસ્થિતિ ઘણી નબળી હોવાથી આપણા કહેવાથી હાથે કાંતેલું સૂતર ખુશીથી વણે છે. પંચમ વણકરો ઘણુંખરું આપણા ભીલોની માફક દુકાળની સ્થિતિમાં જ છે. તેમાંના ઘણાને તો ધારવાડ તથા કોઇમ્બતુર તરફ નામની રોજીએ મજુરી કરવા લઇ જવામાં આવે છે. આ રીતે કર્નુળ જીલ્લાના કંબમ તાલુકામાંના ૫૦૦૦ પંચમ વણકરોમાંથી ૨૦૦૦ તો પોતાનાં ઘરબાર છોડી મજૂર તરીકે ગયા છે. અને બાકીના ૨૦૦૦ તાલુકાની જમીન કપાસના વાવેતરને લાયક હોવા છતાં પથ્થર ફોડવાનું કામ કરે છે, તથા દુકાળથી સદા પીડાએલા રહે છે. ખાંબમ તાલુકાનો દાખલો લઇએ. આ પંચમ વણકરો પોતાના જુના વતનમાં જ રહેવાનું પસંદ કરે છે. જો તેમને તેમના વતનથી ૧૦૦ માઈલ દૂર વણકરો તરીકે વસાવવામાં આવે તો તેઓને હરઘડી પોતાને ગામ નાસી જવાની ધૂરી આવે છે. કામની તંગીને લઇને ઘણાઓએ તો પોતાનો જુનો ધંધો છોડી દીધો છે, જ્યારે કેટલાક થોડો વખત વણે છે, અને બાકીનો વખત મજુરી કરે છે. એક વર્ષમાં તેઓ વણી શકે તેના પાંચમા ભાગથી પણ ઓછું કાપડ તેઓ હાલ વણે છે. તેમને નિયમિતરીતે હાથે કાંતેલું સૂતર આપવાની તથા તેમણે વણેલું બધું કાપડ ખરીદવાની ગોઠવણ કરવાની જરૂર છે. આ ખાદીનો મોટામાં મોટો પનો ૫૪ ઇંચનો છે, અને તેનો વણાટ ઘટ્ટ અને સારો હોય છે.

### રંગ

આંધ્ર દેશના દરેક જીલ્લામાં કાપડ રંગવાની કાંઇક તો સગવડ હોય જ છે એમ કહેવામાં આવ્યું છે. મચ્છલીપટ્ટણ તો તેનાં રંગવાનાં તથા છાપવાનાં કામ માટે પ્રસિદ્ધ છે. મચ્છલીપટ્ટણમાંથી તે કળા લગભગ નાશ થવાની અણી ઉપર આવી હતી, એટલે મચ્છલીપટ્ટણની મહાસભાસમિતિએ તેની સીધી દેખરેખ નીચે, હિન્દી મહાસભાસમિતિની રૂ. ૨૦૦૦ ની મદદથી છાપવાનું તથા રંગવાનું એક આદર્શ કારખાનું ખોલ્યું છે. આટલી મદદ આવા મોટા પાયા પરના કામ માટે પૂરતી જણાઇ નથી, અને પૈસાની તંગીને લીધે કારખાનું મુશ્કેલીમાં આવી પડ્યું છે. કાપડને સુંદર રીતે છાપવાના કામને એક કળા તરીકે મચ્છલીપટ્ટણમાં ખીલવવામાં આવ્યું છે. બારીબારણાંના પડદાઓ, રૂમાલો, ખમીસો, તથા ચોળીઓ વગેરે ઘણી જાતના કપડાંઓને તથા લુગડાંઓને આ ભાગમાં રંગબેરંગી રીતે રંગવામાં આવે છે, અને લોકોમાં તેનો બહોળો ઉપયોગ થાય છે. કાશ્મીરી શાલ જેવી ખાદીની ચાદરોની ખાસ માગણી થાય છે.

### દુકાળના વીમા તરીકે રેંટીઓ

આંધ્ર દેશના દુકાળના જીલ્લાઓમાં તો, દુકાળ નિવારણાર્થે મહાસભાના કાર્યકર્તાઓ રેંટીઆઓ ચલાવરાવે છે અને સૂતર કંતાય તેને વણાવવા શાળો ગોઠવે છે. મહાસભાના દુકાળ નિવારણના કાર્યનાં મથકો કર્નુળ જીલ્લામાં છે અને તેમાં નગલપુરમ તથા ગુન્તકલ એ બે મુખ્ય છે. રેંટીઓ આ કામમાં બહુ ઉપયોગી નીવડ્યો છે. એની માગણી પુષ્કળ છે, અને સરકાર તરફથી દુકાળ સંકટ નિવારણાર્થે

# કર્ણાટકમાં ખાદીની પ્રવૃત્તિ

હિન્દી મહાસભા ખાદીવિભાગના મંત્રી શેઠ જમનાલાલ બજાજને કર્ણાટક પ્રાંતની ખાદીની પ્રવૃત્તિના જૂદા જૂદા હેવાલો મળ્યા છે, એમાંથી નીચેની હકીકત તારવી કાઢી છે:-

કર્ણાટક પ્રાંત એટલે ધારવાડ જીલ્લો, બેલગામ જીલ્લો, વિજાપુર જીલ્લો, ઉત્તર કેનેરા (કરવાર), દક્ષિણ કેનેરા અને બેલારી. આ ઉપરાંત મ્હૈસૂર અને કુર્ગ, દક્ષિણનાં મરાઠા રાજ્યો અને નિઝામ હૈદરાબાદનો મુલક બેલગામ, ધારવાડ અને વિજાપુર જીલ્લાઓની સાથે જોડવામાં આવ્યો છે. નિઝામ હૈદરાબાદનો ઘણોખરો મુલક વિજાપુર જીલ્લાની હદમાં આવી જાય છે. મ્હૈસૂરને એક જૂદા જ જીલ્લા તરીકે ગણવામાં આવ્યું છે, અને બેંગલોર એનું મથક છે. કુર્ગ, બેલારી અને દક્ષિણ કેનેરાના જીલ્લા મુંબાઇ ઇલાકાની હદમાં આવેલા છે. આ પ્રાંતનું મથક ગદગ છે.

## કપાસનું વાવેતર

કર્ણાટક પ્રાંતમાં કપાસનુ વાવેતર ખૂબ થાય છે. ધારવાડ, બેલગામ અને વિજાપુર જીલ્લાનો મોટો ભાગ અને બેલારી અને મ્હૈસૂરનો અડધો ભાગ કપાસ જ વાવે છે. આ કપાસ ઉંચી જાતનો હોય છે અને એમાંથી ૨૦ થી ૩૦ નંબરનું સૂતર કાંતી શકાય છે. ખાસ કાળજી રાખવામાં આવે તો ૫૦ નંબર સુધીનું પણ સૂતર કાંતી શકાય છે. ૮૦ થી ૧૦૦ નંબરનું સૂતર પણ કંતાય છે પણ એ બહુ જૂજ પ્રમાણમાં. પ્રાંતના લોકોને જોઇએ એટલો કપાસ અહિંયા વવાય છે. મોસમમાં રૂ ખરીદી લેવા માટે મહાસભાની સમિતિઓએ કાળજી રાખવી જોઇએ છે, અને ખાસ કરીને જે જીલ્લાઓમાં કપાસનું વાવેતર નથી એ જીલ્લાઓની સમિતિઓએ મોસમમાં રૂ ખરીદી લઇ સંઘરી રાખવું જોઇએ, કારણ કે મોસમ વીત્યા પછી રૂના ભાવ ચઢી જાય છે અને એમાંથી બનાવેલી ખાદી મોંઘી પડે છે.

## કંતામણ

આ પ્રાંતના ઘણાખરા ભાગોમાં રેંટીઆનો ઉદ્યોગ સમૂળગો નાશ પામ્યો નથી. અસહકારની ચળવળથી એ ઉદ્યોગને ખૂબ ઉત્તેજન મળ્યું છે અને મોટા પાયાપર એનો પુનરૂદ્ધાર થયો છે. સાધારણ રીતે અહિંયા ૨૦ નંબરનું સૂતર કંતાય છે. રૂ પીંજવાનું કામ પીંજારાઓ કરે છે અને પીંજારાઓની અહિંયા સારી સંખ્યા છે. ૮૦ તોલાભારના શેર રૂના પીંજામણના ૮ આના પડે છે. ૮૦ તોલાભાર શેર પૂણીના કંતામણના ૧૫ નંબરના સૂતરના ૨ આના, ૨૦ નંબરના સૂતરના ૨½ આના, ૩૦ નંબરના સૂતરના ૪ આના અને ૫૦ નંબરના સૂતરના ૬ આના પડે છે. અહિંયા જે સૂતર કંતાય છે, એમાંથી ૭૫ ટકા સૂતર તાણા તરીકે કામ આવે એવું હોય છે. અહિંયા જે રેંટીઆ ચાલે છે એ બધાયે પૂરાણી ઢબના છે. એમનો વ્યાસ ૨૦ ઇંચનો છે, અને કિંમત સાડાત્રણ રૂપીઆ બેસે છે.

## વણામણ

આ પ્રાંતમાં વણકરોની પણ પુષ્કળ વસ્તી છે. વણકરોનાં કંઇ નહિ તો મોટાં ૧૨ મથક છે. ખાદી પેદા કરનારી મહાસભાની સમિતિઓ નાનાં મોટાં મળી ૧૬ મથકોમાં ખાદી વણાવે છે, સાથે કાંતેલું

સૂતર વણાવતાં અહિંયા જરાયે મુશ્કેલી પડતી નથી. કાંતનારી બાઇઓ ખેડૂતવર્ગની હોવાથી ખેતીની મોસમમાં તેઓ રેંટીઓ માળે ચઢાવી દે છે, અને એથી સૂતર હરહમેશ મળતું નથી. આને લીધે વણકરો મિલનું સૂતર વણવાનું છોડી દેતાં અચકાય છે. જો હાથે કાંતેલું સૂતર વધારે જથ્થામાં પેદા કરવામાં આવે અને હરહમેશ નિયમિત સૂતર મળતું રહે એવી ચોક્કસ ગોઠવણ કરવામાં આવે તો વણકરો જરૂર મિલનું સૂતર વણવાનું છોડી દે એ નિઃસંશય છે. અહીંની ખાદીનો પનો ૨૭ થી ૪૫ ઇંચનો હોય છે, અને પનાના પ્રમાણમાં ૩ થી ૫ આના સુધી વણામણ બેસે છે. જાતજાતનાં ધોતીઆં અને સાડીઓ, પહેરણ અને કોટના બરની ખાદી અહિંયા પેદા થાય છે.

## રેંટીઆ અને સૂતરની પેદાશ

આ પ્રાંતમાં ૨૨,૪૦૦ રેંટીઆ ચાલે છે, દર માસે ૪૪,૦૦૦ શેર સૂતર પેદા થાય છે અને ૧,૦૬,૨૭૦ વાર ખાદી વણાય છે. જીલ્લાવાર વિગત નીચેના કોઠા પરથી સમજાશેઃ—

| જીલ્લો | રેંટીઆની સંખ્યા | માસિક સૂતરની પેદાશ શેર | સૂતરનો સરેરાશ નંબર | હાથકંતામણનું સૂતર વાપરતી શાળાની સંખ્યા | માસિક ખાદીની પેદાશ વાર |
|---|---|---|---|---|---|
| બેલગામ | ૭૬૦૦ | ૧૫૨૦૦ | ૮ થી ૨૦ | ૪૬૬ | ૩૩૧૨૦ |
| ધારવાડ | ૩૦૦૦ | ૬૦૦૦ | ૮ થી ૨૦ | ૨૫૦ | ૧૨૦૦૦ |
| વિજાપુર | ૫૧૦૦ | ૧૬૦૦૦ | ૧૦ થી ૨૦ | ૩૦૦ | ૫૦૦૦૦ |
| બેલારી | ૨૦૦૦ | ૪૦૦૦ | ૧૦ થી ૨૦ | ૩૦ | ૭૫૦૦ |
| ઉત્તર કેનેરા | ૬૦૦ | ૨૦૦ | ૮ થી ૧૦ | ૧૦ | ૧૫૦ |
| દક્ષિણ કેનેરા | ૩૦૦૦ | ૧૦૦૦ | ૬ થી ૧૫ | ૫૦ | ૨૦૦૦ |
| મ્હૈસૂર | ૧૦૦૦ | ૧૫૦૦ | ૮ થી ૧૦ | ૨૦ | ૧૫૦૦ |
| કૂર્ગ | ૧૦૦ | ૨૦૦ | ૬ થી ૧૫ | ૦ | ૦ |
| કુલ... | ૨૨૪૦૦ | ૪૪૦૦૦ | ......... | ૧૧૨૬ | ૧૦૬૨૭૦ |

હાથે કાંતેલું સૂતર શાળપર વણવાનું શીખવતી આ પ્રાંતમાં ૧૧ વણાટશાળાઓ છેઃ ૧ બેલગામમાં, ૪ ધારવાડમાં, ૨ વિજાપુરમાં, ૨ દક્ષિણ કેનેરામાં અને ૨ મ્હૈસૂરમાં. આ પ્રાંતમાં વણાટનાં ૧૯ મથકો છેઃ ૧૦ બેલગામમાં, ૩ ધારવાડમાં, ૨ વિજાપુરમાં, ૨ દક્ષિણ કેનેરામાં અને ૨ મ્હૈસૂરમાં. આ પ્રાંતમાં મહાસભા સમિતિઓ તરફથી ઉઘાડેલા ૨૧ ખાદીભંડારો છેઃ ૧૦ બેલગામમાં, ૪ ધારવાડમાં, ૪ વિજાપુરમાં અને ૩ બેલારીમાં.

## ખાદીની છત અને ખપત

આ પ્રાંતમાં ખાદીની ખપત ખૂબ છે, પણ છત થોડી છે. આન્ધ્ર અને ગૂજરાત સિવાય બીજા પ્રાંતોમાંથી આ પ્રાંતમાં ખાદી આવતી નથી, અને જે આવે છે તે બહુ ઓછા પ્રમાણમાં. મુંબાઈ અને પૂના આ પ્રાંતમાંથી ખાદી ચઢાવવામાં આવે છે પણ તે જૂજ છે. અહીંઆની બધી ખાદી અહીંઆ જ ખપી જાય છે. પનો અને જાત પ્રમાણે ખાદીની કિંમત ૮ આનાથી રૂપિયા સુધીની હોય છે. આ પ્રાંતમાં દેશી રંગની કશી નાગજ થઈ નથી, અને એથી ભાતભાતની ખાદી રંગાઇ ભંડારોમાં વેચાય છે.

## ઉપસંહાર

હિન્દી મહાસભા ખાદીવિભાગના નિરીક્ષકે આ પ્રાંતની મુલાકાત લીધી હતી, અને એમને તપાસ

કરતાં માલમ પડ્યું કે ખાદીનું કાર્ય આ પ્રાંતમાં સરસ થઇ શકે એમ છે. આથી ૧ લાખ રૂપીઆની લોન આપવાની એમણે મહાસભાની કારોબારી સમિતિને ભલામણ કરી. કારોબારી સમિતિએ એ ભલામણ સ્વીકારી છે, ૧ લાખ રૂપીઆની લોન માટે મંજૂરી આપી છે, અને શેઠ જમનાલાલ બજાજને યોગ્ય લાગે એ રીતે પહેલો હપ્તો આપવાનો ઠરાવ કર્યો છે. આ પ્રાંતના ખેડૂ લોકો બહુ ગરીબ છે અને બેલારી, ધારવાડ અને વિજાપુર જીલ્લાઓમાં તો હરહમેશ દુકાળની જ સ્થિતિ રહ્યાં કરે છે. આને લીધે રેંટીઓ તો આ પ્રાંતના લોકોને આશિર્વાદ સમાન થઇ પડ્યો છે. ખાદીવિભાગના નિરીક્ષકને આ વાત તુરત જ જણાઇ આવી હતી અને જો કે બીજા પ્રાંત કરતાં અહીંઆની ખાદી મોંઘી પડે છે છતાં અહીંઆની ખાદી અહીંઆને અહીંઆ જ વપરાતી હોવાથી મોંઘવારીનો સવાલ નરમ પડી જાય છે. અહીંઆ છત કરતાં ખપત વધારે છે. આ પ્રાંતમાં ખાદીવિભાગની જૂદી યોજના હજુ સુધી નથી થઇ છતાં ખાદીના કાર્યમાં જ આજીવન સમર્પણ કરનારા કાર્યકર્તાઓની ટુકડી ઉભી કરી એક ખાદીવિભાગ સ્થાપવાની યોજના હાથ ધરવામાં આવી છે, અને થોડા સમયમાં એ તૈયાર થઇ જશે એવી ઉમેદ છે. આ પ્રાંતમાં ખાદીના કાર્યની ખીલવણીનો ખૂબ અવકાશ છે અને વધારે સારી વ્યવસ્થાથી અને વધારે મૂડી રોકીને પોતાને જોઇતી તમામ ખાદી આ પ્રાંત પેદા કરી લેશે એવો હરકે સંભવ છે. સાબરમતી ખાદી વિદ્યાલયમાં આ પ્રાંતે પોતાના વિદ્યાર્થીઓ મોકલ્યા છે. તેઓ શીખીને તૈયાર થઇને આવશે એટલે વધારે યોજનાપૂર્વક કામ થવા માંડશે એ નક્કી છે. આ પ્રાંતના કેટલાક જીલ્લાઓની ખાદીની પ્રવૃત્તિનો હેવાલ વાંચકોની જાણ માટે નીચે આપ્યો છે.

### વિજાપુર જીલ્લાની ખાદીની પ્રવૃત્તિ

વિજાપુર જીલ્લામાં કપાસનું વાવેતર ખૂબ સારા પ્રમાણમાં થાય છે. અસહકારની ચળવળ શરૂ થઈ, તે પહેલાંયે આ જીલ્લામાં રેંટીઆ ચાલતા હતા. આ જીલ્લામાં રેંટીઆ ફરતા કદિયે બંધ થયા નથી. હુણગુંદ, બાગલકોટ, બગવાડી અને વિજાપુર તાલુકાઓમાં કપાસનું વાવેતર છે અને ત્યાંની ખેડૂતવર્ગની સ્ત્રીઓ પહેલેથી જ સૂતર કાંતતી આવી છે, અને એ સૂતરમાંથી પોતાને માટે પછેડીઓ વણાવતી રહી છે. આ પછેડીઓના વણનાર ત્યાંના ઢેડલોકો છે. એમને વોલી દસાડ કહે છે. હજુ પણ તેમનામાંના કેટલાક એ ધંધો ચલાવી રહ્યા છે. પોતાને જોઇતી પછેડીઓ વણાવ્યા પછી જો સૂતર વધી પડે તો એ સૂતરને એ ખેડૂ સ્ત્રીઓ ગીરસાગર, નાગરાલ અને બિલગી પેઠમાં તે ગામોના વણકરોને વેચતી. વણકરો એને વણી એની ખાદી બનાવી લોકોને વેચતા. આજે આ જીલ્લાના દરેક ગામમાં હાથશાળો ચાલે છે અને આશરે ૮૦ ગામોમાં જથ્થાબંધ ખાદી વણાય છે. આમાંની કેટલીક શાળોની જગ્યાએ ફટકશાળો દાખલ થઈ છે, અને શાળોની સંખ્યા પણ વધી છે. ખાદીની ચળવળ શરૂ થયા પછી રેંટીઆની સંખ્યામાં પણ ઉમેરો થયો છે. વિજાપુર, બગવાડી, બાગલકોટ, અવગન્ડ અને બદામી તાલુકાઓમાં કપાસનું વાવેતર છે. અહીંઆ ગામડીઆ ઢબનો રેંટીઓ વપરાય છે અને એની કિંમત ત્રણ રૂપીઆ બેસે છે. આ જીલ્લામાં ૫૧૦૦ રેંટીઆ ચાલે છે, અને દર માસે ૧૬૦૦૦ શેર સૂતર પેદા થાય છે. સૂતરનો નંબર ૧૦ થી ૨૦ સુધીનો હોય છે. ૩૦૦ શાળો તો માત્ર હાથકંતામણનું જ સૂતર વણે છે. મોટામાં મોટો પનો ૫૪ ઇંચ સુધીનો થાય છે. ૩૬ ઈંચ પનાની ખાદીના વણામણના રૂ. ૦-૧-૯ અને ૫૪ ઈંચ પનાની ખાદીના વણામણના ૦-૪-૦ બેસે છે. ૭૫ ટકા સૂતર તાણાના કામમાં વપરાય એવું હોય છે. સાધારણ રીતે આ જીલ્લામાં બહારની ખાદી આવતી જ નથી. ઉલટું પૂના, મુંબઈ, ધારવાડ, હુબલી, ગડગ, શોલાપુર, નાગપુર, બેલગામ વગેરે સ્થળે આ જીલ્લામાંથી ખાદી બહાર જાય છે. ખપત કરતાં છત બમણી છે. ખાદી કાર્યાલયનું કામ ધંધાના ધોરણ પર ચાલે છે. એનો ખર્ચ એની પેદાશમાંથીજ નીકળી રહે છે. વિજાપુર જીલ્લા સમિતિએ ઠરાવ કર્યો છે કે ખાદીનું કામ તો

ત્યારે જ થયું ગણાય જ્યારે ગામેગામ રેંટીઆ ફરતા થઇ જાય, દરેક ગામ પોતાને જોઇતી ખાદી પોતે પેદા કરી લે અને એ પેદાશમાંથીજ પોતાનું ખર્ચ કહાડે. સમિતિ એવા નિર્ણય ઉપર આવી છે કે થોડાં અમુક ચુનંદા સ્થળોમાં ખાદી પેદા કરી તે ગામેગામ પૂરી પાડવી એથી ગામોને ફાયદો થતો નથી અને ખાદીપ્રચારનો હેતુ સરતો નથી. આવી યોજનામાં એક એ મુશ્કેલી ઉભી થાય છે કે આથી ખાદી વેચનારા—વચમાંથી નફો ખાઇ જનારા—માણસો ઉભા થાય છે. અને એઓ ખાદીના ભાવ મિલોના કાપડ કરતાંયે વધારી મૂકે છે. આથી ખાદી મોંઘી પડે છે. એટલે સમિતિએ ઠરાવ કર્યો કે:-

(૧) ગામેગામ અને ઘેરેઘેર રેંટીઓ દાખલ કરવા;

(૨) હાથે કાંતેલું જ સૂતર વણવાને ગામડાંઓના વણકરોને સમજાવવા; અને

(૩) ગામલોકોને હાથે કાંતેલી અને હાથે વણેલી શુદ્ધ ખાદી પહેરવાનો જ આગ્રહ કરવો.

આ ઠરાવને અમલમાં મૂકવા દરેક તાલુકાના ૩૦-૩૦ ગામોનું એક એવા જૂથ (Circle) પાડવા અને એ દરેક જૂથ પર એક ખાદીપ્રચારક નીમ્યો, અને એને માત્ર ખાદીપ્રચારનું જ કામ સોંપ્યું.

આ જીલ્લાનું ખાદીપ્રચારનું કાર્ય શ્રી૦ ચીનાય કુર્તી અને શ્રી૦ જી. એસ. પૂજારીના હાથમાં છે.

## બેલગામ જીલ્લામાં ખાદીની પ્રવૃત્તિ

બેલગામ જીલ્લામાં ૭૦૦૦ રેંટીઆ ચાલે છે. ૨૦૦ શાળો માત્ર હાથે કાંતેલું જ સૂતર વણે છે. દર માસે ૧૫,૨૦૦ શેર સૂતર પેદા થાય છે, અને ૩૩,૧૨૦ વાર એટલે ૨૦,૦૦૦ રૂપીઆની ખાદી પેદા થાય છે. બેલગામમાં એક વણાટશાળા છે. એમાં ૫૦ વિદ્યાર્થીઓને ખાદીની ઉત્પત્તિના તમામ વિષયોની તાલીમ આપી તૈયાર કર્યા છે, અને તેઓ હાલ એ જીલ્લામાં ખાદીપ્રચારનું કાર્ય કરી રહ્યા છે. આ જીલ્લામાં રેંટીઆ ફરતા કોઇયે બંધ થયા નથી. આ જીલ્લામાં પેદા થતી ખાદી લોકોમાં ખૂબ વખણાય છે અને ઠેઠ મુંબાઈ, સતારા અને માંગલોર સુધી દૂરદેશાવર જાય છે. છતાં આ જીલ્લામાં લોકોની એકાળજીને લીધે ખાદીની છત કરતાં ખપત ઓછી છે. આ જીલ્લામાં મહાસભાની સમિતિ પોતે ખાદી પેદા નથી કરતી પણ જેટલી ખાદી પેદા થાય છે તે બધી ખરીદી લેઇ ખાદીની પેદાશને ઉત્તેજન આપે છે. આ જીલ્લાના કાપડના વહેપારીઓ પાસે પરદેશી કાપડ નહિ મંગાવવાની મહાસભા સમિતિએ પ્રતિજ્ઞાઓ લેવરાવી છે.

# ખાદીવિભાગ

## ખેડૂત માટે ખાદી

મહાત્માજી જેલ જતાં પણ કહેતા ગયા કે: "સૂતર કાંતજો અને ખાદી પહેરજો." અત્યારે મહાત્મા ગાંધીજી હિન્દની મુક્તિ માટે જેલમાં તપશ્ચર્યા કરે છે. આવા કટોકટીના સમયે જે કાપડના મોહમાં પાપ સમાએલાં છે, તેનો સમૂળગો ત્યાગ કરી, એકસરખી રીતે ખાદી પહેરવામાં આવે, તો ચઢતા ઉતરતાપણાનું દુઃખ દૂર થાય, શ્રીમન્તવર્ગની ગરીબો પ્રત્યેની સમભાવ દૃષ્ટિ દેખાય, અને પરિણામે સમાજમાંથી અધર્મ અને અનીતિ ઓછાં થાય. સાથે સાથે સામાન્યવર્ગના લોકોને ખર્ચમાં ફાયદો થાય. જો ખાદી આટલું પણ પરિણામ લાવી શકે તો તેને પવિત્ર ગણી તેનો જરૂર અંગીકાર કરવો ઘટે છે.

હિન્દુસ્તાનમાં એવું પ્રમાણ કાઢવામાં આવ્યું છે કે એંશી ટકા ખેડૂત વર્ગ છે અને વીસ ટકા ખેડૂત સિવાયનો વર્ગ છે. આ વર્ગમાં શ્રીમન્ત, ખાનદાન, મીલમાલેકો, વકીલ બૅરિસ્ટરો, ડૉકટરો, સરકારી નોકરો અને માનચાંદવાળાઓ આવી જાય છે. આ વર્ગને બાદ કરતાં સાધારણ સ્થિતિના લોકોને અને મુખ્યત્વે કરી ખેડૂત વર્ગને ખાદીના ફાયદા બતાવવાનો પ્રયાસ આ લેખમાં કરવામાં આવ્યો છે.

દરેક ખેડૂત કપાસ વાવે છે. જે ન વાવતા હોય તે સહેલાઇથી વાવી શકે છે. ગમે તેવા આછાપાતળા કસવાળી જમીનમાં કપાસ ઊગે છે, એટલે દરેક ખેડૂત ધારે તો સહેલાઇથી કપાસ મેળવી શકે. પોતાના જ ખેતરમાં બીજા પાક ભેગા ગમે ત્યાં દશ છોડ ઉછરે એટલે તેની પાછળ ખાસ મહેનત કરવાની પણ ન હોય. આથી ખેડૂતને કપાસ લગભગ મફત મળે. દરેક કુટુમ્બ કપાસ પીલી કપાસીઆ અને રૂ જૂદું પાડે. આ કપાસીઆ નવી સાલ માટે બીના કામમાં આવે અથવા તેથી વધારે હોય તો ઢોર માટે ચાલે. રૂ થાય તે પીંજી પૂણીઓ કરે. એ પૂણીઓનું ફુરસદના વખતમાં સૂતર કાંતે.

દરરોજ એક કલાક કાંતવામાં આવે તો સારા પ્રકારનું-ઝીણું દોઢ રૂપિયાભાર સૂતર કંતાય. એ હીસાબે મહીને એક શેર પાંચ રૂપિયાભાર, એટલે બાર મહીને સાડાતેર શેર સૂતર થાય. હવે સાડાતેર શેર સૂતર ઉપર કાપડ વણાવવાની ખરાજાતનો હીસાબ ગણીએ. સાડાતેર શેર સૂતર એટલે લગભગ ત્રણ તાકા. ( તાકા એટલે ૨૪ ઇંચ પનાનું ૧૮ વાર કપડું ) ત્રણ તાકાના વણાટના એક તાકાના રૂ. ૨-૮-૦ ના હીસાબે રૂ. ૭-૮-૦ થાય. આ રીતે સાડાસાત રૂપિયામાં એક કુટુમ્બને ૫૪ વાર કપડું મળે. આટલા સસ્તા ભાવે ન તો હિન્દુસ્તાનની મીલનું કાપડ મળે કે ન તો લેંકેશાયર કે માન્ચેસ્ટરનું મળે. આ પ્રમાણે દર વર્ષે એક કુટુમ્બને મળતું રહે, તો તેને બહારનું કાપડ વેચાણ લાવવું પડે નહિ.

ઉપરનો હીસાબ સમજી ગયા પછી જે કુટુમ્બ પ્રતિજ્ઞા કરે કે એક તસુ કાપડ વેચાણુ લેવું નથી, તેને આ રીતે અડચણુ ન આવે. હાલ જેટલાં કપડાં હોય તેટલાં તમામ વાપરી નાંખે તો કાંઈ નહિ તો ૭ મહીના સુધી તો ચાલે જ. દરમીઆન જેમ જેમ સુતર નીપજતું જાય તેમ તેમ કપડું વણાવતા જાય. આ રીતે લાગટ દર વર્ષે ત્રણુ ત્રણુ તાકાની પૂરતી થાય, તો ચોથે વર્ષે કાં તો રેંટીઓ બંધ કરવો પડે અથવા કાપડ વેચી શકાય તેટલો વધારો પડે. કોઇ કહેશે કે દર વર્ષે કાપડ નીપજતું જાય તેમ ફાટતું જાય, પછી વધારો કયાંથી રહે? પણુ ૭ મહીના કે વર્ષમાં ફાટે તે કપડાં જૂદાં—મહારથી વેચાણુ લઇએ છીએ તે. ઘરમાં સુતર કાંતી તૈયાર કરેલ કાપડ કાંઈ નહિ તો બે વર્ષ તો ચાલે જ.

માત્ર વાત એટલી જ છે કે રેંટીઓ નિયમિત ચલાવવો જોઇએ ખાસ અડચણુના કારણે કે અનિયમિતપણાને લીધે સુતર ન થયું એ બ્હાનું ન ચાલે. ગમે તેવી અડચણુના કે શોકસંતાપના પ્રસંગે અથવા આળસ કે અનિયમિતપણાને લીધે, ચૂલો સળગાવ્યા વિના નથી ચાલતું. જેમ રસોઈ કર્યા વિના ન જ ચાલે, તેમ સુતર કાંત્યા વિના પણુ નજ ચાલે. આટલી વાત સચોટ ઠસી જવી જોઇએ.

ખેડૂતને ખેતીનું કામ હોય. તેમનાં બૈરાં પણુ ઉદ્યોગી હોય છે. તેઓ ખેતીના કામમાં ઘણી મદદ કરે છે. વળી ઢોરઢાંખર સાચવવા ઉપરાંત તેમને બીજુંયે ઘરકામ હોય. આ લોકોને વખત કયાંથી મળે? આવો સંદેહ ઘણાને થાય, એ સ્વાભાવિક છે. પરંતુ ઘરનાં બીજાં કામો માટે વખત નથી મળતો એવી ફરિયાદ કોઇ નથી કરતું. રેંટીઓ નાબૂદ થયે લગભગ ચાલીસેક વર્ષ થયાં. એટલે ઘરકામમાંથી તેની ગણુતરી નીકળી ગઇ. હવે ઘરકામ તરીકે પાછું રેંટીઆને સ્થાન મળવું જરા કઠણુ છે. રૂ પીંજવા અને સુતર કાંતવા પૂરતો વખત ખેડૂત કુટુમ્બ ધારે તો બચાવી શકે. આ કામ પહેલાંના વખતમાં મુખ્યત્વે કરી ઘરનાં આધેડ બૈરાં કરતાં, અને જુવાન અને સશક્ત સ્ત્રીઓ ખેતીમાં મદદ કરતી. આજ પણુ તેમ જ થાય. પહેલાં કરતાં હાલ ખેતીના કામમાં કોઇ ખાસ કામ વધ્યાં નથી. વળી ખેતી કાંઈ બારે માસ ચાલતી નથી. ખેડૂતને ત્રણુ ચાર મહીના સખત કામ પહોંચે છે, પણુ બાકીના મહીનામાં કામ હલકું રહે છે. કેટલાક તો લગભગ નવરા રહે છે. આ કામ માટે માત્ર આંટી એટલી જ છે કે જે કામ ઘરમાંથી નીકળી ગયું છે, તે ફરી કોણુ દાખલ કરે? રેંટીઓ ઘરમાં દાખલ થાય તો સ્ત્રીઓને માથે એક નવું કામ આવી પડે. આ પીડા હાથે કરી કોણુ વ્હોરે? આ પીડા છે—એક નવો બોજો છે—આમ માનવું એ અણુસમજનું પરિણામ છે. સ્ત્રીઓ ઘણી કરકસરવાળી અને ઘરવ્યવસ્થામાં બહુ કુશળ હોય છે. તેમને રેંટીઆના ફાયદા સમજાવવામાં આવે તો તેઓ જરૂર આ ઉદ્યોગ ઘરમાં દાખલ કરે. સ્ત્રીઓને કાને રેંટીઆના હજી પડઘા માત્ર પડ્યા છે. પરદેશી કાપડના ગેરફાયદા અને રેંટીઆના લાભો જો પુરૂષો કરતાં સ્ત્રીઓને સમજવવામાં આવે તો રેંટીઆનો પ્રચાર વેગથી થાય. મહાત્માજીએ 'નવજીવન'માં રેંટીઆ-પુરાણુ લખ્યું, પણુ તે પુરૂષવર્ગે વાંચ્યું અને વિચાર્યું. સ્ત્રીઓને આ નવા પુરાણુના અધ્યાયની હજી ઓછી ખબર છે.

ઉપર કાપડની ખરાજાતનો હીસાબ ગણાવ્યો તેમાં રૂની કિમ્મત કે કંતામણુની મજૂરી ગણુતામાં આવી નથી. આથી ઘરનું કાપડ સસ્તું પડે છે. આ વાત હાલની દુનિયાના અર્થશાસ્ત્રના હીસાબે ખોટી હશે. પણુ તો એ અર્થશાસ્ત્ર ખોટું છે, અને મનુષ્યજાતનો સંહાર કરનારૂં છે, એ વાત સિદ્ધ થઈ ચૂકી છે. ઉપર દર્શાવેલી વહેવારૂ નીતિને હાલના અર્થશાસ્ત્રીઓ economically unsound એટલે અર્થશાસ્ત્રની દૃષ્ટિએ ખોટી ગણુત્રી છે, એમ કહે છે. આ વિવાદનો અન્ત નથી. ઘરપાલવતી વાતને આપણે તો પકડી લઇએ.

ખેડૂત દાણા પકવનાર છે. પોતાના ખેતરમાં જે અનાજ પાકે છે તે જ તે ખાય છે, અને બાર માસ ચાલે અને નવી સાલ માટે બી માટે જોઇએ તેટલું રાખી બાકીનું તે વેચે છે. અંગ્રેજી રાજ્ય આવવાથી

ખેડૂતવર્ગ પાયમાલ થયો તેથી ઘણા ખેડૂતોની આ સ્થિતિ રહી નથી. પણ સામાન્ય નિયમ આવો હતો અને હોવો જોઇએ. એટલે ખેડૂતને અનાજની કિંમત ગણવાની હોય નહિ. જેમ એક ખેડૂત શાક માટે દશ પાંચ વેલ ઉછેરે અને શાક ખાય તેની કિંમત ન ગણે, કેમકે તેની પાછળ તેને કાંઇ મહેનત કે ખેડખાતર કરવાનાં હોતાં નથી; વળી કઠોળના પાકની મોસમમાં શીંગો લાવી શાક કરે કે લીલવા ખાય અને ઘઉં કે બાજરીના પાકનો પોંક ખાય તેનો જેમ ખેડૂતને હીસાબ હોતો નથી તેમ કપાસ વાવનાર પોતાના કુટુમ્બના ખપ પૂરતો કપાસ રાખી લે તેની પણ તેને કિમ્મત ન જ હોય. કપાસની ખેતી ન કરનાર ખેડૂત પોતાના કુટુમ્બના ખપ પૂરતો કપાસ બીજા પાક ભેગો વાવી શકે. આ રીતે જેમ ખેડૂત અનાજની કિમ્મત કદિ ગણતો જ નથી, તેમ કપાસ માટે પણ આ જ હીસાબ તેને લાગુ પાડી શકાય. એટલે જો તેને તેની કિમ્મત હોય તો તેને માટે અનાજ અને કપાસ અમૂલ્ય છે.

હવે તે ઉપરની મજૂરીનો સવાલ રહ્યો. હિન્દુસ્તાનમાં કોઇ કુટુમ્બે પોતાના કુટુમ્બ માટે થતી રસોઇ ઉપર ચઢતી ખરાજાતનો હીસાબ નહિ કાઢ્યો હોય. અનાજ સાફ કરવું, દળવું, ખાંડવું, તે માટે બળતણ, પાણી, વગેરેની મજૂરી ચઢાવી હોય એવું કોઇએ ભાગ્યે જ સાંભળ્યું હશે. (વીશીઓ માંડી જેમણે વેપાર આદર્યો છે, તેમની વાત જૂદી છે.)

આ જ રીત સૂતર તૈયાર કરવાની રીતને લાગુ કરી શકાય. બન્ને ક્રિયાઓમાં મનુષ્યજીવનના ટકાવની વાત છે. પહેલીથી શરીરને પોષણ મળે છે, બીજીથી શરીરનું રક્ષણ થાય છે.

ઉપરની રીતે ખેડૂત કુટુમ્બને પોતાના ઘરમાં ઉત્પન્ન થતા સૂતરમાંથી કાપડ બનાવવા માત્ર વણાટનું જ ખર્ચ થાય, એ વાત સહજે સમજી શકાશે.

ખેડૂત સિવાયનો સામાન્યવર્ગ બાર મહીનાની અનાજની ફસલ ભરે છે. આ વર્ગ માટે ખર્ચનો ઉપરનો હીસાબ જ લાગૂ કરી શકાય. એટલે તેઓ જેમ અનાજ વેચાણ લે છે, તેમ રૂ પણ બાર માસ કંતાય તેટલું વેચાણ લે તેમાંથી તે સૂતર કરે અને તે જ સૂતરનું કાપડ વણાવી પહેરે. એટલે તેમને રૂ અને વણાટનું જ ખર્ચ પડે એ દેખીતું છે.

શ્રીમન્ત વર્ગ માટે હીસાબ જૂદો જ ગણાય. આ વર્ગ માટે ભલે રૂ વાવવાથી તે કાપડ થતા સુધીની તમામ ક્રિયા કારીગરવર્ગ જ કરે. તેઓ તેમને મ્હો માગ્યા દામ આપી કારીગરીને પોષે એ જ ઇષ્ટ છે. એટલે માત્ર આ વર્ગને જ ખાદીનું બધું ખર્ચ માથે પડે, પણ તે બહુ જૂજ છે. એટલે ખરી રીતે જોતાં, અર્થશાસ્ત્રના નિયમો જૂજ વર્ગને જ લાગૂ પડે છે, અને બાકીનો મોટો વર્ગ બજારમાં ખાદી ખરીદવા જતો નહિ હોવાથી એને તો નામના પૈસે જ કપડાં મળી રહે છે. તો પછી ખાદીની મોંઘવારી ક્યાં રહી!

શંકરલાલ દ્વારકાદાસ પરીખ.

# ખાદીનો પ્રશ્ન

અલાહાબાદમાં સવિનય ભંગ સમિતિની તપાસ વખતે સંયુક્ત પ્રાન્તની પ્રાન્તિક સમિતિના ખાદી ખાતાના મંત્રી શ્રી. વિશ્વંભરનાથ બાજપાઇએ નીચેની યાદી રજૂ કરી હતી:—

## ખાદીનો પ્રચાર

દેશની એક મોટામાં મોટી જરૂરિયાત કાપડની બાબતમાં હિન્દુસ્થાનના લોકો આર્થિક દૃષ્ટિએ સ્વતંત્ર અને સ્વાવલંબી થાય, એ જ હાથકંતામણુ અને હાથવણાટનું કાપડ વાપરવાનો ઉદ્દેશ છે. એનો અર્થ તો એ જ કે ખાદીની ઉત્પત્તિ એટલે સુધી વધારી મૂકવી કે હિન્દના બજારોમાંથી પરદેશી કાપડનો સંપૂર્ણ બહિષ્કાર થઈ જાય. પરદેશી વેપાર વડે જેઓનું આર્થિક શોષણ થઈ રહ્યું છે, તેઓ નીચેની હરકોઈ રીતે વિદેશી કાપડ દેશમાં આવતું અટકાવી શકે: (૧) કાયદા વડે, (૨) બહિષ્કાર વડે, (૩) હરિફાઇ વડે અને (૪) ઘેરેઘેર ખાદી ઉત્પન્ન કરીને.

ઈંગ્લંડે પોતાના રક્ષણ માટે, પરદેશી કાપડની અટકાયત માટે રક્ષણની નીતિ અનુસાર કાયદા યોજીને, તેનો સખત અમલ કરાવી, હિન્દના કાપડનો પોતાના બજારોમાંથી કેવો બહિષ્કાર કરેલો તે જગજાહેર છે. પણ તેવા કાયદા ઘડવાની આપણી પાસે હજી સત્તા નથી. બહિષ્કાર એ જ આપણું હથિયાર રહ્યું, અને તેનો આશ્રય તો ઉત્તરોત્તર વધના પ્રમાણમાં લેવાઇ જ રહ્યો છે; પણ એકલા બહિષ્કારથી કામ સરે એમ નથી. પરદેશી વસ્ત્રનો ત્યાગ કરીને, તેની ખોટ પૂરી પાડવા, જરૂરી સ્વદેશી કાપડ આપણે ઉત્પન્ન ન કરીએ તો બહિષ્કાર સફળ થાય જ નહિ. કેમકે માણસને શરીર ઢાંકવા કપડું તો જોઇએ જ. માગ કરતાં કાપડની ઉત્પત્તિ ઓછી હશે, તો ભાવ ઉંચા રહેવાના જ. દેશભક્તિની લાગણીથી, લોકો કદાચ થોડા વખત સુધી વધારે કિંમત આપીને પણ સ્વદેશી કાપડ ખરીદે, તો પણ દેશની વસ્તુસ્થિતિ જોતાં, કેવળ દેશભક્તિ લાંબા કાળ સુધી ન નભી શકે. ગરીબાઇના બોજા નીચે કચડાઇ ગયેલા લોકોમાં 'સ્વદેશી બધું ખરાબ' એવી ભાવના પરદેશી સરકાર તરફથી દાયકાઓ સુધી તરકીબથી કેળવવામાં આવે અને પરદેશી રીતરિવાજો, વિચારો અને ચીજો પર મોહ લગાડવામાં આવે—પછી ભલે તેમાં માલ કરતાં ડોળ જ વધારે હોય—તો પછી આવા લોકો અર્થશાસ્ત્રના કારણને વશ થઇ જાય એ દેખીતું છે. માટે પરદેશી કાપડના સફળ બહિષ્કારને માટે, જરૂરી કાપડ ઉત્પન્ન કરવું એટલું જ નહિ, પણ તે ઓછી કિંમતે પડે તે રીતે ઉત્પન્ન થવું જોઇએ.

## હરિફાઇનો સવાલ

આને લઇને હરિફાઇ થવાની જ, તો ખાદી હરિફાઇમાં ટકી શકે કે કેમ તે સવાલ વિચારવો જોઇએ. આ બાબત માટે ઘણી જ શંકા છે, અને મારા અભિપ્રાય મુજબ તેમ હોય એ સ્વાભાવિક છે. હાથની શાળના કાપડની કિંમત યાંત્રિક શાળથી તૈયાર થયેલા કાપડની કિંમત કરતાં વધારે હોય

છે. હાથની શાળો વડે ચાલતો ઉછરતો ઉદ્યોગ વરાળયંત્ર વડે કામ કરતા ખીલેલા ઉદ્યોગની હરિફાઇ ન જ કરી શકે. અલબત્ત, રૂ માટે આપણા દેશ ઉપર આધાર રાખનારા ખભાય પરદેશી મુલકો આપણા કરતાં સસ્તે ભાવે કપડું ઉત્પન્ન કરે છે, એ વાત નવાઇ જેવી લાગે છે જ. આનું કારણ એ દેશોની ઔદ્યોગિક ખીલવણીની સંપૂર્ણતા છે.

આનો દાખલો બહુ દૂર શોધવા જવો પડે એમ નથી; હિન્દમાં ખાદીના પ્રચારની શરૂઆત થઇ, અને તેની ઉત્પત્તિ તો બહુ થઇ પણ ન હતી, એવામાં પરદેશીઓએ દગાવાળી ખાદી સસ્તે ભાવે આપણા બજારોમાં પ્રસરાવી દીધી. બીજાં પણ કેટલાંક કારણો, જેવાં કે, હુંડીઆમણુ, પક્ષપાતી જકાત વગેરેને લઇને પરદેશમાં સસ્તે ભાવે કાપડ પેદા થાય છે. ટુંક વખત ઉપર જ નકી કરેલા એક પાઉંડના રૂ. ૧૦ ના હુંડીઆમણના ભાવે આ દેશના માલ ઉત્પન્ન કરનારાઓના હક્કમાં કેટલું બધું નુકસાન કર્યું છે, એનો કોઇએ અડસટ્ટો કાઢ્યો છે? માન્ચેસ્ટર અને લેંકેશાયરના વેપારીઓને, હિન્દમાં જે કાપડ મોકલે તે બદલ તેમને તેની કિમ્મત પાઉંડમાં અપાય, જ્યારે અહીંના વેપારીને પોતાના માલના ભાવ રૂ. ૧૫) થી ઘટાડીને રૂ. ૧૦) કરી, પરદેશી માલ સાથે હરિફાઇ કરવી પડે! લેંકેશાયરમાં બનતું એક પાઉન્ડની કિમ્મત જેટલું કપડું, જે અહીં પહેલાં રૂ. ૧૫) માં વેચાતું, તેના રૂ. ૧૦) જ ઉપજે. હિન્દી સરકારની એક કલમ વડે ભાવ ફરી જવાથી, લેંકેશાયરનો મૂડીવાળો, હિન્દુસ્તાનમાં પહેલાંના કરતાં ૩૩ ટકા જેટલા સસ્તા ભાવે કાપડ વેચી શકે! આથી અહીંના વેપારીઓને પાલવે નહિ છતાં ભાવમાં એટલો જ ઘટાડો કરવો પડે, અને માલ વાપરનાર તેમજ આયાત કરનારની સામે સસ્તું ખરીદવાની લાલચ તો લટકેલી જ હોય. પરિણામ દેખીતું જ છે; પરદેશી કાપડ બજારમાં એટલું સસ્તું વેચાવા લાગ્યું કે તેની સામે હરિફાઇ ટકે જ નહિ. આ રીતે એક બિનજવાબદાર પરદેશી સરકાર, પોતે જેના લાભ માટે અહીં રાજ્ય કરે છે, તેના હક્કમાં ફાયદો કરવા, હરિફાઇના દરેક પ્રયત્નને દાબી દેવા અનેક તરકીબો હમેશાં રચ્યાં જ કરે છે. આ ઉપરાંત દેશી બનાવટના મિલના કાપડ તેમજ મિલના સૂતરના હાથે વણેલા કાપડ સામે પણ હરિફાઇ કરવાની હોવાથી, આપણી મુશ્કેલીમાં ઓર વધારો થાય છે. આ દેશમાં મજૂરીના દર અને કાચા માલની કિમ્મત લગભગ સરખી હોવાથી મૂડીની રોકાણ અને ઉત્પત્તિનો જથ્થો જોતાં લાભ હમેશાં મિલના કાપડને કે મિલના સૂતરના હાથે વણેલા કાપડને જ મળે છે. આ રીતે, પરદેશી *અથવા દેશી મિલના કાપડ સાથે હરિફાઇમાં ફાવ*વાની વાત તો બાજુએ રહી છતાં આ વિરોધી તત્ત્વો આપણાં મૂળ ઉદ્દેશને ધોકો પહોંચાડવાને પૂરતાં છે.

## પ્રશ્નનો ઉકેલ કેમ આવે?

હિન્દના ઔદ્યોગિક વિકાસ માટે લાગણી ધરાવનાર પૈકી કેટલોક વર્ગ એમ માને છે—અને તેમાં કાંઇક વજૂદ પણ છે—કે હાથની શાળ, આ હરિફાઇની સામે નહિ ટકે, એ બ્હીક ખોટી છે. તેમની દલીલ આ હકીકત ઉપર મંડાયલી છે, કે સાધારણ વખતમાં આ પ્રાન્તની કાપડ માટેની ⅓ ભાગની માગણી હાથવણાટની પેદાશથી પૂરી પડે છે, અને ગામડાંના લોકો મિલના કાપડ કરતાં, હાથવણાટનાં જાડાં અને ગજીનાં કપડાં વધારે પસંદ કરે છે. પણ એ વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે, આ કપડાં મિલના સૂતરના બનાવવામાં આવે છે. અને મિલનું સૂતર હાથકંતામણ સૂતર કરતાં સસ્તું હોય છે, અને વણકરો તો એને ગૌણ ધંધા તરીકે જ ગણતા હોવાથી, વણાટનું ખર્ચ પણ નામનું જ હોય છે. આવી જાડી ગજીની માગણી ચાલૂ રહે, એનું કારણ એટલું જ કે મિલોમાં એવું જાડું, ઘટ વણાટનું અને ટકાઉ કાપડ હજી તૈયાર થતું નથી. ઘણીએક શાળો ભાતીગર કે આવું જાડું કાપડ બનાવવામાં રોકાયલી છે, એ વાત ખરી છે, પણ આવા કાપડની માગણી કાંતો ઉચ્ચ વર્ગ, કે ગામડાંના લોકો તરફથી થાય છે, પણ વસ્તીનો મોટો ભાગ સામાન્ય, મધ્યમ વર્ગ છે, તેની માગણી આ કાપડથી પૂરી પડતી નથી. હાથની સાળો અમુક

જાતનો માલ-અમુક વર્ગોને પૂરો પાડે, પણ જ્યારે આ હદ ઓળંગીને હાથની સાળને લીધે, મિલના ઉદ્યોગનો સમૂળગો બહિષ્કાર થવા જેવું થાય, ત્યારે તે ઉદ્યોગ પોતાની સ્થિતિ મક્કમ રાખવા માટે ઘટતાં પગલાં લેવા માંડે જ. આમ થયું કે હરિફાઇ શરૂ થાય. એટલે વ્યાપારી ધોરણસર ચલાવવા છતાં, હાથકંતામણ અને હાથવણામણ ફાવી શકે નહિ. એ રીતે નાના પ્રમાણમાં, વ્યાપારી ધોરણસર ખાદી ઉત્પન્ન કરવાના સઘળા પ્રયત્નો નિષ્ફળ નીવડવાના જ; અને ૫, ૧૦, ૫૦, કે ૧૦૦ હાથની સાળોનાં કેટલાંયે કારખાનાં વારંવાર ભાંગી પડ્યાનો કડવો અનુભવ આ વાતની સાબિતી છે. એ પણ કબૂલ કરીએ, કે ભવિષ્યમાં ખાદીની ઉત્પત્તિનું ખર્ચ એટલે દરજ્જે ઘટાડી શકાય, કે તે મિલના કાપડની હરિફાઇમાં ટકી શકે, પણ એ સમય બહુ દૂર છે, અને કદાચ ત્યાં સુધી ન પણ પહોંચાય, અને આ હીલચાલ તે પહેલાં બંધ પણ થઇ ગઇ હોય. તો પછી આ ગુંચનો ઉકેલ કેમ લાવવો ?

### એક જ ઈલાજ

પહેલી વાત તો એ કે વ્યાપારી દૃષ્ટિએ ખાદી ઉત્પન્ન કરવાનું માંડી વાળી, હરિફાઇનો વિચાર કોરે મૂકવો જોઇએ, અને આપણા તમામ પ્રયત્ન સ્વાવલંબનની દૃષ્ટિએ થવા જોઇએ. આપણે જ્યારે બચાવ કે હરિફાઈ ન કરી શકીએ, તો એટલું તો જરૂર કરી શકીએ કે આપણી જરૂરીઆતો સ્વતંત્ર મહેનતથી આપણે પૂરી પાડીએ. ઉત્પન્ન કરનાર પણ આપણે, અને વાપરનાર પણ આપણે જ એમ થઈ શકે, અને અત્યારની પરિસ્થિતિમાં મને તો આ જ રસ્તો વ્યાજબી લાગે છે. સૂતર કે ખાદીની બનાવટમાં હરિફાઈ કરવાનું માંડી વાળવું. દરેક કુટુમ્બે, પોતાને રેંટીએ પોતાને જરૂરી સૂતર કાંતી લેવું, અને પોતાનો કેટલોક વખત જે આળસમાં ગુમાવી ન દે, તો દરેક જણ આટલું તો સહેલાઈથી કરી શકે, નવરાશની ઘડી, જે કાં તો ગપ્પાં મારવામાં કે હસવાખેલવામાં કે વાતોના તડાકામાં ખોઈ નાંખવામાં આવે છે, તેનો રેંટીએ બેસવાથી કેટલીયે સદુપયોગ કરી શકાય. આ રીતે કંતાયલા સૂતરની કિમ્મત રૂના જેટલી જ હશે, અને જો કુટુમ્બનું એક માણસ વણી શકે તેમ હોય, અને તેની પાછળ ફક્ત દરરોજ્અડધો જ કલાક ગાળે તો એ ખાદીની કિમ્મત રૂની કિમ્મત કરતાં વધારે નહિ થાય. આ જ રસ્તો ઇચ્છવાજોગ છે. દરેક કુટુમ્બ પોતાને જરૂરી સૂતર અને ખાદી પેદા કરીને પોતે જ ઉત્પન્ન કરનાર અને પોતે જ વાપરનાર બની, આ બાબતમાં સ્વાવલંબી થઇ જાય. આમ થવાથી, હરિફાઇનો પ્રશ્ન જ નહિ રહે, અને માલ વાપરનારને બજારેથી લાવવાનું રહેશે નહિ, એટલે બજારની હસ્તી ઉડી જશે. ગમે તેમ પણ જરૂર ઓછાં તો થઇ જ જશે અને તે પણ ફક્ત એવી જાતના કાપડ માટે, કે જે વસ્તુઓ કારીગિરીવાળી હોવાથી ઘરમાં પેદા ન થઇ શકે તેમ હોય, અને જેને માટે લોકોનો મોહ હોવાથી તેનો વાપર છોડી દેવામાં ન આવ્યો હોય.

### દલાલોને રજા

પણ દરેક કુટુમ્બ કે માણસ કંઇ વણકર ન થઈ શકે, અને અસલી રીતોનું એ અનુકરણ હાસ્યાસ્પદ લાગે. માટે, ઉપરની યોજનાને જો વ્યવહારૂ સ્વરૂપ આપવું હોય તો, દરેક કુટુમ્બ ભલે વણકર ન થાય, પણ કેટલાંક કુટુમ્બોનો સમૂહ એવી રીતે એકત્ર થઇને કામ કરે, કે પોતાનું હિત જાળવવા પૂરતા, તે લોકો પોતાનામાંથી જ એક વણકરને ઉપજાવી કહાડે. અત્યારની ઔદ્યોગિક પ્રવૃત્તિનું મોટામાં મોટું દુઃખ તો એ જ છે કે, દરેક લેવડદેવડમાં, અઢળક નફો કરનાર આડતીઆ કે દલાલોનો પાર જ ન મળે. ખાદીની પ્રવૃત્તિમાં આડતીઆને સ્થાન જ ન હોઇ શકે. આપણે એટલું જ સંભાળવું જરૂરનું છે, કે સૂતર કાંતનાર કુટુમ્બ અને વણકર વચ્ચે કોઇ પણ દલાલ ઘુસી ન જાય. કેટલાંએક કુટુમ્બોનો સમૂહ એ રીતે એકત્ર કામ કરવા માંડે કે પોતાને જરૂરી ખાદી પોતે તૈયાર કરી, પોતે જ વાપરે. એક વણકર, આગલા વખતની દેશી ખાડાની સાળ ઉપર ૬ થી ૮ વાર કાપડ દર

રોજ વણી શકે. એ હીસાબે, એક વરસમાં એ ઓછામાં ઓછા ૨૪૦૦ વાર કાપડ પેદા કરે. એ સરેરાશ ૧૬ કરતાં વધારે કુટુમ્બને માટે બસ થઈ પડે. આટલાં કુટુમ્બોએ મળીને કાંતો પોતાનામાંથી જ એકને વણાટનો ધંધો શીખવવો, કે એક વણકરને રોકી લેવો. જેમ એક ગામડાની રચનામાં, એક સુથાર કે એક લુહારને સ્થાન હોય છે, તેમજ એક વણકરને પણ સ્થાન હોવું જોઇએ, અને સુથાર લુહારને જેમ ઘરાકી મળ્યાંજ કરે છે, તેવી જ રીતે વણકરને પણ ઘરાકી મળ્યાં કરે. જો આ યોજના પણ અમલમાં ન મૂકાય, તો વણકરોને પાડોશના ગામડામાં રાખીને, તેમને કામ બદલ મહેનતાણું આપી શકાય. ૧૬ કુટુમ્બો મળીને, એક વણકરને બારે માસ કામ આપી શકે, એને માટે દરેક કુટુંબે રોજ એક છટાંક (નવટાંક) સુતર કાંતવું જોઇએ, અને નિશ્ચય હોય તો એટલું તો સહેલાઈથી કાંતી શકાય. આને માટે, આ કુટુંબો સસ્તા ભાવની મોસમમાં જરૂરી રૂ ખરીદી લે. કેટલાક તો કપાસ પકવતા જ હોય, તેમને તો ખરીદવાનું પણ ન હોય. દરેક પોતાનો રેંટીઓ અને પીંજણ વસાવે. બધું સુતર એકઠું કરીને ભેગું જ વણાવે, અને ખાદી સુતરના પ્રમાણમાં વરાડે પડતી વહેંચી લે. આ સહકારી રીતે દરેક કુટુમ્બને ઓછામાં ઓછા ભાવે ખાદી મળી જાય. આમાં કંઇ જ મુશ્કેલ નથી; હિસાબ પણ સાદો અને યોજના નિષ્ફળ થવાની જરાયે બ્હીક નથી. આવા સમૂહો, આખા દેશભર સંખ્યાબંધ બંધાઇ જવાની જરૂર છે. દરેક ગામડે અને મહોલ્લે જરૂર જેટલા સમૂહો આવી ગોઠવણ મુજબ બંધાઇ જાય, અને આપસમાં સંપીને રહેનાર કુટુંબો અનુકૂળ રીતે જોડાઇને કામ કરવા માંડે. આને માટે ખર્ચ નીચે પ્રમાણે જોઇએ: ૧૬ કુટુંબ માટે ૪૮) રૂપિયાના ૧૬ રેંટીઆ, ૧૬) રૂપિયાની ૧૬ પીંજણો, અને ૧૨૦) રૂપિયાનું ૪ મણ રૂ મળી કુલ રૂ. ૧૮૪) નું ખર્ચ એક વખત કરવું પડે. દરેક કુટુંબે રૂ. ૧૨) ભરવા પડે, અને જેમ જેમ કાપડ વણાય, તેમ તેમ વણકરને વણામણ આપ્યાં કરીને, સદાને માટે લોકો પોતાની એક મુખ્ય જરૂરિયાત માટે સ્વતંત્ર થઇ શકે. આ યોજના આખા ગામડા માટે થાય તો વધારે ઉત્તમ. આ અખતરો દેશભરમાં કરવો જોઇએ. કામ તો મહાભારત છે, પણ એમાં જ દેશની મુક્તિ રહેલી છે. એને માટે યોજનાશક્તિ અને સમયની જરૂર છે, પણ એક વખતે યોજના સંપૂર્ણ થઈ કે, સ્વરાજને વાર નહિ લાગે.

### બીજા રસ્તા

અંતિમ ઉદ્દેશ તો ઉપર બતાવ્યો તે જ છે, પણ જ્યાં સુધી આપણી યોજના પૂરેપૂરી અમલમાં ન આવી શકે, અને જ્યાં સુધી સમય પણ અનુકૂળ ન હોય તે દરમ્યાન ખાદીની ઉત્પત્તિના બીજા રસ્તા પણ અખત્યાર કરવાની જરૂર રહેશે. આ વખતે તાકડો સારો છે, અને દેશભક્તિની લાગણી સર્વત્ર વ્યાપેલી છે. પૂરી પડી શકે તે કરતાં ખાદીની માગણી વધારે પ્રમાણમાં છે, અને ઘણા માણસોએ તો ખાદી જ વાપરવાનાં વ્રત લીધેલાં છે. એવા લોકો જરૂર પડે મોંઘા ભાવે પણ ખુશીથી ખાદી ખરીદે છે. તો પછી આપણે બજારોમાં વેચવા માટે પણ ખાદી બનાવી શકીએ. આ પ્રાન્તમાં ઘણાએ વણાટનાં મથકો છે—ટાન્ડા, મઉ, મથાર, નવાબગંજ, રૂણીપુર, બુલન્દ શહેર, વગેરે અને બીજનોર, મુરાદાબાદ, અલીગઢ ઇત્યાદિ જીલ્લાઓમાં પણ બીજાં કેટલાંયે છે. આ બધાં ખાદીનાં મથકો કહી શકાય. વણકરો હાથની ખાદી વણવાનું કબૂલ કરે, એટલે તેને માટે પૂરતા પ્રમાણમાં સુતર પૂરૂં પાડવા આસપાસનાં ગામડાઓમાં રેંટીઆ વહેંચી દેવા જોઇએ. વણકરો અને કાંતનારાઓ, પોતપોતાના ઘરમાં બેસી કામ કરે એમ થવું જોઇએ.

મારા મદ્રીવાળા મિત્રોને હું કહું, કે તેઓ ખાદીનાં કારખાનાં ચલાવવાનું બંધ કરીને, આ રીતની ઉત્પત્તિનું કામ હાથમાં લે. તેઓ દેશભક્તિથી પ્રેરાઇને અવળે માર્ગે પૈસો રોકી રહ્યા છે. તેઓએ ગૃહઉદ્યોગની પદ્ધતિ હાથ ધરીને, થતું નુકસાન અટકાવવું જોઇએ.

આ સિવાય, આવાં જ બીજાં ઘણાં નાનાં મથકો પણ છે. નાના મદ્રીવાળાઓ તેમને હાથમાં લઈ લે.

પ્રાન્તિક સમિતિની મદદ માગવામાં આવશે, તો સમિતિ ઘણી જ ખુશીથી, હરકોઈ જાતની માહિતી અને સલાહ આપી શકશે, અને મથકોની યોજના તેમજ તૈયાર માલની ખપત કરી આંપવામાં પણ મદદ આપશે. સંયુક્ત પ્રાન્તના મહાસભાના કાર્યકર્તાઓએ, ઉપર દર્શાવેલી રીતે કુટુંબોના સમૂહ અને ખાદીનાં મથકોની યોજના અમલમાં મૂકવા, તાકીદે કામે લાગી જવું જરૂરનું છે, અને આડે આવતી હરકોઈ મુશ્કેલી બાબત, પ્રાન્તિક સમિતિની સલાહ વગરસંકોચે તેઓ માગી શકે તેમ છે.

---

# ખાદીની ઉત્પત્તિ

**સંયુક્ત પ્રાન્તના ખાદી ખાતાના મંત્રી પંડિત વિશ્વંભરનાથ બાજપાઇની લેખમાલા અમે નીચે આપીએ છીએ:—**

પહેલાં એમ જણાવવામાં આવ્યું હતું કે, વ્યાપારની દૃષ્ટિથી ખાદીને ઉત્પન્ન કરવાનો વિચાર છોડી દેવો જોઇએ, અને ઘરગથ્થુ ધંધા તરીકે જ એને ખીલવવો જોઇએ. દરેક કુટુંબ પોતાને માટે સૂતર કાંતે, અને જરૂર જોઇતું કાપડ વણાવી લે. આવા પાયા ઉપર ખાદી ઉત્પન્ન કરવા માટે, તેને અમલમાં મૂકવા માટે બંધારણ જેટલું સારૂં કરવામાં આવ્યું હશે તેટલો વખત ઓછો લાગશે. જેઓ બંધારણને ધ્યાનમાં લીધા વગર લાંબો, ટૂંકો વખત માપ્યાં કરે છે તેઓ ભૂલ ખાય છે. કેટલાક કહે છે કે સ્વરાજ ૬ માસમાં મળી રહેશે. કેટલાક ૬ વર્ષ આંકે છે. બીજા કોઇ ૩૦ વર્ષનો આંક મૂકે છે, અને કોઇ તો એથી પણ વધારે! પણ જે દિવસ ખાદી ઉત્પન્ન કરવાનું બંધારણ સંપૂર્ણ થશે તે દિવસેજ સ્વરાજ છે. આ બંધારણ વધારે વિસ્તૃત થવું જોઇએ એટલું જ નહિ, પણ વધારે સારૂં પણ થવું જોઇએ. દેશ કે દેશનો કોઇ પણ ભાગ કેટલા વખતમાં કપડાંની જરૂરીઆતો વિષે સ્વાશ્રયી બને, તેનો આધાર તેની કામ કરવાની શક્તિ ઉપર રહેલો છે. તે શક્તિમાં જરૂર જોઇતાં સાધનો તથા માણસો પણ આવી જાય છે. રૂની ઉત્પન્નની સગવડ, તેને ખરીદવાની શક્તિ તથા ખાદી ઉત્પન્ન કરવાનાં સાધનોનો આમાં સમાવેશ થાય છે. આ બધાનો જો અંદાજ કાઢવામાં આવે, તો આખા દેશને કે તેના હરકોઇ ભાગને ખાદીએ મઢી લેવાં કેટલો વખત લાગશે તેની કોઇ પણ ગણત્રી કરી શકશે.

### રૂની ઉત્પન્નના આંકડાઓ

સાધનોમાં મુખ્ય વસ્તુ કપાસ છે, આખી દુનિયમાંથી જેટલો રૂનો પાક ઉત્પન્ન થાય છે તેમાંથી $\frac{1}{4}$ જેટલું રૂ એટલે કે ૮૦ કરોડ શેર (બંગાળી) રૂ હિન્દુસ્તાનમાં પાકે છે. આમાંથી ૩ લાખ ગાંસડીઓ જેટલું રૂ ઉત્પન્ન થાય છે. સરેરાશ દરેક માણસને વરસે ૧૫ વાર કપડું જોઇએ. અને તેનું વજન લગભગ ૨$\frac{1}{4}$ શેર થાય. તો જેટલી ઉત્પન્ન છે તેટલો જ જરૂરીઆતનો પણ આંકડો આવી રહે છે. બીજા કોઈ પણ જાતના ઉપયોગ માટે જરા પણ રૂ વધતું નથી, પણ કદાચ કપાસના વાવેતરની જમીન વધારી શકાય. ખરી રીતે તો છેલ્લાં ૬ વર્ષ પહેલાં જેટલી જમીનમાં કપાસનું વાવેતર થતું, તેનાથી ઓછી જમીનમાં હાલ કપાસ વવાય છે. ૧૯૧૩–૧૪ તથા ૧૯૧૪–૧૫ માં ચારસો ચારસો પાઉંડ વાળી ૫૦ લાખ ગાંસડી રૂ થયું હતું, અને ત્યારે કપાસનું વાવેતર વધારે હતું. અને તોપણ એટલું તો ધ્યાનમાં રાખવાની જરૂર છે કે એટલું રૂ ઉત્પન્ન થાય ત્યારે પણ એક પૂમડું

આપણે બહાર મોકલી શકીએ એમ નથી. જાપાન, ઇંગ્લંડ, ઇટાલી, ફ્રાન્સ વગેરે પરદેશોમાં હાલ હિન્દુસ્તાન ૨૦ કરોડ શેર રૂ મોકલે છે. આ તો જતું તદ્દન અટકાવવું જોઇએ. હિન્દુસ્તાનની મીલોમાં દર વર્ષે જેટલો રૂનો ઉઠાવ થાય છે, તેને અહિં ગણત્રીમાં લેવામાં આવ્યો નથી, કારણ આખી પ્રજામાંથી અમુક ટકા ભાગ તો એવો રહેશે જેઓ ખાદીને બદલે મીલના કાપડનો ઉપયોગ કરશે. આ રીતે જરૂર જોઇતું રૂ તો દેશની પાસે છે, પણ દેશની ઉત્પન્ન દેશમાં જ વપરાય એને માટે જબરો પ્રયત્ન કરવાની બહુ જરૂર છે, અને કેટલુંક રૂ ફાજલ પડે તે સારૂ વધારે જમીન કપાસના વાવેતર નીચે લાવવાની જરૂર છે. હજી એક બાબત કહેવી રહી જાય છે, અને તે પૈસાદાર વર્ગ સઘળા રૂને એક જગ્યાએ એકઠું કરી કૃત્રિમ રીતે તેની કિંમત વધારી મૂકે તે વિષે છે. ખાદી સોંઘી કરવાનો એ જ ઇલાજ છે, કે એવા પૈસાદાર વર્ગના હાથમાં રૂને ન જવા દેવું. એવા લોકોના ગોદામમાંથી રૂને કાઢીને, ઘેર ઘેર કાંતનારને પૂરૂં પાડવું જોઇએ. દરેક ગામે કે કુટુમ્બે બની શકે ત્યાં સુધી લાગલુંજ ખેડૂત પાસેથી રૂ ખરીદી લેવું જોઇએ.

## પ્રત્યેક જણની ફરજ

પછી કાંતનાર જોઇએ. ૩૨ કરોડની પ્રજાએ ૮૦ કરોડ શેર સુતર કાંતવું જોઇએ, એટલે કે પ્રત્યેક જણે દર વર્ષે અઢી શેર સુતર કાંતવું જોઇએ. વસ્તીમાંથી પુરૂષોને તથા શહેરોમાં વસતા લોકોને બાદ કરતાં પણ, સ્ત્રીઓ જ જો દરરોજનું દોઢ તોલો સુતર કાંતે તો કંતામણનો પ્રશ્ન પ્રજા માટે ઉકેલાઇ જાય. અને દોઢ તોલો શું બહુ છે? સુધરેલી સ્ત્રીઓએ પણ એટલું સુતર કાંતવા જેટલા જોર માટે મગરૂર થવું જોઇએ. ફરૂખાબાદ તથા બુલન્દશહેરમાં તો ઘરડી ડોશીઓને પણ ૧૦ થી ૧૨ને અંકનું ૩૦ તોલા સુતર કાંતતા મેં જોઈ છે. હજી પણ હું નથી માની શકતો કે આ ખરૂં છે. દેશની લાજ હાલ તો સ્ત્રીઓના જ હાથમાં છે. તેઓ કાંતીને થોડાં વરસો પૂર્વે જ લાખો રૂપિયા કમાતી. તેઓ પોતાના કુટુમ્બને સ્વાશ્રયી બનાવતી, અને આખા ઘરને પોતાના હાથે કરીને વણેલાં કપડાંથી ભરી દેતી. તે કપડાં તેમનાં હૃદયની શુદ્ધિ રૂપ અને આત્માના સુખરૂપ હતાં. કપડાંનો એક કકડો પણ તેમની જ સંપત્તિ હતી. ઘરકામ કરી રહ્યા પછી બચી સ્ત્રીઓ અસલના વારામાં પોતાના બારણા આગળ રેંટીઆ લેઇને બેસતી, અને તેને ફેરવતાં ફેરવતાં ગીત ગાતી ને રૂ કાંતતી તે વખતે હિન્દુસ્તાન બહુ સુખી હતું. ત્યારે ક્યાંઈ લડાલડી થતી નહિ. બીજાઓનો પૈસો પડાવી લેવાની ખરાબ વૃત્તિઓ મનુષ્યમાં તે કાળે ન હતી. બધું ભર્યું ભર્યું હતું, સર્વત્ર સંતોષ હતો, અને લોકો સ્વતંત્ર હતા. ત્યારે હવે સ્ત્રીઓ આટલું સમજીને હિન્દને ક્યારે સ્વતંત્ર કરશે? દેવો જ્યારે થાકયા, ત્યારે તેઓ દુર્ગા, સરસ્વતી તથા લક્ષ્મી પાસે ગયા હતા. સ્ત્રીઓ તો શક્તિરૂપ છે. અને લોકો તેમને દુર્ગા, સરસ્વતી કે લક્ષ્મી થવા પ્રાર્થના કરે છે, કે જેથી હિન્દુસ્તાન સ્વતંત્ર, સ્વાશ્રયી, અને સુખી થાય. કાંતનાર તો છે જ. પણ આ સંદેશ એમને પહોંચાડવાનો છે. અને એમાં આપણે ઢીલા પડીએ તો વાંક આપણો જ છે.

કાંતવાની કળાને એક રોજી મેળવવાના કે બજારમાં સુતરનો વેપાર કરવાના ધંધા તરીકે ગણવાની નથી, એ વાત સ્પષ્ટ રીતે સમજવી જોઇએ. રોજી તો કદાચ નામની જ આવશે, અને વેપાર કરવા જશે તો નફો કાંઇ નહિ મળે. એવું બજાર તો બંધ જ કરવું જોઇએ. રોજી કે વેચાણ નહિ પરંતુ પોતાના ઉપયોગાર્થે જ ખાદી ઉત્પન્ન કરવાની છે. અને ઉપયોગ કરતાં વધુ ઉત્પન્ન થાય તો વધારે સારૂં. ઘરકામ કે પોતાનો ધંધો થઇ રહ્યા બાદ જે વખત અમસ્થો ગપ્પાંમાં કે આળસમાં ગાળવામાં આવે છે, તે વખતનો ઉપયોગ જો રેંટીઆ ઉપર કરવામાં આવે તો કાંતવાને પુષ્કળ અવકાશ મળે, અને તેથી માણસ જાતની જે બીજી મોટી જરૂરીઆત—

કપડાંની—છે તે પૂરતું સૂતર કંતાવાથી એની મેળે પૂરી પડે. જો આપણે રોજના અન્ન જેટલી જ રેંટીઆની પણ જરૂરીઆત ગણીને તેનું સેવન કરીએ, તો આપણે આપણી જરૂર પૂરી પાડીશું એટલું જ નહિ, પણ હિન્દુસ્તાનને સ્વતંત્ર બનાવી શકીશું. દરેક કુટુમ્બને આની જરૂરીઆત ખાસ સમજાવવાની અને તેમના હાથમાં રેંટીઓ આપવાની ખાસ જરૂર છે—કે તેઓ રૂ કાંતી શકે.

## રૂ લોઢવાની તથા પીંજવાની ક્રિયા

ખાદી ઉત્પન્ન કરવામાં આ બીજું મોટું અગત્યનું પગલું છે. કાતવાની સાથે સાથે લોઢવાનું અને પીંજવાનું આવે છે. લોઢવા માટે હાથના ચરખા જે હાલ વાપરવામાં આવે છે તે સંતોષકારક કામ આપે છે. હાથના ચરખાથી જે રૂ નીકળે છે તે મીલના ચરખામાંથી નીકળે છે તેનાથી વધારે સારૂં હોય છે. મીલમાં લોઢાતી વખતે રૂ લગભગ કોઈ વાર ૫૦ ટકા જેટલું કસ વિનાનું થઈ જાય છે. અને પીંજણમાં પાછો ઓછામાં ઓછો ૨૦ ટકા જેટલો તેનો કસ ઉડી જાય છે. હવે જ્યારે દરેક કુટુમ્બ પોતે હાથે જ કાંતી લે છે, અને દરેકને ટકાઉ માલ જ ગમે છે, તો એ જ વધારે સારૂં છે કે દરેક કુટુમ્બે લોઢવાને માટે એક ચરખો રાખવો, અને નહિ તો છેવટે હાથે લોઢેલું રૂજ કાંતવામાં વાપરવું. એથી કરીને માલ ૨૫ ટકા જેટલો વધારે ટકાઉ થશે. સરેરાશ ચાર માણસના કુટુમ્બને ૧૦ શેર રૂ જોઇએ. અને ઘેર પીલીને રૂ કાઢવા માટે ૩૦ શેર કપાસ તેવા કુટુમ્બે સંઘરવો જોઇએ. આમાં કાંઇ બહુ મજૂરી પડતી નથી. દરેક કુટુમ્બે પીંજવાનું કામ પણ હાથે જ કરી લેવું જોઇએ, અને તે સારૂ ઘરમાં તાંત રાખવી જોઇએ. અગાઉ એક તાંતવાળા નાના કામઠાનો આ કામમાં ઉપયોગ કરવામાં આવતો. તે અત્યારે પણ વાપરી શકાય છે. અને એ કામઠાને જે જરા સારૂં બનાવે, તો ઘણી મહેનત બચી જાય. પીંજારા લોકો પીંજે તે ઇચ્છવા જેવું નથી, કારણ એક દિવસમાં કાંતી શકાય તેના કરતાં વધારે રૂ તેઓ પીંજી નાંખે છે, અને પૂણીઓ જો વધારે દિવસ રહે તો ખરાબ થઈ જાય છે, હાથે કાંતીને સારી ખાદી ઉત્પન્ન કરવા માટે પૂણીઓ તાજી હોવી જોઇએ એ જરૂરનું છે. વળી પીંજારાની ભારે તાંત ઘણે ભાગે રૂના રેસાને કાપી નાંખે છે, અને તેથી સૂતરનો કસ ઉતરી જાય છે. નાના કામઠાથી રૂને આટલું નુકસાન પહોંચતું નથી. વળી કાંતનાર પોતે જ જે સંભાળથી રૂને સાફ કરે, એટલી સંભાળથી પીંજારો કોઈ દિવસ કામ કરે નહિ દરેક કાંતનારને રૂના કસની, એમાંથી કેટલા અંકનું સૂતર નીકળી શકે, અને સૂતર કેટલું વજન પકડી શકે તેની માહિતી હોવી જોઇએ. સારી ખાદી માટે અમુક વળનું અને અમુક મજબૂતીનું જ સૂતર જોઇએ. સૂતરની મજબૂતી અને સફાઇનો આધાર રૂની જાત ઉપર, લોઢવાની તથા પીંજવાની રીત ઉપર તથા ત્રાક ઉપર ચડાવેલા વળના ઉપર મુખ્યત્વે કરીને છે. જેમ વધારે અંકનું અને મજબૂત સૂતર, તેમ ખાદી વધારે સારી અને મજબૂત થાય છે. કાંતવાની રીત ઉપર જેટલો ભાર મૂકીએ તેટલો ઓછો છે. અને આ બાબતથી દરેક કાંતનારને વાકેફ કરવો જોઇએ.

## વણકરો

વણકરો અને હાથની સાળો એ ત્રીજે નંબરે આવે છે. શોચની વાત છે કે વેપારઉદ્યોગના અભાવને લઇને વણકરોની વસ્તી દેશ આખામાં ઓછી થતી જાય છે. કોરી, કુસ્થી અને જુલાહ* લોકો મોટે ભાગે બીજા ધંધામાં જોડાયા છે, અને નહેરોમાં કે ખેતરોમાં મજૂરી કરે છે. હાથવણાટનો ઉદ્યોગ પાછો જીવન્ત થવાથી તેઓ પોતાનો બાપીકો ધંધો કરવા માંડશે, અને અમે એવી આશા રાખીએ છીએ કે દેશ આખામાં વણકરોની તૂટ બિલકુલ નહિ પડે, સંયુક્ત પ્રાન્તો વિષે તો અમને પૂર્ણ ખાત્રી છે, કે અહિં વણકરો પૂરતા છે. આ પ્રાંતમાં વણકરોની સંખ્યા ૯,૬૧,૬૭૨ છે જ્યારે મીલોમાં એ જ ધંધો કરતા લોકોની સંખ્યા ૮,૯૫,૪૪૭ની છે. રોહિલખંડ, મીરત, કાશી અને આગ્રાના વિભા-

* વ ણ કરોની જાતોનાં નામ છે.

ગોમાં વણકરો મોટી સંખ્યામાં છે. જીલ્લાઓમાં સૌથી વધારે વણકરો બીજનોર જીલ્લામાં છે. ત્યાં તેમની સંખ્યા ૧૧,૮૯૭ ની છે. પણ આપણા આડે બે મુખ્ય મુશ્કેલીઓ છે. તે એ કે તેમાંના ઘણાખરા ઉંચા આંકના મીલના સુતરમાંથી કાપડ વણવામાં રોકાયેલા છે, આનું કારણ એ છે કે તેમાં તેમને ઓછી મહેનતને વધારે નફો થાય છે. એટલે તેઓને હાથની કાંતેલી ખાદી કરતાં તેમાંથી બમણી કે ત્રમણી આવક મળે છે. ટાંડા તથા માઉ જેવાં શહેરોમાં તો એ જ સ્થિતિ છે. તેમના પોતાના સ્વાર્થ પ્રમાણેજ તેઓ તો કરવાના, એટલે તેમને માત્ર ખાદી વણવાનું કહ્યાથી કાંઈ ફાયદો થવાનો નથી. આપણે ફતેહ મેળવી શકીએ કે નહિ એનો સંદેહ રહે છે, પરંતુ એ કાપડની માગ-ણીનો જ નાશ થવો જોઈએ. આમ ન કરીએ તોપણ વણકરોનો મોટો સમૂહ તો ગામડાંઓમાં છૂટોછવાયો રહે છે, અને તેમની આવક પણ ઓછી છે. થોડું સમજાવીએ તો તેઓ ખાદી વણવાનું કામ હાથમાં લે. તેઓ તદ્દન અજ્ઞાન અને રૂઢિ પ્રમાણે ચાલનારા લોકો છે, પણ થોડા ઘણા પ્રયત્ન પછી તેઓ સમજે છે ખરા. ખાદી ઉત્પન્ન કરવા માટે જે સમિતિ નીમાય તેની આગળ આ ત્રીજું કામ છે.

બીજી મુશ્કેલી એ છે કે વણકરોના અભિપ્રાય પ્રમાણે હાથે કાંતેલું સુતર તાણામાં કામ આવતું નથી, અને એથી એને વાપરવું બહુ મુશ્કેલ થઈ રહે છે. આનો અર્થ એ છે કે લોકોને કાંતતા હજી આવડતું નથી. પણ એક બે વર્ષ સુધી આ મુશ્કેલી વેઠી લેવી જોઈએ. જો વણકરોને સાળ ચલાવવામાં જૂની રીત શીખવાડવામાં આવે તો થોડે અંશે આ મુશ્કેલી દૂર થાય ખરી. તેઓ પોતેજ ઘણુંખરું જાણે છે કે, તેમની મુશ્કેલીઓ તે કાંઈ સાચી હોતી નથી, કારણ ઘણા તો વધારે મજૂરી મળે એવા હેતુથી પણ મુશ્કેલીઓ વધારે કરી બતાવે છે. ગમે તેમ હોય, પણ જૂની ઢબે ખાડો ખોદીને સાળ ગોઠવેલી હોય છે ત્યાં હાથે કાંતેલું સુતર તાણા અને વાણામાં વાપરી શકાય છે. જો એવી ખાડવાળી સાળો વાપરવામાં આવે તો વધારે ફાયદો પડે. તેમાંથી ૪૪ ઈંચ પનાની ૧૨ વાર કે એથી પણ વધારે ખાદી નીકળી શકે છે. વણકરો રૂઢિ પ્રમાણે જ ચાલના હોવાથી તેઓ આટલો ફેરફાર જલદી કરે એમ નથી. કાશી પાસે એક વણકરે નવી સાળ ગોઠવી, પણ ગામના વાણીએ એના કાકા મારફત એવી ગપ ઉડાવી કે નવી સાળ ઉપર વધુ કર પડવાનો છે એટલે એ બીચારાએ ડરની બીકે એ સાળ બંધ કરી! ગમે તેમ પણ, અત્યારે ગામડાંઓમાં જે વણકરો છે તેમનાથી જ કામ સરે એમ છે. અને અત્યારની સાળો સારું કામ આપે એવી છે. એટલે હાલ તુરત વણકરોની સંખ્યા વધારવા માટે કે બીજી જાતની સાળો નાંખવા માટે નકામી મહેનત કરવાની જરૂર નથી. પહેલા હતું તેમ વણકરોએ જૂદાં જૂદાં ગામડાંઓમાં રહેવાની અને ત્યાં ગામના બધારણ અર્થે કામ કરવાની જરૂર છે. જો કોઈ ગામમા વણકરો ન હોય, તો જેમ થોડાં ગામ વચ્ચે સુતાર લુહાર એના એ હોય છે તેમજ વણકરો પણ ઘણા ગામોનુ કામ કરી શકે છે.

## બંધારણની અગત્યતા

ટૂંકાણમાં નીચેના મુદ્દાઓને અમલમાં મૂકવા માટે બંધારણની જરૂર છે.

(૧) દરેક ઘરે રૂ ભરી રાખવું જોઈએ, કે રૂની ઉત્પન્ન દેશમાં જ રહે. અને આ અર્થે રૂના ગોદામ શહેરોમાં પૈસાદાર વર્ગની માલીકી નીચે નહિ પણ ગામડાંઓમાં લોકોને હસ્તક હોવા જોઈએ.

(૨) કપાસનું વાવેતર વધારવું જોઈએ.

(૩) દરેક ઘરને પોતાની ખાદી ઉત્પન્ન કરવાની મદદની જરૂર સમજાવવી જોઈએ, અને તેને અમલમાં મૂકવા દરેક ઘરમાં કાંતવાને રેંટીઓ હોવો જોઈએ.

(૪) દરેક કુટુંબ તાણાને યોગ્ય મજબૂત સુતર કાંતી શકે તથા ઉંચા આંકનું સુતર કાંતી શકે તેમ કરવું જોઈએ.

(૫) કપાસને ઘેર લોઢવાથી તથા પીંજવાથી થતા આર્થિક ફાયદાઓ બતાવવા જોઇએ.

(૬) શુદ્ધ ખાદી વણવાને માટે ગામડાંઓમાં વણકરો સાથે ગોઠવણ કરવી જોઇએ.

(૭) છેવટે ગામનું બંધારણ એવું થવું જોઇએ કે દરેક કુટુમ્બ ઘરમેળે જ પોતાનાં કપડાં પૂરાં પાડે, અને એટલા માટે ગામમાં જ મંડળો રચાવાં જોઇએ.

મુખ્ય કામની રૂપરેખા આટલી થઈ. હજુ મૂડીના સવાલ વિષે મેં કાંઇ જ ચર્ચા કરી નથી. એ સવાલ આપણે આગળ ઉપર ચર્ચીશું. અહિં માત્ર ઉપર બતાવેલા મુદ્દાઓને અમલમાં મૂકવા માટે કાર્યકર્તાઓએ કેવી રીતે કાર્ય માથે લેવું જોઇએ તેટલું જ વિચારીશું.

પહેલું દરેક જીલ્લા કે શહેર, કે તાલુકા કે ગ્રામસમિતિએ તેના સભ્યોમાંથી એકને પોતાની સરહદમાં ખાદીના કાર્ય માટે નીમવો જોઇએ. આથી કરીને જે કંઈ કામ કરવાનું હોય છે તેના તરફ એક સભાસદ પોતાની બધી શક્તિ દોરી શકે છે. સમિતિઓ કે કમીટીઓ તો માત્ર સલાહ આપે કે ચર્ચા કરે, ટીકા કરે કે નિયમો ઘડે, પણ તે બધાને અમલમાં મૂકવા માટે તો કોઇ એક માણસ જ જવાબદાર ગણાવો જોઇએ. કારણ સૌનું કામ તે કોઇનું નહિ. સમિતિના એ સભ્યે મહાસભાના બીજા કોઈ ક્ષેત્રમાં હાથ ઘાલવો નહિ. એમ બહુ બાબતોમાં તણાવાથી કાળનો ક્ષય થાય છે. કામની વહેંચણીથી વખત બચે છે, અને કામ સારૂં થાય છે. વળી ખાદીનું કામ તે અમુક જાતનું જ હોવાથી તે સભ્યની વારે ઘડીએ ફેરબદલી કર્યા કરતાં તેનેજ તે જગ્યાએ કાયમ રાખવો એ સલાહ ભરેલું છે.

બીજું—જીલ્લાની મુખ્ય સમિતિ આ કાર્યવાહક વિભાગને સલાહ કે જરૂર જોઈની મદદ આપે, તે ઉપરાંત જીલ્લામાં મથકો સ્થવવાનો કે કામ આગળ કેવી રીતે વધારવું તે વિષે, અથવા તો જીલ્લામાં ખાદી પ્રચાર કેવી રીતે વધારે થઈ શકે એમ છે તે વિષે અભિપ્રાય આપવાનો હક તે વિભાગને હોવો જોઇએ. આ બધી સૂચનાઓ જીલ્લાસમિતિ પાસે પસાર થવા માટે રજુ થાય. તે સમિતિનું મુખ્ય કામ ફંડો એકઠાં કરવાનું જ હોય, અને તેથી કાર્યવાહક વિભાગના ચોપડાઓ જોવાનો હક તેને રહે છે. આ ખાદી પ્રચાર વિભાગમાં, કોઇ પણ વિભાગમાં કોઈ પણ ગૃહસ્થ જે અમસ્યા મહાસભાના ધ્યેયના પક્ષના હોય તે, અગર તો જેઓ મહાસભાનું ધ્યેય ન સ્વીકારતા હોય તેવા પણ, જો તેઓ ખાદીપ્રચારના પ્રશ્ન ઉપર એકમત હોય તો જોડાઇ શકે છે. તેવો વિભાગ બધા લોકોની સાથે સહકાર સ્થાપીને સારૂં કામ કરી શકે. તે વિભાગના સભ્યોની સંખ્યાનો આધાર જીલ્લામાં જેટલા એકૂતો હોય તેના ઉપર રહે, પણ સાધારણ રીતે તેની સંખ્યા બહુ મોટી ન હોય તો સારૂં. તેઓ મહાસભાની જીલ્લાસમિતિ તરફથી ચૂંટાવા જોઇએ, અને પછી કામની એક જ સરખી વ્યવસ્થા થઈ શકે, અને પાછલો અનુભવ કામમાં આવે, એ હેતુથી દર વર્ષે તેમાંથી અર્ધા અરધ સભ્યો બહાર જાય, અને તેટલા જ નવાને સ્થાન મળે, અને જે સભ્ય ખાસ એ વિભાગ માટે ચૂંટાયો હોય તે તેની બેઠકો ગોઠવે.

### કાર્યક્ષેત્રનાં મથકો

કામ સરળ કરવા માટે દરેક જીલ્લામાં અમુક મથકો હોવાં જોઇએ. એવા દરેક મથકમાં કેટલાંક ગામડાંનો સમાવેશ થશે, અને આ ગામડાંઓ ઉપર વધારે સારી દેખરેખ રાખી શકાય. તે માટે મથકથી પાંચ પાંચ ગાઉ દૂરતાં જ હોવાં જોઇએ, અને નિરીક્ષક મહિનામાં એક વાર તો દરેક ગામને જોઈ આવી શકે એટલા માટે એક મથક નીચે ગામડાંઓ ૨૫ હોય તો બસ છે. જો એથી વધારે ગામો હોય તો નિરીક્ષકોની સંખ્યા તે જ પ્રમાણમાં વધારવી જોઇશે. આ મથકો જુદી જુદી જાતનાં હોઈ શકે.

૧. માત્ર કાંતવાનાં મથકો.
૨. માત્ર વણવાનાં મથકો.
૩. કાંતવા વણવાનાં મથકો.

આવાં મથકોદ્વારા તેમની હદમાં આવેલ ગામોને પૂરતું થાય તેટલું કાંતવાનું ને વણવાનું કામ પદ્ધતિસર થશે, પણ કામચલાઉ ખાતે થોડો વખત તો ઉત્પન્ન અને વેચાણ એમ બન્ને ચાલૂ રહેશે. દરેક મથકનું કામ પૂરૂં કરવા, ગ્રામસમિતિઓ ઘડવા, ફંડ એકઠું કરવા, અને ગામો વચ્ચે સહકાર બાંધવા, તથા એવું બીજું ખાદીને લગતું કાંઇ પણ કામ માથે લેવા મથક નીચે જેટલાં ગામો હોય તેટલા સભ્યોનું એક મંડળ નીમવું. આ મંડળના સભ્યો દર વરસે દરેક ગામમાંથી મહાસભાના સભ્યોથી ચૂંટાવા જોઇએ. (તે મંડળને એક કે એથી વધારે બીજા સભ્યોને આર્થિક વ્યવહારને અર્થે ચૂંટવાનો હક રહેવો જોઇએ. જો આવાં મંડળની કાંઈ જરૂર જણાય નહિ અને કાર્ય બરોબર થયે જતુ હોય તો તેમને નીમવાં નહિ.) દરેક મથકના મંડળ નીચે એક પગારદાર નિરીક્ષક, એક કારકુન તથા એક ખજાનચી હોવો જોઇએ. આવાં બધાં મંડળો વચ્ચે પણ સારો સહકાર જમાવવાનું કામ તાલુકા, કે જીલ્લાસમિતિનું હોવું જોઇયે, કે જેથી દરેક મથકને બીજા મથકો વિષે પૂરતી વિગતો મળતી રહે.

નિરીક્ષકે મથકના દરેક ગામમાં કેટલા રેંટીઆ છે તથા કુટુમ્બોની શી શી જરૂરીઆતો છે તેની નોંધ લેવી. દરેક કુટુમ્બને કેટલું કાપડ જોઇએ છીએ તે ઉપરથી તે કુટુમ્બે કેટલું કાંતવું જોઇએ તેનો અડસટ્ટો નીકળી શકશે. અને એટલું રૂ ભરી રાખવા કુટુમ્બને ભલામણ કરવી. જો સૂતર ભરી રાખવા જેટલા પૈસા તે કુટુમ્બ આપે તો તો ઠીક જ છે, નહિ તો ફંડની ગોઠવણ કરવી જરૂરની છે. તેવી જ રીતે લોઢવાના તથા પીંજવાના ચરખાઓ પણ વહેંચવા જોઇએ, અને દરેક કુટુમ્બનો વણકર પણ પણ નીમી આપવો જોઇએ. કોઇ પણ કુટુમ્બ રૂ, રેંટીઆ વગેરેની કિંમત એકી સાથે ન આપી શકે એમ હોય તો દસાથી કે ભાડે પણ તેઓ બધી કિંમત પૂરી કરે એવી વ્યવસ્થા હોવી જોઇએ. કોઇને પણ પૂરતી સગવડ મળવી જોઇએ. પણ આ બધું કાર્ય વેપારની દૃષ્ટિએ તથા રીતિએ જ થવું જોઇએ. વેપારી દૃષ્ટિ અને વેપાર એ બેમાં ભેદ છે. અમે ખાદીના વેપારને અનુમોદન આપતા નથી, પરંતુ વેપારી દૃષ્ટિએ ખાદી ઉત્પન્ન કરવી જોઇએ એટલું જ કહીએ છીએ.

ઉપર બતાવેલી દિશાઓમાં કામ કરવું એ કદાચ અશક્ય લાગે, ઘણાને તો તે લખાણમાં જ સ્થાન આપી શકાય એવી આદર્શરૂપ એટલે કે અવ્યવહારૂ લાગશે. પણ જેઓએ કામ કરી જોયુ છે તેમને તો તેમાં રસ પડે છે, અને તેઓને તેની વ્યવહારૂતા વિષે સંદેહ નથી જ. એક વાર પથરો દડતો મૂક્યા કે તેનો વેગ વધ્યે જ ગયો છે, અને આવા પ્રબંધની વાતો સાવ સામાન્ય થઇ ગઇ છે. હવે આપણે કામ જ કરવાનું રહ્યુ છે. પહેલાં કામ કરવું શરૂ કરો, અને પછી જેમ અનુભવ મળતો જાય તેમ ખાસ મુશ્કેલીઓ શોધી કાઢીને તેનો નિવેડો લાવતાં શીખવું જોઇએ. જે લોકોએ આ કામ કરવું શરૂ કરી દીધું છે તેમને તો તેમાં એટલો રસ પડે છે કે તેમને તે કામ તેમનું પોતાનું જ લાગે છે.

હાલની મહત્વની જરૂરીઆતોનું દરેક કુટુમ્બને ભાન કરાવવામાં, તથા તેને પૂરી પાડવા સંઈંઠ બંધારણ ઘડવામાં જ અને દેશની સ્વતંત્રતાનો આધાર છે. અને તે જો આપણે ઘેરે ઘેર જઇ જઇને લોકોની સાથે મન ખોલીને વાતો કરીએ તો જ બની શકે એમ છે.

એ ક્યારે કરીશું? આનો જવાબ દરેક મહાસભા સમિતિ આપશે.

# મુંબાઈમાં ખાદીની પ્રવૃત્તિ

હિન્દી મહાસભા ખાદીવિભાગના મંત્રી શેઠ જમનાલાલ બજાજને મુંબાઇની ખાદીની પ્રવૃત્તિના મળેલા જૂદા જૂદા હેવાલોમાંથી નીચેની હકીકત તારવી કાઢી છેઃ—

મુંબાઇ શહેર એટલે મુંબાઇ મ્યુનિસિપાલિટીની હદમાં આવેલું શહેર. આ શહેરના ૭ વૉર્ડ છે, અને દરેક વૉર્ડ દીઠ મહાસભાની જીલ્લાસમિતિ છે. મુંબાઇએ ખાદીની વપરાશ વધારી અને ખાદીપ્રચારના કાર્ય માટે નાણાંની સંગીન મદદો આપી ખાદીના કાર્યને ખૂબ વેગ આપ્યો છે. મજૂરીની મોંઘવારીને લીધે અને જૂદાં જૂદાં વિભાગોનો સમન્વય કરવાની અગવડોને લીધે મુંબાઇમાં મોટા પાયા પર ખાદીની ઉત્પત્તિનું કામ હજુ થઇ શક્યું નથી, જો કે મુંબાઇમાં કપાસનું વાવેતર નથી છતાં તે હિન્દુસ્તાનના રૂના વેપારનું મુખ્ય મથક છે.

રૂ પીંજવાને માટે પીંજારાઓ અહીંઆ મળે છે પણ કાંતવા લાયક રૂ તેઓ પીંજી શકતા નથી. રા. બેલગામવાળાએ રૂ પીંજવાનું એક કારખાનું ખોલ્યું છે અને તેનાથી પૂણીઓ મેળવવાની આપદા ઓછી થઈ છે. દર મહિને એ કારખાનામાં ૩૦૦૦ રતલ પૂણી તૈયાર થાય છે. તા. ૩૧ ઓક્ટોબર સુધીમાં, આ કારખાનામાં ૩૦,૦૦૦ રતલ પૂણી તૈયાર થઈ. તેમાંથી ૧૨૦૦૦ રતલ પરદેશ ચડી અને ૧૫,૫૦૦ રતલ મુંબાઇમાંજ વેચાઇ. દસ નંબરનું સૂતર કંતાય તેવી પૂણી રૂ. ૦–૮–૬ રતલના ભાવે વેચાઇ. પછીથી તેની કિંમત ઘટાડીને રૂ. ૦–૮–૦ કરવામાં આવી અને રાષ્ટ્રીય સ્ત્રીમંડળને માટે ખાસ ઘટાડીને રૂ. ૦–૭–૬ કરવામાં આવી. આને લીધે એ મંડળને જ હાથે ૪૦૦૦ રતલ પૂણી વેચાઈ.

દર મહિને મુંબાઇમાં ૩૦૦૦ રતલ પૂણી ખપે છે. ૩૦ થી ૪૦ નંબર સુધીનું સૂતર કંતાય તેવી પૂણી પણ થોડી ઘણી બનાવવામાં આવી હતી અને તે ૧ રૂપિયાના ભાવે વેચાઈ હતી. હમણાં બજારમાં 'જીવન' નામની પીંજણ વેચાય છે અને એનાથી હાથ વડે જ સુંદર રૂ પીંજી શકાય છે.

મહાસભાની સમિતિઓ મારફત જ અત્યાર સુધીમાં ૫૦૦૦ રેંટીઆ શહેરમાં દાખલ કરવામાં આવ્યા છે. આ ઉપરાંત ખાનગી ગૃહસ્થો મારફત પણ રેંટીઆ ચાલે છે અને વેચાય છે. આમાંથી ઘણાખરા રેંટીઆ દિવસમાં માત્ર ૨ કલાક જ ચાલે છે અને ઘરના ઉપયોગ પૂરતું જ સૂતર તે પર કંતાય છે. હમણાં સુધી મહાસભાની સમિતિઓએ જૂની ઢબના જ રેંટીઆ વહેંચ્યા છે પણ હવેથી રા. પુરુષોત્તમદાસ રણછોડદાસે શોધી કાઢેલો નવી ઢબનો જીવન રેંટીઓ પણ આપવામાં આવે છે. જીવન રેંટીઆની જે જૂદી જૂદી જાતો નીકળી છે—કેટલાક પર હાથે કંતાય છે, કેટલાક પર એની મેળે કંતાય છે—એ બધી રેંટીઆના શાસ્ત્રીય અભ્યાસ તરફ લોકોનું દિલ ખાદીની ચળવળને લીધે કેવી રીતે ખેંચાયું છે એની સાબિતીઓ છે. જૂની ઢબના અને નવી ઢબના આ જીવન રેંટીઆ ઉપરાંત મહારાષ્ટ્ર રેંટીઓ, શ્રી. ખંબાટાનો પોતાની મેળે કાંતતો રેંટીઓ, અન્નપૂર્ણા રેંટીઓ, સરસ્વતી રેંટીઓ, શ્રી રેંટીઓ વગેરે જાત જાતના રેંટીઆ હસ્તીમાં

આવ્યા છે. જૂની ઢબના રેંટીઆનો સાધારણ રીતે ૪ રૂપીઆ બેસે છે; જીવન રેંટીઆના ૫ રૂપીઆ, અન્નપૂર્ણાના રૂ. ૩-૮-૦, અને શ્રી રેંટીઆના ૩ રૂપીઆ બેસે છે. હિન્દી મહાસભા ખાદીવિભાગના શાસ્ત્રીય ખાતાના સંચાલક શ્રી. પુરૂષોત્તમદાસ રણછોડદાસવાળા જીવન રેંટીઆને મોટી વસ્તીવાળાં શહેરોમાં સૌથી વધારે સગવડવાળો ગણ્યો છે, કારણ કે તે થોડી જગ્યામાં સમાઇ જાય છે.

સાધારણ રીતે અહીંઆ ૬ થી ૨૦ નંબરનું સૂતર કંતાય છે. મહાસભા સમિતિઓ તથા બીજી જાહેર સંસ્થાઓ ખાદીનો પ્રચાર કરવાને અને જનસમાજને ખાદી ખરીદવાની અનુકૂળતા કરી આપવાને જૂદા જૂદા વૉર્ડોમાં અવારનવાર ખાદીનાં પ્રદર્શનો ભરે છે. સાધારણ રીતે ૧૦ નંબરનું સૂતર કાંતનારને ૨૮ તોલાભારના શેરના ૯ આના આપવામાં આવે છે, ૧૫ નંબરના ૧૫ આના અને ૨૦ નંબરના ૨૦ આના આપવામાં આવે છે. મહાસભા સમિતિઓ રેંટીઆ, પૂણીઓ તથા ત્રાકો વગેરે કાંતનારાઓમાં વહેંચે છે, તૈયાર થયેલું સૂતર ખરીદે છે અને ખાદીની ઘેરે ઘેર ફેરી કરે છે.

મહાસભા સમિતિઓથી બિલકુલ સ્વતંત્ર રીતે રાષ્ટ્રીય સ્ત્રીમંડળ, હિન્દુ મહિલાસમાજ, ભગિની સમાજ, માંડવી ખાદીસમિતિ, દાદર ખાદીસમિતિ, કર્ણાટક ખાદીસમિતિ, બેલગામવાળાની વણાટશાળા વગેરે સંસ્થાઓએ રેંટીઆની વહેંચણી કરવાનું અને ખાદીની ઉત્પત્તિ વધારવાનું કામ વખાણવા લાયક કરી બતાવ્યું છે. ખાસ કરીને સ્ત્રી સમાજમાં મિસ પીરીન દાદાભાઇ નવરોજજી અને બ્હેન રતનબાઇ મહેતાવાળી સંસ્થાએ તથા શ્રીમતી અવન્તિકાબાઇ ગોખલે અને બાઇ સૂરજબ્હેનવાળા સમાજે પુષ્કળ કામ કરી બતાવ્યું છે. રાષ્ટ્રીય સ્ત્રીમંડળ તરફથી ૬૦૦ રેંટીઆ વહેંચવામાં આવ્યા છે અને એ બધા રેંટીઆ એ મંડળની દેખરેખ નીચે જ ચાલે છે. આ રેંટીઆ દર મહિને ૬ થી ૮ નંબરનું ૫૦૦ રતલ સૂતર આપે છે. ગયા થોડા મહિનામાં સ્ત્રી મંડળે ૩૦૦૦૦ રૂપીઆની ખાદી વેચી છે અને તેની પાસે વણવા માટે પુષ્કળ સૂતર એકઠું થયું છે. દર મહિને આ મંડળ તરફથી ખાદીની ૫૦૦ ચાદરો અને રૂમાલો વણાઇ તૈયાર થાય છે. હિન્દુ મહિલા સમાજ અને ભગિની સમાજે પણ આ રીતે જ ખાદીપ્રચારનું કાર્ય ઉપાડી લીધું છે. આ બધાં મંડળો તા. ૧૦ મીનો ગાંધીદિવસ ઘેરે ઘેર ખાદી વેચીને, રેંટીઆની હરિફાઇઓ કરીને, અને સભાઓ ભરીને ઉજવે છે, અને બધું કામ મહાસભાની સમિતિઓની સાથે રહીને જ કરે છે. એપ્રિલ માસનો રાષ્ટ્રીય સપ્તાહ અને તા. ૨૬ મી સપ્ટેમ્બરથી તા. ૨ જી અકટોબર સુધીના ગાંધી જયન્તિના દિવસો મહાસભાના જ કાર્યક્રમ મુજબ ઉજવાયા હતા. ગાંધીજીના જેલનિવાસ પછી મુંબાઇમાં વસતા કર્ણાટક પ્રાન્તના વતનીઓએ ખાદીપ્રચારના કાર્યમાં ખૂબ ઉલટ બતાવી છે. દર માસની ૧૮ મી તારીખે ચોવીસે કલાક સુધી બાર બાર રેંટીઆ ફરતા રાખવામાં આવે છે, અને કાંતવાની હરિફાઇ ચાલે છે. રવિવારે અને બીજા રજાના દિવસોએ કર્ણાટકના સ્વયંસેવકો ખાદીની ફેરી કરવા નીકળે છે. માત્ર ખાદીનું જ કાર્ય કરવા કર્ણાટક ખાદીસમિતિની સ્થાપના થઈ છે. આ ખાદીસમિતિના કેટલાક સભાસદો બેલગામવાળાની વણાટશાળામાં દાખલ થયા છે. અને વણાટનો અભ્યાસ કરી રહ્યા છે. શરૂઆતમાં, રાષ્ટ્રીય સપ્તાહ દરમ્યાન કેટલીક સ્ત્રીઓએ રાત દિવસ ચોવીસે કલાક રેંટીઆ ફેરવવાનું શરૂ કર્યું અને ૧૨ શેર ઝીણું, વળદાર સૂતર કાંતીને તેમણે રાષ્ટ્રીય સપ્તાહ ઉજવી બતાવ્યો. આ સૂતર તે સ્ત્રીઓએ સત્યાગ્રહાશ્રમ મોકલી આપ્યું અને તેની ખાદી વણાવીને અંત્યજ ભાઇઓને પહેરાવી દેવા જણાવ્યું. આ દાખલાથી લોકોમાં નવું જ ચેતન આવ્યું, તા. ૧૮ મીના ગાંધી દિવસો એ રીતે ઉજવાવા લાગ્યા, કર્ણાટક ખાદીવિભાગની સ્થાપના થઈ અને એ રીતે ખાદીપ્રચારના કાર્યને અપૂર્વ વેગ મળ્યો.

હાથે કાંતેલું ઘણુંખરૂં સૂતર બેલગામવાળાની વણાટશાળામાં વણાય છે. આ શાળામાં ૧૫ સાળો

ચાલે છે અને જૂદા જૂદા પનાની ૯૦ વાર ખાદી દરરોજ વણાઇ તૈયાર થાય છે. આ શાળાની સાથે રંગવાનાં અને બ્લીચ કરવાનાં ખાતાં પણ ઉઘાડ્યાં છે અને ગાલીચા, શેતરંજી, આસનો, રૂમાલો, ચાદરો વગેરે વણાઈ તૈયાર થાય છે. ગાલીચા, શેતરંજી અને આસનો ખાસ કારીગરોએ રંગેલા પાકા રંગના સૂતરમાંથી બનાવવામાં આવે છે, અને ઘણુંખરૂં સૂતર મહાસભાની સમિતિઓ અને જાહેર સંસ્થાઓ તરફથી જ મળેલું હોય છે. ખાનગી ઘરમેળે કાંતનારાઓને ઉત્તેજન આપવા ખાતર હાથે કાંતેલું સૂતર નામનો જ ભાવ લેઇને વણી આપવામાં આવે છે, અને કાંતવા અને વણવાનું શિક્ષણ અનેક વિદ્યાર્થીઓને મફત આપવામાં આવે છે. ૨૦૦૦ થી પણ વધારે રેંટીઆ બનાવીને આખા મુંબાઇ શહેરમાં પૂરી કિંમતે, અડધી કિંમતે અને ગરીબોને મફત વહેંચવામાં આવ્યા છે.

ગયા થોડા મહિનામાં બેલગામવાળાની વણાટશાળાને જૂદી જૂદી સમિતિઓ અને જાહેર સંસ્થાઓ તરફથી નીચે પ્રમાણે સૂતર મળ્યું છે:—

| | | |
|---|---|---|
| ગીરગામ સમિતિ | ૨૫૧૫ | રતલ; |
| કાલબાદેવી ,, | ૬૭૨ | ,, ; |
| માંડવી ,, | ૧૪૭૧ | ,, ; |
| દાદર ,, | ૪૩૨ | ,, ; |
| ભૂલેશ્વર ,, | ૨૪૭ | ,, ; |
| રાષ્ટ્રીય સ્ત્રીમંડળ | ૩૬૬૦ | ,, ; |
| અને ખાનગી ગૃહસ્થો તરફથી | ૧૫૦ | ,, ; |

એટલે આશરે કુલ ૯૦૦૦ રતલ સૂતરમાંથી નીચે પ્રમાણે ખાદી વણવામાં આવી છે:—

| | | |
|---|---|---|
| ચાદર | ૧૨૧૦ | રતલ; |
| રૂમાલ | ૨૯૯ | ,, ; |
| ખાદી (સાદી) | ૩૩૬ | ,, ; |
| સાડી | ૫૫૧ | ,, ; |
| શેતરંજી | ૨૮૮ | ,, ; |
| ગાલીચા | ૯૮ | ,, ; |
| આસન | ૧૨૭ | ,, ; |

આ ઉપરાંત, રાષ્ટ્રીય સ્ત્રીમંડળ માટે ૧૬૦૦ રતલ નોખી ખાદી વણી આપવામાં આવી હતી. ઉપરના આંકડાઓ તપાસતાં વણાટશાળા પાસે હજુ ૪૦૦૦ રતલ સૂતર વણાયા વગરનું પડયું છે અને દરરોજ નવું સૂતર આવ્યે જાય છે.

મદનપુરામાં ખાડાની સાળો પર મુસલમાન વણકરો કાપડ વણે છે, પણ તેઓ ઘણુંખરૂં મિલનું સૂતર જ વાપરે છે. જો આ વણકરોને સારી જાતનું હાથકંતામણનું સૂતર નિયમિત રીતે પૂરૂં પાડવામાં આવે અને એમણે વણેલી ખાદી ખરીદી લેવાની ગોઠવણ કરવામાં આવે તો તેમને હાથના સૂતરની ખાદી વણવાને સમજાવી શકાય તેમ છે. વધતા જતા સૂતરને પહોંચી વળવાને અને ઝીણું સૂતર વણવાને વધારે વણાટશાળાઓની મુંબાઇમાં જરૂર છે.

હિન્દી મહાસભા ખાદીવિભાગના વિક્રયખાતાના મંત્રી શ્રી. વિઠ્ઠલદાસ વિ. જેરાજાણીની દેખરેખ નીચે પ્રિન્સેસ સ્ટ્રીટ આગળ મહાસભા સમિતિનો ખાદીભંડાર ખોલવામાં આવ્યો છે, અને દર વર્ષે તે ભંડારમાંથી ૨ લાખ રૂપીઆની ખાદી વેચાય છે. આવા શુદ્ધ ખાદીભંડારો અને બીજા કાપડની સાથે સાથે ખાદી વેચતા ભંડારો મુંબાઇમાં ઠેર ઠેર ખોલાયા છે, અને આંધ્ર, ગુજરાત, તીરૂપુર, તામીલ નાડુ અને પંજાબમાંથી મંગાવેલાં ધોતીઆં, સાડીઓ, પહેરણ અને કોટના બરની ખાદી આ ભંડારોમાં વેચાય છે. ઊનની ગરમ અને રેશમી ખાદી પણ થોડી થોડી રાખવામાં આવે છે. ખરીદનારે શુદ્ધ ખાદી ખરીદતી વેળા ખાસ સાવચેત રહેવાની જરૂર છે. કારણ કે જાપાન અને માન્ચેસ્ટરની તેમજ મિલના સૂતરના ભેળવાળી ખાદી બજારોમાં શુદ્ધ ખાદી તરીકે જથ્થાબંધ વેચાય છે.

મુંબાઇની પ્રાન્તિક સમિતિએ ખાદીપ્રચારના કાર્ય માટે ૨ લાખ રૂપીઆની રકમ અલાયદી કાઢી છે. ટિળક સ્વરાજ ફાળાના ટ્રસ્ટીઓએ ખાદીપ્રચારના કાર્ય માટે ગુજરાતને ૩ લાખ રૂપીઆની, હૈદરાબાદવાળા મિ. અબ્બાસ હસનને ૪૦૦૦૦ રૂપીઆની અને મુંબાઇના ખાદીભંડારને ૬૦૦૦૦ રૂપી-

આની લોનો આપી છે. સિન્ધ, ઉત્કલ અને આન્ધ્રની માફક મુંબાઇમાં પણ 'એક અલાયદું' ખાદીવિભાગ ખાતું સ્થાપવામાં આવ્યું છે અને તેના હાથમાં ખાદીનું તમામ કામ સોંપવામાં આવ્યું છે. આશા છે કે આ ખાતાને લીધે ખાદીની ઉત્પત્તિ અને પ્રચારના કાર્યને ઘણો વેગ મળશે.

મુંબાઇના તમામ ખાદીપ્રચારના કાર્યકર્તાઓનો એ સામાન્ય અનુભવ છે કે લોકોમાં ખાદી અને તેને વણાવવાની પૂરેપૂરી તજવીજ થાય તો સૂતર થોકબંધ પેદા થઇ ખાદીની ઉત્પત્તિનું કામ હાલ છે તેનાથી પણ વધી શકે તેમ છે.

---

# રજપુતાનાની ખાદીની તપાસ

મધ્યપ્રાન્તના ખાદીના એક વેપારી તા. ૨૫ નવેમ્બર ૧૯૨૨ ના 'ઇન્ડીપેન્ડન્ટ' પત્રમાં નીચે પ્રમાણે લખી જણાવે છેઃ—

આ વિષય ઉપર કંઇ પણ લખતાં પહેલાં, મારી તપાસનું કારણ મારે જણાવવું જોઇએ. મધ્ય પ્રાન્તનો હું એક ખાદીનો વેપારી છું, અને રજપુતાનાની ખાદીનો મોટા પ્રમાણમાં વેપાર કરું છું. મારા ગ્રાહકોને હું ખરેખર શુદ્ધ જ ખાદી વેચું છું કે કેમ, તેની તપાસ માટે હું રજપુતાનામાં ફરવા નીકળ્યો. મેં ત્યાંનાં નિકાસનાં મુખ્ય મથકોની મુલાકાત લીધી, અને હું જે કંઇ નિર્ણય કરી શકયો તે જાહેર પ્રજાની જાણ માટે નીચે રજૂ કરું છુંઃ—

મારવાડની ખાદી ઘણી જ લોકપ્રિય થઇ ગઇ છે, અને તેનો નિકાસ મુખ્યત્વે સોજતરોડ, જયપુર અને જયરાથી થાય છે. તેની લોકપ્રિયતાનાં ત્રણ કારણો છેઃ

(૧) તેને સારી રીતે પૂરેપૂરી નિખારવામાં આવે છે.

(૨) ત્યાંની ખાદી મનપસંદ અને આકર્ષક રંગોથી રંગેલી અને ભાતભાતની છાપેલી હોય છે;

(૩) અને વળી તે સસ્તી છે. પણ આ બાબતમાં સ્વદેશીના હિમાયતીને મન પ્રશ્ન તો એ જ હોઇ શકે કે એ ખાદી શુદ્ધ છે કે નહિ? અને તપાસતાં એમ માલમ પડે છે કે સેંકડે ૯૦ ટકા ખાદી જણાવવામાં આવે છે તેમ શુદ્ધ નથી. ૩૦ ટકા તો મિલના સૂતરની હાથે વણેલી ખાદી હોય છે, અને ૬૦ ટકા વાણામાં જ માત્ર હાથે કાંતેલા જાડા સૂતરના મિશ્રણવાળી હોય છે, અને માંડમાંડ ૧૦ ટકાજ શુદ્ધ ખાદી મળે છે. વળી બીજી મુશ્કેલી એ છે કે, જ્યારે કેવળ મિલના સૂતરની કે તેવા સૂતરની મિશ્ર ખાદી હોવાનું જણાવવામાં આવે છે, ત્યારે સૂતર પણ સ્વદેશી મિલનું છે કે કેમ, એ સવાલ હોય છે. સામાન્ય વણકરને તો કઇ મિલોનું સૂતર છે, તેની તમા જ હોતી નથી. તેને તો સસ્તું સૂતર જોઇએ, અને વેપારીઓ પરદેશી સૂતર, જે બજારમાં ઘણું સસ્તું હોય છે, તે વગર સંકોચે તેને વેચે છે, અને કાપડના મોટા વેપારીઓ, આ જ વણકરો પાસેથી ખાદી ખરીદે, એટલે રજપુતાનાની ખાદી વાસ્તવિક રીતે પરદેશી કે અર્ધપરદેશી જ હોય છે.

એ ખરૂં છે કે, આખા પ્રાન્તમાં કેટલેક ઠેકાણે હાથવતી સાળોનાં કારખાનાં છે, પણ મહાસભાના આશ્રય નીચેનાં અમુક બાદ કરતાં, બાકીનાં તમામ કાં તો તાણાવાણા બન્નેમાં અથવા તો છેવટે તાણામાં મિલનું સૂતર વાપરે છે. માત્ર અજમેરનું મહાસભાનું વણાટ કાર્યાલય સરસ, શુદ્ધ ખાદી ભાતભાતની બનાવે છે, પણ ઉત્પત્તિના પ્રમાણમાં તેનો જથ્થો નજીવો જ ગણાય. નાણાંની મુશ્કેલીને લીધે એ ઉદ્યોગની ખીલવણી હજુ જોઇએ તેવી નથી થઇ શકી.

આથી એમ માનવાનું નથી કે એ પ્રાન્તમાં શુદ્ધ ખાદી ન જ બની શકે; કહેવાનો ભાવાર્થ એટલો જ છે કે અત્યારે એ દિશામાં જૂજ જ કામ થયેલું છે. આ પ્રાન્તમાં એની પ્રવૃત્તિ માટે અનેક અનુકૂળતાઓ મળે તેમ છે, અને જો એ બાબતમાં વ્યવસ્થિત કામ થાય, અને નાણાંની યોગ્ય સગવડ કરી શકાય તો એ ઉદ્યોગ સરસ ખીલવાનો સંભવ છે. આ પ્રમાણે કરવામાં આવે તો ભવિષ્યમાં આ પ્રાન્તમાં શુદ્ધ ખાદીની ઉત્પત્તિ મોટા પાયા પર થઇ શકે.

# ખાદીવિભાગ

## પંજાબ પ્રાંતની ખાદીની ઉત્પત્તિનો અહેવાલ નીચે મુજબ છે:-

### પ્રાંતિક સમિતિનું બંધારણ

પંજાબ અને વાયવ્ય પ્રાંત મળીને બનેલો, મહાસભાનો પંજાબ પ્રાંતનો પ્રદેશ ઘણો વિશાળ છે. પંજાબ, કાશ્મીર અને વાયવ્ય પ્રાંત મળીને લગભગ આખું ઉત્તર હિંદી સામ્રાજ્ય થાય છે. પ્રાંતનું ક્ષેત્રફળ લગભગ ૧૦૦,૦૦૦ ચોરસ માઇલ છે, અને દર ચોરસ માઇલે સરેરાશ ૨૦૦ માણસની વસ્તી હોય,. કુલ પ્રાંતની વસ્તી એકંદરે ૨૦,૦૦૦,૦૦૦ છે. એ પ્રાંત ૩૫ જીલ્લાનો બનેલો છે, તે આ પ્રમાણે:(૧) હીસાર, (૨) કર્નાલ, (૩) કાંગરા, (૪) લુધિયાણા, (૫) અમૃતસર, (૬) ગુજરાનવાલા, (૭) જેલમ, (૮) મિયાનવાલી, (૯) ઝાંગ (૧૦) ડેરા ગાઝીખાન, (૧૧) પેશાવર, (૧૨) ડેરા ઇસ્લામખાન, (૧૩) રોહતક, (૧૪) અંબાલા, (૧૫) હોશિયારપુર, (૧૬) ફીરોઝપુર, (૧૭) ગુરદાસપુર, (૧૮ )ગુજરાત, (૧૯) રાવલપીંડી,, (૨૦) મોન્ટગોમેરી, (૨૧) મુસલમાન, (૨૨) શેખપુર, (૨૩) કોહટ, (૨૪) ગરગાંવ, (૨૫) સીમલા, (૨૬) જલંધર, (૨૭) લાહોર જીલ્લો, (૨૮) લાહોર શહેર, (૨૯) સીઆલકોટ, (૩૦) શાહપુર, (૩૧) અટક, (૩૨) લાયલપુર, (૩૩) મુઝફ્ફરગઢ, (૩૪) હઝારા, અને (૩૫) બન્નુ.

### કપાસનો પાક

ખાદીની ઉત્પત્તિમાં પંજાબ ઘણું જ આગળ વધેલું છે. પ્રાંતમાં કાંતવા વણવાની ચોમેર કુદરતી અનુકૂળતાઓ હોવાને લીધે, મહાસભાએ ઉપાડેલી ખાદીની હિલચાલ પહેલાં પણ ખાદીની બનાવટ એ આ પ્રાંતનો એક મુખ્ય ઉદ્યોગ હતો જ. પ્રાંતના દરેક જીલ્લામાં ટુંકા તારનું રૂ પકવવામાં આવે છે. સમસ્ત હિંદની રૂની પેદાશનો ૭ ટકા જેટલો ભાગ આ પ્રાંતમાં પાકે છે. ૧૮૦ લાખ એકર જેટલા પ્રદેશમાં કપાસનું વાવેતર હોવાનો અંદાજ કાઢેલો છે.

### કંતામણ

કંતામણ આ પ્રાંતમાંથી કદિ નાશ પામ્યું જ ન હતું. પંજાબના દરેક ઘરમાં રેંટીઆનો વાસ છે. પંજાબની બ્હેનોએ કાંતવાને હમેશાં એક કળા તરીકે માનેલી છે. કુટુંબના દરેક માણસને જરૂર જેટલા કાપડ માટે પુરતું સુતર કાંતી લેવાની ત્યાંની ઓઓની જમાનાઓની પ્રથા છે. દોષ માત્ર એ હતો કે, તાણાને માટે સ્વદેશી મિલનું સુતર મોટા પ્રમાણમાં ત્યાં વપરાતું. સામાન્ય રીતે સુતર સરખું અને વજદાર કાંતવામાં આવે છે, અને તાણામાં પણ હાથે કાંતેલું સુતર કેમ નહોતું વપરાતું, એ

સમજવું મુશ્કેલ છે. છતાં એ તો દેખીતું છે જ, કે પંજાબના બધાય વણકરો તાણામાં મિલનું અને વાણામાં હાથનું સૂતર વાપરવાને ટેવાએલા છે. એ પ્રથા હજી ચાલુ જ છે અને વણકરોને એમાંથી બચાવવાને માટે પગલાં લેવા મહાસભાએ ચળવળ ચલાવ્યાં જ કરવી પડશે. પંજાબમાં કંઇ રેંટીઆના સુતરની અછત નથી. પ્રાંતમાં ૪૦ લાખ રેંટીઆ ચાલતા હોવાની ખબર ત્યાંની સમિતિએ ૧૯૨૧ ના સપ્ટેંબરમાં આપી હતી. અને હવે તો તે આંકડામાં કેટલોયે વધારો થયેલો છે. પંજાબમાં સખ્તી પણ ખૂબ થયેલી, અને પરિણામે રેંટીઆથી જ સુતર કાંતીને તે વણવાનો લોકોનો નિશ્ચય દૃઢ થયેલો. મહાસભાના પ્રયત્નો પણ એ દિશા તરફ પુષ્કળ આગળ વધેલા છે. પંજાબમાં, નવા રેંટીઆ દાખલ કરવાનો પ્રશ્ન ઉભો જ નથી થયો, કેમકે દરેક ઘરમાં એક એક રેંટીઓ તો હતો જ. ત્યાંના રેંટીઆનો વ્યાસ ૧૮ ઇંચ હોય છે, અને સરેરાશ કિંમત રૂા. ૩-૮-૦ પડે છે.

ત્યાંની પ્રાંતિક સમિતિ એટલું તો ખાત્રીપૂર્વક જણાવે છે, કે દર પાંચ કુટુંબ દીઠ એક રેંટીઓ તો છે જ. માત્ર એટલું જ કે ખાદીની હિલચાલ પહેલાં રેંટીઆ, ઉત્તેજનને અભાવે, અનિયમિતપણે ચાલ્યાં કરતા.

## ખાદીની બનાવટ

અસહકારની હિલચાલથી ખાદીના કામને ખૂબ ઉત્તેજન મળ્યું. કાંતનારને રૂ કે પુણી પૂરી પાડવામાં કાંઈ મુશ્કેલી નડતી નથી. તેને માટે પ્રાંતમાં પાકતા રૂનો પૂરેપૂરો લાભ લેવામાં આવે છે. પીંજારા પણ સહેલાઇથી મળી શકે છે. પીંજામણ, બંગાળી શેર (૮૦ તોલા) ના સરેરાશ ૩ આના પડે છે, પણ કેટલાંક મથકોમાં ૬ આના સુધી પણ આપવું પડે છે. પંજાબના રૂમાંથી સામાન્ય રીતે ૧૫ અંકનું સૂતર કાંતી શકાય છે. આખા પ્રાંતમાં સરેરાશ ૮થી ૧૨ અંક સુધીનું સૂતર કાંતવામાં આવે છે હલકા રૂમાંથી ૬થી ૧૦ અંકનું સૂતર કાઢવામાં આવે છે. કંતામણના દર સાધારણ હોય છે. પ્રાંતના આખાયે પ્રદેશમાં ઠેકઠેકાણે વણકરો જથાબંધ રહે છે. વણાટ ઘટ અને ભાંતીદાર હોય છે. પનો ૧૨ થી ૪૫ ઇંચ સુધીનો રાખવામાં આવે છે. વણાટના દર, ૧૪ ઈંચ પનાના વારનો ૦-૧-૬, ૨૭ ઈંચના ૨થી ૩ આના, અને ૪૫ ઇંચના વારે ૫થી ૬ આના-એ પ્રમાણે હોય છે.

## ખાદીનું વેચાણ

પ્રાંતમાંથી આખાયે હિંદમાં, તેમજ અફઘાનિસ્તાન, બલુચિસ્તાન અને તુર્કસ્તાનમાં નિકાશ થાય છે. હિંદની સરહદ બહારની ખાદીની નિકાશ પંજાબમાંથી ઘણા મોટા પ્રમાણમાં થયા કરે છે. ઝાંગના એકજ જીલ્લામાં, લગભગ ૨ લાખ રેંટીઆ ચાલે છે, અને પુરાણા જમાનાથી એ જીલ્લામાંથી નિકાશ થતી આવી છે. હજીએ ૮થી ૧૦ લાખની શુદ્ધ ખાદીની વાર્ષિક નિકાશ એ જીલ્લામાંથી થાય છે. ખાદી, સાવ સાદી અને ૧૬થી ૧૮ ઇંચના ટુંકા પનાવાળી હોય છે. જીલ્લાની તમામ ખાદી મુખ્યત્વે કરીને અફઘાનિસ્તાન અને બલુચિસ્તાનમાં ખપે છે. કિંમત સાધારણ છતાં વણાટ ઘણા ઉંચા પ્રકારનો હોય છે. એમ જણાવવામાં આવે છે કે, ૧૮ ઈંચ જેટલા ટુંકા પનામાં કંઇ નહિ તો ૮૦૦થી ૧૦૦૦ તાર સમાવવામાં આવે છે. જાડી ખાદીમાંથી લુંગી ચાદર વગેરે બનાવે છે. ખાદીની કિંમત ૨૭ ઇંચ પનાના સરેરાશ વારે ૪થી ૯ આના સુધી માલની જાત પ્રમાણે હોય છે, અને ૪૫ ઇંચના વારે ૯થી ૧૧½ આના બેસે છે. પંજાબીઓ, ધોતિયાં, સાડી અને ચાદરો માટે ઝીણી અને મોટા પનાની ખાદી વાપરે છે. પ્રાંતમાં મોટા જથામાં માલ બને છે, અને બધો ખપી પણ જાય છે. ગામડાંઓમાં ઉત્પન્ન કરતી ખાદીની માગણી વિશેષ રહે છે, જો કે શહેરોમાં મીલના સૂતરની નકલી

ખાદી બજારોમાં આવવાથી શુદ્ધ ખાદીના વેચાણનો સવાલ જરા ગુંચવાડો ઉભો કરે છે. ઝાંગ, જલંધર હોશિઆરપુર, હિસ્સાર, સિયાલકોટ, ગુજરાનવાલા અને લુધિયાના ઉપરાંત બીજા જીલ્લાઓમાં પણ ખાદી મોટા પ્રમાણમાં વ્યાપારી પદ્ધતિએ તૈયાર કરવામાં આવે છે.

## નાણાંની રોકાણ

પંજાબ પ્રાંતિક સમિતિએ, કંતામણુ અને વણાટના કામને ઉત્તેજન આપવા માટે જુદા જુદા જીલ્લાઓને ૧૯૨૧ ની સાલમાં રૂ. ૪૬,૦૦૦ જેટલી રકમ રોકાણ માટે આપેલી છે, અને ચાલુ વર્ષમાં પણ તે જ કામ માટે રૂ. ૫૦,૦૦૦) જુદા રાખ્યા છે. પ્રાંતિક સમિતિની દેખરેખ નીચે જ કેટલાયે ખાદીનાં સદ્દ-નો ખોલવામાં આવ્યાં છે, કાંતવા, વણવાના શિક્ષણ માટે કેટલીક ઔદ્યોગિક શાળાઓ પણ ચલાવવામાં આવે છે. આ બધાનો ખર્ચ ખુબ થાય છે. આ સિવાય, દુકાળ નિવારણાર્થે કાંતનારાઓને વધારે પૈસા આપવામાં, તેમજ ઓછે ભાવે કપડું વેચવામાં પણ રૂ. ૨૦,૦૦૦ જેટલી રકમ ખર્ચ કરવામાં આવી હતી.

## ખાદીની યોજના

થોડા જ સમય ઉપર, પ્રાંતિક સમિતિએ એક ખાદીની પેટા સમિતિ નીમી, ને તે ખાતાનું કામ એક જુદા મંત્રીના હાથમાં સોંપ્યું છે. સમિતિએ ઉઘાડેલાં ખાદીનાં મથકો એ હાથ કંતામણનું સૂતર લઇને તેને બદલે ખાદી આપવામાં આવે છે. આ રીતે લોકોને ખાદી અને વણકરોને મિલના સૂતરની જગ્યાએ રેંટીઆનું સૂતર સમિતિ તરફથી પૂરું પાડવામાં આવે છે. ખાદીના કામની નવેસર યોજના પ્રાંતિક સમિતિએ મંજુર કરી છે, તેમાં નીચેના ખાતાંનો સમાવેશ કરવામાં આવ્યો છે; પીંજવાનું, કાંતવાનું તેમ જ વણાટનું કામ પદ્ધતિસર શિખવવા માટે લાહોરમાં એક મધ્યસ્થ ઔદ્યોગિક શાળાની સ્થાપના: પ્રદર્શન ( શો રૂમ ) માટે ગોઠવણ: સંગ્રહસ્થાન તેમ જ માહિતી આપનારા ખાનગી નીમણુંક; અને ઉત્પન્ન તેમ જ વિક્રય ખાતાંઓની રચના.

ખાદીનું મુખ્ય ખાતું, પ્રાંતિક કારોબારી સમિતિના એક સભાસદની દેખરેખ નીચે ચાલે છે, અને તેના તરફથી પ્રાંતની તમામ પેટા સમિતિઓની ખાદીની પ્રવૃત્તિ ઉપર કાબૂ અને તપાસ રાખવામાં આવે એવી ગોઠવણ કરવામાં આવેલી છે.

## વિક્રય ખાતું

આ ખાતાના ઉદ્દેશ નીચે પ્રમાણે છે:—

( ૧ ) લાહોરમાં એક મધ્યસ્થ ભંડાર ખોલવો અને ત્યાં સૂતર, ખાદી અને કાંતવાવણવાનાં તમામ સાધનો જથાબંધ રાખી, પંજાબના હરકોઇ ભાગમાં જરૂરિયાત પ્રમાણે પુરાં પાડવાં;

( ૨ ) મધ્યસ્થ ભંડારને અંગે જૂદી જૂદી જાતની ખાદી અને તેની બનાવટની દરેક ચીજનું એક પ્રદર્શન રાખવું;

( ૩ ) જે જે જીલ્લાસમિતિઓનાં મથકો ઉપર જરૂર લાગે ત્યાં એ ભંડારની શાખાઓ ખોલવી, અને એ ભાગમાં ખાદીની અછત હોય, તો તે પૂરી પાડવી, અને સ્થાનિક વણકરોને કામ આપવું તેમ જ કાપડના વહેપારીઓના હદ ઉપરાંતના ઉંચા ભાવો ઉપર કાબૂ રાખવો તથા સૂતરને માટે કાપડ પૂરું પાડવું;

( ૪ ) દરેક ભંડારને સૂતરને સાટે વણાટનો યોગ્ય ખર્ચ ઉમેરીને કાપડ આપવું, અને જરૂર લાગે તો તે કાપડ વેચવું,

( ૫ ) વ્યાજબી શરતે, જીલ્લાસમિતિઓને નાણાંની લોન અથવા ગ્રાંટ આપીને સહાય કરવી.

## ઉત્પન્ન ખાતું

આ ખાતાનો ઉદ્દેશ નીચે પ્રમાણે સહાય કરીને ઉત્પન્ન વધારવામાં ઉત્તેજન આપવાનો છેઃ—

(૧) જે વણકરોએ પોતાનો અસલનો ધંધો છોડીને બીજા ઓછો પેદાશવાળા ધંધા સ્વીકાર્યા છે, તેમને પોતાના રોજગાર ભેગા કરવા ઉપાયો યોજવા;

(૨) ફક્ત તાણા કે તાણા અને વાણા બન્નેમાં વપરાતા મિલના સૂતરની વપરાશ ઘટાડવી;

(૩) વણકરોને જરૂર જોઇતું હાથકંતામણનું સૂતર પૂરું પાડવું;

(૪) સૂતરની જાત સુધારવા પ્રયત્ન કરવો;

(૫) સૂતર વેચાતું લઇને કે કાપડને સાટે લઇને, એકઠું કરી જ્યાં જરૂર હોય અને સૌથી વધુ ઉપયોગી થઇ પડે, ત્યાં પૂરું પાડવું;

(૬) કાંતવા વણવાની હરિફાઇની યોજના કરવી;

(૭) વણકરો પાસેથી બજારમાં ન ખપે તે ખાદી યોગ્ય કિંમતે ખરીદી લેવી;

(૮) ધીરધાર કરનારા શાહુકારોના પંજામાંથી વણકરો તેમ જ કપાસનું વાવેતર કરનાર ખેડૂતોને મુક્ત કરાવવા;

(૯) ખાદીની બનાવટ સુધારવી.

## ભવિષ્ય

પંજાબમાં ખાદીની ઉત્પન્નના વિકાસ માટે અવકાશ ઘણો જ છે, અને તાજેતરમાં ઘડેલી નવીન યોજનાનો સંપૂર્ણ અમલ કરવામાં આવે, તો એ પ્રાંત સહેજે બમણી ખાદી ઉત્પન્ન કરતો થઇ જશે. શીખ લોકો પૂર્ણ ઉત્સાહથી ખાદીની આ હીલચાલમાં ભળેલા છે, અને ખબર મળેલી છે તે પ્રમાણે કેટલાયે અકાલી ગામોમાં ૮૦ ટકા જેટલી વસ્તી ખાદી જ વાપરે છે. પંજાબીઓનો ખાદી માટે અપૂર્વ ઉત્સાહ દેખાય છે, અને તે પ્રાંત પોતાની પ્રવૃત્તિને યોગ્ય દિશામાં દોરીને થોડાં વર્ષોમાં જ ખાદીનો કાર્યક્રમ સંપૂર્ણ રીતે પાર ઉતારશે.

પંજાબ એકલી રૂની બનાવટમાં જ નહિ, પણ ઊન અને રેશમની બનાવટમાં પણ આગળ વધેલું છે. કાશ્મીરમાં સુંદર ઊન અને રેશમ તૈયાર થાય છે, 'કાશ્મીરપટુ એ નામનું કાપડ ' પાશમીઆના ' જાતની સરસ ઊનમાંથી હાથે જ કાંતેલું અને હાથે વણેલું છે, અને એ ટકાઉ તેમ જ સસ્તું હોય છે, પણ કમનસીબે જર્મની અને ઓસ્ટ્રેલીઆથી પરદેશી તેમ જ હિંદની ધારીવાલ અને કાનપુરની મિલોમાંથી ઊનની આયાત કરીને તેનાં કપડાં બનાવી ' કાશ્મીરી ' તરીકે વેચવામાં આવે છે. આથી ઊનના શુદ્ધ કાપડની ખરીદી કરતી વેળા ઘણી [illegible] રહે છે.

# બિહારમાં ખાદીની પ્રવૃત્તિ

બિહારનો મહાસભાનો પ્રાંત, એ સરકારી બિહાર અને ઓરિસ્સા પ્રાંતનો એક ભાગ છે. એ ૧૬ જીલ્લાનો બનેલો છે. પ્રાંતમાંના બીજા જીલ્લા ઉપરાંત ભાગલપુર, દરભંગા, મુઝફરપુર, ગયા અને સલથન–એટલામાં મુખ્યત્વે કરીને ટૂંકા તારવાળું રૂ, નાના પ્રમાણમાં જ પાકે છે.

દરભંગા જીલ્લામાં કોકટી નામનું ઝીણા સૂતરને લાયક ઉંચા પ્રકારનું રૂ પાકે છે, પણ તેની પેદાશ નજીવી જ ગણાય. પ્રાંતમાં ખાદીની બનાવટને અનુકૂળ સાધનો ઘણાં છે, જેવાં કે:

વણકરની મોટી વસ્તી, મજુરીના સસ્તા દર, અત્યંત ગરીબીમાં રહેતા અસંખ્ય બિનકામદારો; અને આ બધાયને કંતામણની આવક, તેમની નજીવી જે આવકમાં એક અગત્યનો ઉમેરો થઇ પડે. આ પ્રાંતના કેટલાક ભાગમાં રેંટીઓ જીવતજ હતો. ખેડૂતની સ્ત્રીઓ કાંતવાને પોતાનો હંમેશનો એક ધંધો જ સમજે છે. પ્રાંતના તમામ સાધનોનો હજી પૂરેપૂરો લાભ લેવામાં નથી આવ્યો. જ્યારે ખાદીની પેદાશ વ્યવસ્થાસર અને શાસ્ત્રીય પદ્ધતિ ઉપર મૂકાઈ જશે, તે વેળા બિહાર, પંજાબ અને આંધ્રની સાથે સહેલાઇથી ખાદીની ઉત્પન્નમાં હરિફાઇ કરી શકશે.

## ગઇ સાલનું કાર્ય

ખાદીની બનાવટની બાબતમાં એ પ્રાંતની ગૂઢ શક્તિઓનો એને પૂરેપૂરો ખ્યાલ છે જ, અને એથી જ ત્યાં ખાદીને લગતી પ્રવૃત્તિ પણ જોશભેર ચાલી રહી છે. ૧૯૨૧ ના ઓગસ્ટ માસમાં, બિહાર પ્રાંતિક સમિતિએ ખાદીનું કામ મોટા પાયાપર આદર્યું. પોતાની કુલ મુડીના ત્રીજા ભાગની, એક લાખ રૂપિયા જેવડી મોટી રકમ તેણે આ કામ માટે અલાયદી કહાડી. સમિતિએ, પ્રાંતના તમામ જીલ્લાઓમાં અનુકૂળ સ્થળે મથકો સ્થાપ્યાં. દરેક મથકથી રેંટીઆ પૂરા પાડવાનું, સૂતરની આપ લે તેમજ ખરીદી કરવાનું, અને રૂ મેળવી આપવાનું, તથા ખાદીની પેદાશ અને વેચાણ કરવાનું કામ થતું હતું. ત્રણ મહિનાની મુદતમાં તો કુલ ૪૮ મથકો, જુદી જુદી જીલ્લાસમિતિઓની દેખરેખ અને કાબૂ હેઠળ ખોલી દેવામાં આવ્યાં. પ્રાંતિક સમિતિએ નાણાં, અને જરૂર લાગી ત્યાં ત્યાં રૂ અને સૂતર પણ પૂરાં પાડયાં. સમિતિને તરતજ જણાયું, કે જો દરેક મથકેથી ચોમેર કામ આદરવું હોય, તો એક લાખ રૂપિયાથી પતે એમ નથી, અને તેથી તેણે મહાસમિતિ પાસે રૂા. ૫ ) લાખની માગણી કરી. મહાસમિતિએ આ ઉપરથી એક લાખની રકમ પોતાની સિલકમાંથી ગ્રાંટ તરીકે આપી, અને બાકીની ૪ લાખની રકમ, મુંબઇના ટિળક સ્વરાજ ફંડમાંથી લોન તરીકે આપવા ભલામણ કરી. ત્યારબાદ જુદા જુદા જીલ્લામાં ખાદીનું કામ કરી રહેલા, કાર્યકર્તાઓ સખ્તીની નીતિના ભોગ થઇ પડવાથી જેલમાં ગયા, એટલે ચાલી રહેલું ખાદીનું કામ બધું અવ્યવસ્થિત થઇ ગયું.

## પુનર્ ઘટના

અવ્યવસ્થા છેક ૧૯૨૨ ના એપ્રિલની મધ્ય સુધી ચાલી. પછી નવેસર રચના કરવાનું કામ હાથમાં

લેવામાં આવ્યું. ખાદીને લગતા તમામ કામકાજની દેખરેખ માટે જુદું પ્રાંતિક પેટા મંડળ રચવામાં આવ્યું, અને શ્રી. બનારસીદાસ ઝુનઝુનેવાલાને તેના મંત્રી તરીકે નીમ્યા.

આ નવી યોજના પ્રમાણે એમ નક્કી કરવામાં આવ્યું છે કે, જે જે મથકોમાં વધારેમાં વધારે અનુકૂળતા મળી શકે, ત્યાં ખાદીનું ખાસ કામ હાથ ધરવું; જેવી કે વણકરોની મોટી સંખ્યા, સૂતર કાંતવા તરફ લોકોનો ઉત્સાહ વગેરે. દરેક જીલ્લામાં મહાસભાની બીજી સામાન્ય પ્રવૃત્તિથી છૂટા કરીને, એક એક આખો સમય કાર્ય કરનારને ગોઠવવામાં આવ્યા છે. અને પોતાના જીલ્લામાં ચાલતા દરેક મથક ઉપર તે સંભાળ રાખે છે, અને સલાહ આપે છે. દરેક જીલ્લામાં જ્યાં જ્યાં ઓછામાં ઓછા ૫૦ વણકરો વ્યાજબી મહેનતાણાથી રેંટીઆનું સૂતર વણવા તૈયાર હશે, તે દરેક ઠેકાણે મથક ખોલવામાં આવે છે. રોજનું કમીમાં કમી ૫ વાર કાપડ વણકરે તૈયાર કરવા કબૂલ થવું જોઇયે.

આ હિસાબે, ૧૦૦ વણકરના દરેક મથકે, દર માસે ૧૫,૦૦૦ વાર ખાદી તૈયાર થઇ શકે. ૧૦૦ વણકરના દરેક મથકને હસ્તક રૂ, સૂતર વગેરેની ખરીદી માટે ૭૫૦૦) રૂપિયાની મુડી રોકવામાં આવશે. દરેક મથક પોતાનું કાપડ સ્થાનિક રીતે ખપાવશે; અને તેમ ન ખપી રહે, તો પ્રાંતના મધ્યસ્થ મથકવાળા તમામ સિલક રહેલું કાપડ ખરીદી લેશે. જ્યાં સંતોષકારક કામ જણાશે, ત્યાં વણકરો પાસે સૂતર તેમ જ કાંતનારા પાસે રૂ રોકાઇ રહે તે બદલ નાંખીં ભીડ ઓછી કરવાને રૂ. ૨,૫૦૦) ની વધારે રકમ આપવામાં આવશે. ૭ જીલ્લામાં કુલ ૧૮ મથક, ઉપરની યોજના મુજબ ઉઘાડવાની મંજુરી અપાઇ ચૂકી છે. નાણાંની છૂટને અભાવે કુલ ૧૬ જીલ્લામાંથી કેવળ ૭ જીલ્લામાં જ કામ હાથ ધરવામાં આવશે.

## નાણાં સંબંધી સ્થિતિ

સમિતિના હિસાબ તરફ નજર કરીએ, તો જણાય છે, કે ખાદીના કામ માટે રૂ. ૨ો લાખ જુદા કઢાડયા હતા. તેમાંથી અત્યાર સુધીમાં રૂ. ૧,૨૦,૦૦૦ તો રોકાઇ ચૂક્યા છે, અને તે રકમમાંથી માત્ર ૭૦,૦૦૦ જેટલા જ પાછા વળવાનો અંદાજ છે. ખૂટતી રકમ પ્રચાર માટે વ્યવસ્થા ઉપર તેમજ કેટલેક ઠેકાણે નવું નવું જ કામ હોવાથી કાંતનારના અજ્ઞાનને લીધે વળ વગરના હિસ્સા સૂતરના ઉંચા દર આપવા પાછળ ખર્ચાઇ ગઇ છે. ૧૮ મથકના કામના પૂરેપૂરા વિકાસ માટે રૂ. ૧,૮૦,૦૦૦ ની તેમજ જુદા જુદા મથક ઉપર સિલક રહેલી ખાદીની ખરીદી માટે એક લાખની મળી કુલ રૂ. ૨,૮૦,૦૦૦ જરૂર છે. મહાસભાના કામદારોને કાંતવા વણવાનું શિક્ષણ આપવા માટે રૂ. ૧૦,૦૦૦ ની તેમજ રેંટીઆ પૂરા પાડવાને રૂ. ૩૦,૦૦૦ ની જોગવાઇ પણ કરેલી છે.

## કંતામણ અને વણાટ

આખાયે પ્રાંતમાં જુની ઢબનો જ રેંટીઓ વપરાય છે. સરેરાશ કિંમત રૂ. ૨-૮-૦ હોય છે. નહિ તો રેંટીઓ ૧ થી ૫ રૂપિયા સુધીમાં મળી શકે છે. આખા પ્રાંતમાં કુલ ૨ લાખથી વધુ રેંટીઆ ચાલે છે. જુદે જુદે ઠેકાણે રોજ ચાલુ રહેતા રેંટીઆના કેટલાક આંકડા આ પ્રમાણે છે:—

ભાગલપુર જીલ્લો ૪૦૦; દરભંગા, ૬૦,૦૦૦; મુઝફરપુર ૪૦,૦૦૦; ગયા, ૮,૦૦૦; શાહાબાદ ૧,૦૧૦; સંથાલ, ૨૫,૦૦૦.

અંદાજથી માલુમ પડે છે કે ઉપરના જીલ્લાઓમાં કુલ રેંટીઆની સંખ્યા આ પ્રમાણે છે:—

ભાગલપુર ૧,૦૦૦; દરભંગા, ૧,૦૦,૦૦૦; મુઝફરપુર ૮૦,૦૦૦; ગયા ૨૦,૦૧૦ અને શાહાબાદ ૬,૦૦૦. પણ આ બધામાંથી કેટલાક જ નિયમિત ચાલુ રહે છે. યોગ્ય વ્યવસ્થા વડે એ બધા જ તરત જ ચાલતા કરી શકાય.

પીંજારા પણ મળી શકે છે, પણ ઘણેક ઠેકાણે કપાસ પીલવાનું તેમ જ રૂ પીંજવાનું કાંતનાર પોતે

જ કરી લે છે. પીંજામણનો દર ૮૦ તોલાના શેરના ૨ થી ૩ આના હોય છે. સૂતરનો આંક ૧૦ થી ૨૦ સુધી ઉતરે છે. દરભંગા જીલ્લામાં પાકતા કોકટી જાતના રૂમાંથી ૨૦ થી ૬૦ આંકનું થોડુંક ઝીણું સૂતર કંતાય છે. સરેરાશ સૂતરનો આંક ૧૨ નંબરનો હોય છે. કંતામણ ૮૦ તોલાના શેરના ૭ થી ૧૦ આના સુધી આપવા પડે છે. સામાન્ય રીતે સૂતર, દોઢગણા રૂ સાટે બદલી આપવામાં આવે છે, ઉંચા આંક માટે વધારે દર આપવો પડે છે. વણાટ ઘણે ભાગે ઘટ નથી હોતો, અને વધારેમાં વધારે ૪૫ ઈંચ પનાનું કાપડ વણવામાં આવે છે. સરેરાશ પનો ૩૬ ઈંચ હોય છે, અને વણવાના સરેરાશ ભાવ ૩૧, ૩૬ અને ૪૫ ઇંચ વારના પનાના, અનુક્રમે ૧½, ૨ અને ૨½ આના બેસે છે. ઉતરતા આંકનું સૂતર પહેરણ, કોટ વગેરે માટે વપરાય છે, અને ઉંચા પ્રકારનું સૂતર ધોતિયાં, સાડી વગેરે બનાવવાના ઉપયોગમાં આવે છે. ઘણા મોટા ભાગનું સૂતર તાણામાં ચાલી શકે તેવું હોય છે.

પ્રાંતમાં વણકરોની વસ્તી છે. દરભંગા, મુઝફરપુર, ગયા, શાહાબાદ અને સંથાલ જીલ્લાઓમાં અનુક્રમે ૫૦,૦૦૦; ૧૦,૦૦૦; ૨૫,૦૦૦, ૧૦,૦૦૦ અને ૭૨,૦૦૦ કરતાં વધુ હાથની સાળો ચાલે છે, તેમાં ૬૭ ભાગલપુરમાં, ૧,૦૦૦ દરભંગામાં, ૨૦૦ મુઝફરપુરમાં, ૨૦૦ ગયામાં અને ૧૫૦ શાહાબાદ જીલ્લામાં હાથકંતામણનું સૂતર વણી શકી છે. એ પ્રાંતમાં ઉત્પન્ન થતા ગમે તેટલા સૂતરને વણવાનો પ્રશ્ન ત્યાં જણાયો નથી.

જુદી, જુદી જાતની ખાદી, સાદી તેમ જ ભાતવાળી, પહેરણના ઉપયોગની તેમ જ ધોતિયાં, સાડીઓ, ટુવાલ, શેત્રંજી વગેરેના ઉપયોગમાં આવે એવી ત્યાં થાય છે.•

ખાદીના ભાવ આ મુજબ છેઃ—

ધોતિયાં ૪ વાર × ૪૪ ઈંચ રૂા. ૧–૮–૦ થી ૨–૮–૦
,, ૫ ,, × ૪૪ ,, રૂા. ૨–૦–૦ થી ૩–૦–૦
સાડીઓ ૬ ,, × ૪૪ ,, રૂા. ૨–૮–૦ થી ૪–૦–૦

પહેરણ માટે ખાદી સાદી કે ભાતવાળી, એક વારના ૬ થી ૮ આના.

ટુવાલ ૧½ × ૨૭ ઈંચ ૬ થી ૯ આના.

કોકટીનું કાપડ ( ઉંચા આંકનું ) વાર એકના ૧૨ આનાથી રૂા. ૩ સુધી

## ભવિષ્ય

ખાદીની બનાવટમાં બિહાર બીજા પ્રાંતો કરતાં કેટલેક આગળ વધેલો છે. રૂ પૂરૂં પાડવાનું, સૂતર ખરીદવાનું, વણવાનું ઈત્યાદિ બધું કામ જો સંપૂર્ણ પદ્ધતિસર ચાલે, તો કાપડના ભાવ હજી પણ ઘટાડી શકાય. પ્રાંતમાં પેદા થતી ખાદી માગણી કરતાં વધારે છે. સ્થાનિક વપરાશ વધારવાને માટે ઘણી જ વધારે ચળવળની જરૂર છે, ખાદીની નિકાસ કલકત્તા અને બીજે ઠેકાણે થાય છે, પણ ખપત કરતાં ઘણીજ વધારે સૂતર અને ખાદીનો જથ્થો જલદીથી જમા થયાં કરે છે. પ્રાંતના મધ્યસ્થ મથકમાં (પટણા) રૂા. ૪૦,૦૦૦ ની ખાદી પડેલી છે, અને ભાવ પણ બીજા પ્રાંતની સરખામણીમાં ઓછા છે. જીલ્લાના બીજા મથકોમાં પણ ખાદીની સિલક પડેલી છે.

માસિક ૮૦,૦૦૦ રતલ સૂતર તૈયાર થાય છે, ઘણા મોટા ભાગની ખાદી તાણામાં મિલના સૂતરના મિશ્રણવાળી હોય છે. આ મિશ્રણ કરવાની વૃત્તિની સામે અસરકારક પગલાં લેવાં જોઈએ. દરભંગા અને મુઝફરપુર, ભાગલપુર, ગયા, શાહાબાદ અને સંથાલ એ ખાદીની પેદાશ કરનારા મુખ્ય જીલ્લાઓ છે. કાંતવાવણવાની તાલીમ મુઝફરપુરમાં મૌલવી મઝરૂલ હકે સ્થાપેલા સદાકત આશ્રમમાં અને ગાંધી આશ્રમમાં આપવામાં આવે છે.

સાબરમતીમાં સ્થપાયેલા અખિલ ભારતીય ખાદી વિદ્યાલયમાં બિહારના વિદ્યાર્થીઓ પણ આવેલા છે. હિંમત અને ધીરજ વડે ખાદીનું કામ એ પ્રાંતમાં આગળ વધવાને પૂરતો અવકાશ છે.

# મધ્યપ્રાંતમાં ખાદીની પ્રવૃત્તિ

મધ્યપ્રાંત અને વરાડના સરકારી પ્રાંતમાં, મહાસભાના હિંદી અને મરાઠી મધ્ય પ્રાંતોનો સમાવેશ થાય છે.

## મરાઠી મધ્યપ્રાંત

હિંદી મધ્યપ્રાંતનું પાટનગર જબલપુરમાં, અને મરાઠી પ્રાંતનું નાગપુરમાં રાખેલું છે. મરાઠી પ્રાંત નાગપુર, વર્ધા, ચંદા અને ભંડારા જીલ્લાઓનો બનેલો છે. તેમાં કપાસનું વાવેતર મોટા પાયા ઉપર કરવામાં આવે છે, અને તેનું રૂ ટુંકા તારવાળું હોય છે. ચંદા જીલ્લામાં કંબોડિયા જાતનું ઉંચા પ્રકારનું 1⅛ ઈંચના લાંબા તારવાળું રૂ પણ પાકે છે.

કંતામણુની પેદાશ કરતાં, કપાસના ખેતરોમાં મજુરીના દર વધારે મળતા હોવાથી, આ પ્રાંતમાં કપાસનો ઘણોયે પાક થવા છતાં, કાંતવા–વણવાનું કામ લોકપ્રિય થવા પામ્યું નથી. ખાસ કરીને વર્ધા અને નાગપૂર જીલ્લાઓમાં, મજુર વર્ગની અછતને લીધે, કાંતવાનું પાકે પાયે થયેલું નથી. ચંદા અને ભંડારા જીલ્લાઓની છેક બીતરમાં મજૂરી એટલી મોંઘી નથી, અને તેથી ત્યાંની પ્રાંતિક સમિતિ, આ બે જીલ્લાઓમાં ઠીક સફળતા મેળવવાની આશાએ, ત્યાં ખાદીનું કામ હાથ ધરવા માગે છે. હાલ તરત બે જીલ્લાઓમાં ખાદીનું કામ હાથ ધરવા માગે છે. ત્યાં બે સંસ્થાઓ દ્વારા ખાદી તૈયાર કરવામાં આવે છે. એક નાગપૂરના ગોવિંદ કલાભવનમાં અને બીજું સેલી તાલુકામાં કિન્હી ગામે કામ ચાલી રહ્યું છે.

## હિંદી મધ્ય પ્રાંત

હિંદી મધ્ય પ્રાંત ૧૪ જીલ્લાનો બનેલો છે, તે આ પ્રમાણે:—(૧) જબલપુર, (૨) સાગર, (૩) દમોહ, (૪) સીવની, (૫) મંડળ, (૬) હોશંગાબાદ, (૭) નરસિંગપુર, (૮) નિમાડ, (૯) છિંદવાડા, (૧૦) બીટલ, (૧૧) રાયપૂર, (૧૨) બિલાસપુર, (૧૩) દુગ અને (૧૪) બાલાઘાટ.

હિંદી મધ્ય પ્રાંતમાં રૂ ઠીક પાકે છે, પણ મરાઠી પ્રાંત જેટલા વિસ્તારવાળા ક્ષેત્રમાં નહિ. કપાસના વાવેતરના મુખ્ય મથકો નીચેનાં છેઃ—

(૧) નિમાડ જીલ્લો, (૨) નિમાડ પાસેનો, હોશંગાબાદ જીલ્લાનો પશ્ચિમ ભાગ અને (૩) નાગપૂર પાસેની, છિંદવાડા જીલ્લાની સૌસાર તહસીલ, બીજાં પણ નીચેનાં મથકોમાં રૂ પાકે છેઃ છાપરા (સીવની), ખંડવા, બરહાનપુર, રેહલી, દેવર ગઢોટા, દમોહનો હટા વિભાગ, ઘમેટા (નરસિંગપુર). આ બધું ટુંકા તારવાળું જ રૂ હોય છે. અત્યાર સુધી ખાદીની ઉત્પત્તિનું કામ નાના પ્રમાણમાં જ કરવામાં આવેલું છે, અને તે માટે જીલ્લા સમિતિઓ મારફત રેંટીઆ પૂરા પાડવામાં આવ્યા છે, ખાદી બનાવનારાઓને લોન ધીરવામાં આવી છે, અને તૈયાર સુતર ખરીદી લેવામાં આવ્યું છે. ૧૯૨૧ ના ડિસેંબર માસમાં મહાસમિતિએ રૂા. ૩,૫૦૦ ની લોન આપેલી, અને તે કેટલાક જીલ્લાઓમાં ખાદીના કામ માટે વહેંચી આપવામાં આવેલી. જબલપુરની સમિતિને ડિસેંબર માસમાં રૂા. ૧૫,૦૦૦) આપેલા, તેમાંથી ૭,૫૦૦ રૂપિયા, રેંટીઆ, સુતર અને ખાદીમાં

રોકવામાં આવ્યા છે. તે જ રીતે છિંદવાડા જીલ્લાને રૂા. ૫,૦૦૦ અને રૂા. ૭,૦૦૦ સાગર જીલ્લાને આપેલા છે. આ આખીયે રકમ સૂતર તેમ જ ખાદીમાં રોકાઈ પડેલી છે. સીવનીને ટુંક વખત ઉપર જ રૂા ૨,૦૦૦ આપવામાં આવેલા છે.

## ખાદીની યોજના

એ પ્રાંતે હવે ૭ સભાસદનું એક પ્રાંતિક ખાદી મંડળશ્રી ડી. કે. મહેતાના પ્રમુખપદ નીચેનીમીને ખાદીનું ખાતું જુદું ખોલ્યું છે. અને એ મંડળનું મુખ્ય મથક સીવનીમાં રાખેલું છે.

ખાદીનું કામ નીચેની રીતે વધારવાની યોજના કરવામાં આવી છેઃ—

(૧) ખાદીના વેચાણ માટે મધ્ય મુખ્ય સ્થળે ભંડાર ખોલવા;

(૨) વણાટને ઉપયોગી અને સહેલાઈથી ન મળે એવાં સાધનો પૂરાં પાડવાને એક ભંડાર ખોલવો;

(૩) એક વણાટશાળા સ્થાપવી, અને તેમાં વણાટ ઉપરાંત, રંગવાનું, છાપવાનું અને નિખારવાનું કામ શિખવવાની પણ ગોઠવણ કરવી;

(૪) જ્યાં જ્યાં રંગવાના અને નિખારવાના કામનો ઉદ્યોગ અત્યારે છે જ નહિ, અને જ્યાં તેની ખાસ જરૂર છે, તેવા ઠેકાણે ફરી ફરીને તે બાબતનું વ્યવહારૂ શિક્ષણ આપવા માટે બે કાબેલ માણસોની નીમણુક કરવી;

(૫) ખાદીના કામને માટે જ્યાં યોગ્ય અનુકૂળતા મળી આવે, તેવા જીલ્લાઓને જ માત્ર લોન ધીરવી.

## ખાદીની પેદાશ

પીંજવાનું કામ ધંધાદારી પીંજારા મારફતે જ થાય છે. ૮૦ તોલાના શેરનું પીંજામણ ૩ થી ૪ આના બેસે છે. રેંટીઓ જુની ઢબનો જ વપરાશમાં છે, અને ગામડામાં ૧ રૂપિયાની અને શહેરમાં રૂા. ૨| ની કિંમતે મળે છે. સરેરાશ ૬ થી ૧૦ અંકનું, અને થોડું સૂતર ૧૦ થી ૧૫ અંકનું પણ કંતાય છે. કંતામણના દર ૮૦ તોલાના શેરના ૧૦ અંક સુધી ૮ આના- ૧૫ અંક સુધી ૧૨ આના, અને ૩૦ અંક સુધીના રૂા. ૧| થી ૧‌૩/૪ સુધી પડે છે. ૬૦ ટકા જેટલું સૂતર તાણામાં ચાલી શકે એવું હોય છે. વધારેમાં વધારે ૪૫ ઈંચ પનાનું કાપડ તૈયાર થાય છે. વણાટના ભાવ દર વારે ૩૬ ઈંચ પનાના ૨‌૩/૪ થી ૩ આના અને ૪૨ ઇંચ પનાના ૩‌૩/૪ થી ૪‌૩/૪ આના, અને ૪૫ ઈંચ પનાના ૫ થી ૫‌૩/૪ આના હોય છે. ખાદીના ભાવ નીચે મુજબ છેઃ—

| | |
|---|---|
| ૩૧ ઈંચ × ૧ વાર | ૬ થી ૮ આના |
| ૩૮ ,, × ૧ ,, | ૮ થી ૧૦ ,, |
| ૪૦ ,, × ૧ ,, | ૧૧ થી ૧૩ આના |
| ૪૫ ,, × ૧ ,, | ૧૪ આના થી રૂા. ૧-૨-૦ |

રંગેલી અને તરેહવાર ખાદીની માગણી પેદાશ કરતાં વધારે હોય છે. પ્રાંતમાં રંગીન, અને છાપેલા કાપડ, ચીક, સાડીઓ અને ધોતિયાંની પ્રમાણમાં મોટી માગણી હોય છે.

## વરાડમાં ખાદીની પ્રવૃત્તિ

મદ્રાસઆનો વરાડ પ્રાંત, એ મધ્યપ્રાંત અને વરાડના સરકારી પ્રાંતનો એક વિભાગ છે, તે (૧) યવતમાળ, (૨) અકોલા, (૩) અમરાવતી, અને (૪) બલઢાના એ ચાર જીલ્લાનો બનેલો છે. પ્રાંતનું પાટનગર અમરાવતી રાખવામાં આવ્યું છે,

### કપાસનું વાવેતર

વરાડમાં ૨ મોટા પ્રમાણમાં પાકે છે, અને તેની ફળદ્રુપ કાળી જમીન કપાસના પાક માટે ઘણી જ અનુકૂળ છે. વરાડમાં પાકતું રૂ મુખ્ય બે જાતનું છે; વરાડકરી અને રોઝી. 'વરાડકરી' એ નામ એકને એકજ ખેતરમાં સાથે સાથે પાકના લગભગ ૬ જુદી જુદી જાતના રૂના મિશ્રણને આપવામાં આવે છે. તેના તારની લંબાઇ ‌૩/૪થી ૧ ઇંચ સુધીની હોય છે, અને તે જાતના કપાસમાંથી રૂ પણ ભારે ઓછાવત્તા પ્રમાણમાં નીકળે છે. રોઝી

રૂનો તાર ૫ ઇંચ લાંબો હોય છે, અને તે પ્રાંતમાં આફ્રિક આવી ગયો છે. તાર પણ મજબૂત હોય છે. અને કપાસમાંથી લગભગ ૪૦ ટકા જેટલું મોટા પ્રમાણમાં રૂ નીકળી શકે છે.

## કાર્યની યોજના

પ્રાંતિક સમિતિએ જાતે ત્યાંની ખાદીની વ્યવસ્થા પોતાના હાથમાં લીધેલી નથી. અસહકારની શરૂઆતથી જ તેણે માત્ર ખાદીના ઉપયોગ અને બનાવટની બાબતમાં પ્રજામત કેળવવાનું કામ કરેલું છે. જીલ્લાસમિતિઓને તે બાબતમાં યોગ્ય પગલાં લેવાની તેણે સત્તા આપેલી છે. યવતમાળ, અકોલા, અમરાવતી અને બલઢાના, એ ચારે જીલ્લાની સમિતિઓએ, તે મુજબ કામ શરૂ કર્યું, અને કુલ લગભગ રૂ. ૭,૦૦૦ જેટલી રકમ રેંટીઆ પૂરા પાડવામાં, સૂતરની ખરીદીમાં અને ખાદીનો ભંડાર કરવામાં રોકેલી છે,

## કાંતવા વણવાની પ્રવૃત્તિ

ખેતરોમાં મજુરીના દર વધુ હોવાથી, એ પ્રાંતમાં કાંતવાનું કામ લોકપ્રિય થયું નથી. પ્રાંતમાં સામાન્ય રીતે તો ૧૦ આંકથી ઓછા આંકનું, અને કેટલેક ઠેકાણે જ ૨૦ આંક સુધીનું સૂતર તૈયાર થાય છે, જેમાંથી ફક્ત ૨૦ ટકા જેટલું જ તાણાના ઉપયોગનું હોય છે. બાકી હાથે કાંતેલું સૂતર મોટે ભાગે તો ધાબળા અને શેતરંજીના ઉપયોગમાં વપરાય છે.

લગભગ ૧૬૦૦ રેંટીઆ પ્રાંતમાં ચાલતા હોવાનો અંદાજ નીકળેલો છે. સૂતર અને ખાદીની ઉત્પત્ત સંબંધી આંકડા મળેલા નથી. તાણાને લાયક સૂતર, ઘણું ઓછું હોવાથી શુદ્ધ ખાદી જુજ બને છે. તૈયાર થતી ખાદીનો ઘણો મોટો ભાગ તેમાં વણાતા સ્વદેશી મિલના સૂતરના મિશ્રણવાળો જ હોય છે. પ્રાંતમાં વણકરોની સંખ્યા પણ પૂરતી નથી. આખાયે પ્રાંતમાં મળીને આશરે ૧૫૦૦ હાથની સાળો જુદાં જુદાં નીચેનાં ૧૦ મથકો ઉપર ચાલે છે: અંજનગાંવ, એલિચપૂર, પુસાલા, ધમારગાંવ, આકોટ, વાસીન, બાલાપૂર, દેઉળઘાટ, દેવળગાંવ, રાજા અને ખમગાંવ,

કાંતવા વણવાનું શિક્ષણ આપવા માટે ખમગાંવ અને અમરાવતીએ ઔદ્યોગિક શાળાઓ છે, અને તેમાં એકંદરે લગભગ ૧૦૦ વિદ્યાર્થીઓ તે કામ શિખી રહ્યા છે. પ્રાંતમાં જ ખાદી બનાવવાનું ખર્ચ, મજુરીના દર મોંઘા હોવાથી ઘણું વધારે આવે છે, તેથી હાથ કંતામણના સૂતરની અને સસ્તી ખાદીની આયાત કરવાની એ પ્રાંતને જરૂર પડે છે.

# બંગાળામાં ખાદીનું કાર્ય

બંગાળનો પ્રાંત કંઇ નહિ તો ૩૨ જીલ્લાનો બનેલો છે, અને તે જીલ્લામાંથી પણ કેટલાક તો સ્વતંત્ર પ્રાંત બની શકે એવડા મોટા છે. આખા પ્રાંતની કુલ વસ્તી લગભગ ૭ કરોડની છે. કેટલાક ભાગમાં તો વસ્તીનું પ્રમાણુ ઘણું જ મોટું છે, એટલેકે ક્યાંક તો દર ચોરસ માઇલે ૨૦૦૦ જેટલાં માણુસો વસે છે.

મહાસભાનો બંગાળ પ્રાંત ૨૨ જીલ્લાનો બનેલો છે, તેમાં નીચેનાનો સમાવેશ થાય છેઃ-

(૧) બરદ્વાન, (૨) બિરભૂમ, (૩) બાંકોરા, (૪) મિદનાપુર, (૫) હૂગલી, (૬) હાવરા, (૭) ૨૪ પરગણાં, (૮) કલકત્તા, (૯) નાડિયા, (૧૦) મુર્શિદાબાદ, (૧૧) જેસોર, (૧૨) ખૂલના, (૧૩) રાજેશાહી, (૧૪) દીનાજપુર, (૧૫) જલપાઇગુરી (૧૬) દાર્જીલિંગ, (૧૭) રંગપુર, (૧૮) પબના, (૧૯) બોગરા, (૨૦) માલદા, (૨૧) ઢાકા, (૨૨) મિમીનસીંગ (૨૩) ફરિદપુર, (૨૪) બાકરગંજ, (૨૫) ટિપેરા, (૨૬) નવાખલિ, (૨૭) ચિતાગાંગ, (૨૮) સિલ્હેટ, અને (૨૯) કાચાર.

બંગાળમાં રૂનો પાક બહુ જુજ જ થવાથી અને તે રૂ પણ કાંતવા લાયક ન હોવાથી ખાદીની બનાવટની બાબતમાં એ પ્રાંતને ઘણી મુશ્કેલીઓ નડે છે. મે માસ અને ત્યાર પછી પણ, કપાસની વાવણીની વખતે, દરેક ઘરના વાડાની અંદર કપાસ (ટ્રીકાટનનાં) ની વાવવાને સમજુતી આપવાનું કામ આચાર્ય પ્રફુલ્લચંદ્ર રાયની દેખરેખ નીચે ભારે ઉત્સાહપૂર્વક કરવામાં આવેલું.

આ સંદેશો ગામડે ગામડે પહોંચાડવામાં આવ્યો હતો, અને પ્રજાએ તેનો અમલ પણ ઠીક પ્રમાણમાં કર્યો હતો. આ પ્રમાણેજ લોકમત જો દર વર્ષે કેળવવાનું ચાલુ રહેશે, તો આવતાં થોડાં જ વર્ષમાં બંગાળમાં, કાંતવાને માટે રૂ તૈયાર કરવાના પ્રશ્નનો કેટલેક અંશે ઉકેલ આવી ગયેલો હશે. ચિતાંગાંગ વિભાગની ગારૂની ટેકરીઓમાં, અને આસપાસના ડુંગરાળ પ્રદેશમાં તેમજ બંગાળ અને આસામની સરહદ ઉપરની ડુંગરની હારોમાં, પ્રમાણમાં રૂનો સારો જથ્થો પાકેછે. પણ લગભગ એ બધાયનો નિકાશ થાય છે. એ રૂનો તાર ટુંકો હોય છે, અને તે સૂતર કાંતવાના કરતાં ઉનની સાથે મિશ્રણ કરવામાં જ વધારે વપરાય છે. બજારોમાં એ કોમિલા રૂને નામે ઓળખાય છે.

ઝાડકપાસ ટ્રીકાટનનામનું બંગાળી રૂ, લાંબાતારવાળું અને ઉંચી જાતનું હોય છે, પણ તેનો પાક ઘણો થોડો જ કરવામાં આવે છે, દરેક ઘરમાં જો એ જાતના રૂનું વાવેતર કરવાનું લોકપ્રિય બનાવવાને ખૂબ પ્રયત્ન થાય, તો બંગાળની, રૂની જરૂરિયાત ચોથા ભાગની તો સહેજે પૂરી પડી શકે. ટ્રીકાટનનાં બી વાવવાનું શું પરિણામ આવ્યું, તે હજુ જણાયું નથી.

મોટે ભાગે તો જુની ઢબનો જ રેંટીઓ ચલાવવામાં આવે છે, છતાં જુદી જુદી જાતના કેટલાયે નવીન નમૂના ક્ષેત્રમાં મોજૂદ છે. તોપણ હજી અસલી ઢબનો જ ભારે પ્રચાર થઇ રહ્યો છે. બંગાળના

રસાયણી કારખાનાવાળા શ્રી. સતીશચંદ્ર ગુપ્તે એક નવીન ઢબનો રેંટીયો તૈયાર કર્યો છે, અને તે પ્રાંતમાં વપરાશને માટે અત્યંત સંતોષકારક નીવડ્યો છે. અજાના અમુક ભાગોમાં તો કાંતવાને એક સુંદર કળા તરીકે માનેલી છે. ચિતાંગાંગ, નવાખલી, ટિપેરા બાંકુરા અને મિદનાપુર જેવા કેટલાક જીલ્લાઓમાં તો કાંતવાનો રોજગાર કદિયે નાશ પામ્યો નહોતો. ઢાકાનું પ્રખ્યાત મલમલ તો જગજાહેર ગણાતું. એક નાની વિંટીમાંથી આખુંયે કપડું પસાર થઇ જઈ શકતું, એટલું બારીક તે બનતું! અત્યારે પણ ઢાકા અને આસપાસના પ્રદેશમાં ૫૦ થી ૬૦ આંકનું સૂતર તૈયાર થાય છે. સરેરાશ ૧૦ અને ૧૨ આંકનું હોય છે. પ્રાંતમાં દર માસે ૨૨૦૦ રતલ સૂતર તૈયાર થતું હોવાનો અંદાજ કહાડેલો છે, અને ચિતાંગાંગ વિભાગ જેમાં કપાસનો સારો પાક થાય છે, અને જ્યાં રેંટીઓ કદિ નાશ પામ્યો ન હતો ત્યાં તે સૂતર મોટે ભાગે તૈયાર થાય છે. ચિતાગાંગમાં કાંતવા માટે કોમિલા રૂ વાપરવામાં આવે છે, અને જ્યારે વધારે આંકનું સૂતર તેમાંથી કાઢવામાં આવે છે, ત્યારે તે તાણામાં ચાલે તેવું ટકાઉ થતું નથી. પરિણામે બંગાળમાં તાણા માટે મિલનું સૂતર વાપરવાનો સામાન્ય ચાલ થઇ પડ્યો છે.

જો કોમિલા રૂને બદલે પ્રાંતની બ્હારનું રૂ વાપરવામાં આવે, તો શુદ્ધ ખાદી માટે પડતી અત્યારની મુશ્કેલીઓ મોટે ભાગે તો દૂર થઇ જાય. ઢાકા જીલ્લો, કે જ્યાં ઘણુંખરું તો વર્ધાનું રૂ વપરાય છે, ત્યાંનું મોટા ભાગનું સૂતર તાણામાં ચાલી શકે તેવું હોય છે. શુદ્ધ ખાદી ઢાકામાં તેમજ કેટલીક મિદનાપુર અને સનથલ પરગણાના જીલ્લાઓમાં તૈયાર થાય છે. ઢાકા જીલ્લામાં ખાદીનું કાર્ય ખૂબ આગળ વધેલું છે, કારણ ત્યાં તે કામને મહાસભાની તમામ બીજી પ્રવૃત્તિઓથી છૂટું પાડીને ડૉ. પી. સી. ઘોષની દેખરેખ નીચે જૂદા જ ખાતામાં મૂકવામાં આવ્યું છે. ઢાકાની ખાદી સસ્તી અને સારી જાતની હોય છે. જો આ કામની વ્યવસ્થા માટે એક મધ્યસ્થ મંડળ નીમવામાં આવે, અને નિયમિતપણે રૂ પૂરૂં પાડવામાં આવે, તેમજ સૂતરની ખરીદી કે વહેંચણી જરૂર પડે તેમ રીતસર ચાલ્યાં કરે; તો ઢાકામાં જે થઇ શક્યું છે, તેવું જ બીજા જીલ્લામાં સહેજે કરી શકાય.

મિશ્ર ખાદી તૈયાર કરવાની પ્રથાને લઇને, દગાખોર વેપારીઓને માટે પરદેશી તેમજ સ્વદેશી મિલના કાપડને ખાદી તરીકે વેચી મારવાનું સહેલું થઈ ગયું છે. તેથી શુદ્ધ ખાદી જ બનાવવા તથા વાપરવાની અગત્ય લોકોને સમજાવવા માટે ભારે પ્રયત્ન કરવા પડશે.

વણકરોને પણ મિલનું સૂતર વાપરવાનું સહેલું પડવાથી રેંટીઆનું સૂતર તાણામાં વણવાનો ભારે અણગમો છે.

અથવા તો હાથે કાંતેલા સૂતર ને માટે વધારે વણામણ માગે છે. ઢાકામાં ખંતવડે આ બધી મુશ્કેલીઓ ટાળી શકાઇ છે. વણાટના ભાવ ભિન્ન ભિન્ન જીલ્લાઓમાં ઘણા વધારે ઓછા હોય છે. દાખલા તરીકે ઢાકામાં વણાટ એ મુખ્ય ઉદ્યોગ હોવાથી ત્યાં દર વધારે ઉંચા છે. જ્યારે નવાબલી અને ચિતાંગાંગના કેટલાક ભાગો કે જ્યાં એ ધંધો ગૌણ છે, ત્યાં વણાટના ભાવ સાધારણ હળવા છે. બાંકુરાના અત્યંત ગરીબ જીલ્લામાં તો ભાવ છેક હલકા છે. એતો નિઃશંક કબૂલ કરવામાં આવે છે, કે બંગાળમાં, ઢાકાના વણકરો સૌથી જ અદ્વિયાતા છે. વણવાના દર સામાન્ય રીતે ૪૪ ઈંચ પનાના શુદ્ધ ખાદીનાં ધોતિયાં અને સાડીઓના દર વારે ૩ થી ૫ે આના બેસે છે.

બંગાળમાં પીંજવાનું કાંતનાર પોતે જ કરી લે છે. ૧૦ થી ૧૨ આંકના સૂતરના ૮૦ તોલાના શેરનું કંતામણ આશરે ૧૦ આના બેસે છે. આમાં પીંજ-

મણનું ખર્ચ પણ ગણી લેવામાં આવે છે. સૂતર એક સરખું અને વળદાર હોય છે. સૂતરની કચાશ મોટા પ્રમાણમાં રૂની હલકી જાતને લઇને હોય છે, નહિ કે ખરાબ કંતામણને લીધે. બંગાળમાં મિશ્ર ખાદી તો ઘણી જ તૈયાર થાય છે, અને શુદ્ધ ખાદીનું પ્રમાણ માસિક ૫૦૦૦ વાર જેટલું જ છે. પેદાશ કરતાં ખપત વધારે હોવાથી, આંધ્ર અને સંયુક્ત પ્રાંતમાંથી ખાદીની આયાત કરવી પડે છે. ખાદીના કામની નવેસર રચના, બંગાળમાં હવે હાથ ધરવામાં આવી છે, અને તેને માટે આખાએ પ્રાંતનું જુદું પેટા ખાદીમંડળ પણ નીમવામાં આવ્યું છે.

---

# આસામમાં ખાદીની પ્રવૃત્તિ

## પ્રાંતનું બંધારણ

સરકારી પ્રાંતોની યોજના પ્રમાણે આસામના ખીણોના પ્રાંતમાં આસામ અને સરમા એ બેઉ ખીણોના પ્રદેશનો સમાવેશ થયેલો છે. પણ મહાસભાએ આસામને જુદો પ્રાંત બનાવી સરમાના પ્રદેશને મહાસભાના બંગાળ પ્રાંત સાથે જોડી દીધેલો છે. એ મુજબ, આસામ નીચેના જીલ્લાઓનો બનેલો છેઃ—(૧) દીબ્રુગઢ, (૨) ઉત્તર લખીમપુર, (૩) શિવસાગર (૪) જોરહટ, (૫) ગોલાઘાટ, (૬) નવગાંગ, (૭) તેજપુર, (૮) મંગલદાઇ (૯) ગૌહટી, (૧૦) બારપેટા, (૧૧) ધુબ્રી અને (૧૨) ગોલપારા.

## રૂની પેદાશ

આ બધામાંથી, રૂનો પાક ફક્ત ગોલપારા, ગૌહટી, નવગાંગ અને શિવસાગર જીલ્લાઓમાં જ થાય છે, અને આ પ્રાંતની રૂની વાર્ષિક પેદાશ ફક્ત ૫,૦૦૦ મણ (૮૨ રતલનો) જેટલી જ છે. છતાં લોકોની અત્યારની રાજકીય અને આર્થિક સ્થિતિની પણ એક વિચિત્રતા જ છે કે એ પ્રાંતમાં પાકતું આ પ્રકારનું રૂ બહારગામ મોકલી દઇને, સૂતર કાંતવા માટે હલકી જાતનું રૂ અને તે પણ વળી ઘણા ઉંચા ભાવ આપીને, ખરીદ કરવામાં આવે છે. જુદા જુદા જીલ્લામાં પાકતું રૂ લગભગ એક જ જાતનું હોય છે. તે ટુંકા તારવાળું (આશરે ½ ઈંચ) હોય છે, અને ખરૂં જોતાં તેમાં વળદાર માલ કંઈ હોતો જ નથી. પણ તેને ઉગાડવામાં જરા વધારે સાવચેતી રાખવાથી, તેની જાતમાં કંઇક સુધારો કરી શકાય એમ છે. ઝાડ કપાસ સારી જાતનું રૂ, કેટલાક વાડાઓમાં ફક્ત ઘરનાજ ઉપયોગ પૂરતું જુજ પ્રમાણમાં પકવવામાં આવે છે. પણ તેની પેદાશ તો નજીવી જ ગણાય. જો તેને ઉગાડવાનો ઉત્સાહ દરેક કુટુંબમાં આવે, તો આ દિશામાં ઘણું કાર્ય થઇ શકે. પણ તેવો ઉપદેશ આપતાં પહેલાં, કેટલાક અખતરા કદાચ કરવાની જરૂર રહેશે. તે સિવાય, કંબોડિયા કે બીજી સારી જાતોનું લાંબા તારનું રૂ સફળતાથી ઉગાડવાને ત્યાં અવકાશ છે જ. એ પ્રાંતમાં એવી કોઈ સંસ્થાની ખાસ આવશ્યકતા છે, જે રૂ પકવવાના અખતરા કરે અને લોકોને તે વિષયની માહિતી પૂરી પાડે. દરમ્યાન સારી જાતના રૂની અત્યારે તો આયાત એ પ્રાંતમાં કરવી જ પડશે. લોકોને વ્યાજબી ભાવે પૂરતા પ્રમાણમાં રૂ મળી રહે તે માટે પણ કંઇક કરવું જરૂરનું છે. પહેલાંના વખતમાં કપાસના ૮૨ રતલના મણનો રૂ. ૬ થી ૭ સુધી ભાવ રહેતો, પણ કેટલાંક કાર-

શાને લઇને—અસહકારના ક્રમમાં સ્વદેશીનો સમાવેશ થયો છે, એ પણ એમાંનું એક કારણ મનાય છે —આખાયે ગયા વર્ષ દરમ્યાન પણ કપાસનો ભાવ રૂ ૧૦ થી ૧૪ સુધી રહ્યાં કર્યો છે.

## કંતામણ

આશરે ૫૦ વર્ષ પૂર્વે આસામમાં ચાલતી દરેકે દરેક હાથની સાળમાં, હાથે જ કાંતેલું સ્થાનિક સૂતર માત્ર વપરાતું, અને તેનાથી તૈયાર થતું કાપડ અત્યારના બજારૂ કાપડના કરતાં જરાયે ઉતરે તેમ નહોતું. ત્યારબાદ માનચેસ્ટરના મિલના સૂતરે ધીરે ધીરે પ્રવેશ કર્યો, અને અત્યારે આપણે જોઇએ છીએ તે પ્રમાણે તે સૂતરે હાથકંતામણના ઉદ્યોગનો સમુળગો નાશ કરી દીધેલ છે. પણ અસહકારના ઉપદેશથી આસામને ખાસ સંદેશો મળ્યો, અને અત્યારે આસામ પોતાના આત્માને ફરીવાર જાગૃત કરી રહ્યું છે. આસામમાં, અસહકારના ઇતિહાસની શરૂઆત મહાત્માજી છેક ૧૯૨૧ ના ઓગસ્ટ માસમાં ત્યાં ગયા ત્યારથી જ શરૂ થયેલી ગણાય; અને ત્યાર પછીના ટુંક સમયમાંજ આસામ બીજી પ્રવૃત્તિઓની સાથે સ્વદેશીમાં પણ ઘણું આગળ વધ્યું છે. આસામવાસીઓનો ઘણો મોટો ભાગ કાંતવાનું કામ સુંદર જાણે છે. આસામમાં વણાટનો ઉદ્યોગ હજીયે અસલના જેવો જ પગભર રહેલો હોવાથી, દરેક કુટુંબમાં વણાટને અંગે સૂતર વીંટાળવાના ઉપયોગ સારૂ, રેંટીઓનો વાસ તો છે જ, અને હવે કાંતવાનું કામ પણ લોકોએ સંતોષકારક ઝડપથી હાથ લેવા માંડ્યું છે.

## પીંજામણ

આખા પ્રાંતમાં ક્યાંએ કપાસ પીલવાનું કારખાનું ન હોવાથી, રૂની નિકાશ કરવા માટે ત્યાં પાકતા કપાસને બ્હાર આમ પીલાવવા સારૂ મોકલવો પડે છે. ઘરના ઉપયોગ પૂરતું રૂ, ૮ થી ૧૨ આનાની કિંમતના નાના, લાકડાના ચરખાથી પીલી લેવામાં આવે છે. આ ચરખાથી નહિ જેવું જ, સાવ થોડું રૂ પીલાય છે, પણ તેને સુધારીને ગુજરાતમાં વપરાતા મોટા અને વધારે કામ આપે તેવા ચરખા જેવો તેને બનાવે તો, ઠીક થઈ પડે ઉપર પ્રમાણે પીલાયેલા રૂને ઘેર જ પીંજીને કાંતવા લાયક બનાવે છે. ધંધાદારી પીંજારાઓ પ્રાંતમાં છે જ નહિ, સિવાય કે કોઈ એક બે રડ્યા ખડ્યા થોડો વખત કામ કરવા આવેલા, મોટા ગામમાં નજરે પડે તેજ. ને બોકો પાસે ફક્ત વેપારીઓજ રજાઈ, ઓશિકાં વગેરે માટે જોઇતું રૂ પીંજાવી લે છે. પણ ઘરમાં કાંતવા સારૂ તો, રૂને નેતરના બનાવેલા નાજુક કામઠા વડે જ પીંજી લેવામાં આવે છે. તેની સુંવાળી તાંત પણ નેતરને વળ દઇને બનાવવામાં આવે છે. દસ અને બાર બાર વર્ષની નાની બાળાઓ પણ આ કામઠાવડે ધીમે ધીમે, પણ સુંદર રૂ પીંજતી જોવામાં આવે છે. આ કામઠું, ઘટ થયેલા તારવાળું રૂ પીંજવામાં પણ એટલું જ સંતોષકારક કામ આપે કે કેમ, તે હજી જોવાનું રહ્યું છે.

## વણાટ

ગૃહ ઉદ્યોગ તરીકેહાથનીસાળનોપ્રચાર ત્યાં આદર્શમય ગણી શકાય. આસામમાં તેને હજી સુધી જરાયે ધોકો પહોંચ્યો નથી. ત્યાંની સાળો સાદામાં સાદી બનાવટની છે, અને તેને સાધારણ રીતે બે મીનીટમાં તો વાળી લઇને, બીજે ઠેકાણે સહેલાઈથી ગોઠવી શકાય છે. દરેક ઘરમાં ઓછામાં ઓછી એક સાળતો છે જ, અને કોઈ ઠેકાણે બે અને ત્રણ પણ રાખવામાં આવેલી છે. સુંદર, કળાદાર કપડું વણવામાં આસામની બ્હેનો હરીફાઇમાં બીજા કોઇથી ઉતરે એમ નથી. દરેક સ્ત્રી પોતાનો નવરાશનો ઘણો વખત કપડું વણવામાં જ ગાળે છે, અને કુટુંબના વપરાશ પૂરતું કાપડ સહેલાઇથી તૈયાર કરી લે છે. તાણો પણ ઘેર જ કરવામાં આવે છે, અને આસામમાં તેની રીત પણ ઘણી સરસ છે. તાણા માટેનું સૂતર, ત્રણ દિવસ સુધી પાણીમાં પલાળી રાખે છે, અને ચોથા દિવસની સાંજે, એક કલાક કરતાં પણ વધારે તે સખત થઇ જાય તેટલું ઉકાળવામાં આવે છે. પછી સફેદ લોટની કાંજી

બનાવી, તેના પાણીમાં તેને ફરી ઉકાળે છે. સૂતરના અડધા ભાગના વજન જેટલો લોટ વપરાય છે. ધાણુમાંથી પણ કાંજી બનાવવામાં આવે છે, પણ તે રીત જરા અઘરી છે. દરેક તારને આ પ્રમાણે પૂરતી કાંજી પવાઇ રહે, એટલે તેને વહેતા પાણીમાંથી બહાર કાઢીને રાતભર ઢાંકી મૂકે છે. અને સવારે નીચોવીને સૂકવી નાંખવામાં આવે છે. પછી સૂકાઇ ગયા પછી એ તાણા માટે તૈયાર થયેલું ગણી શકાય.

આ રીત આખા આસામમાં પ્રચલિત છે; અને સ્વદેશીનો પ્રચાર બધાયે જીલ્લામાં લગભગ સરખો જ છે. આ ઉદ્યોગ આસામના દરેક ઘરમાં મોજુદ છે, પણ કાંતવાનું ઘણું ઓછું થતું હોવાથી, સૂતર બહારથી લાવવું પડે છે. હવે ઘણીખરી સાળો વાણામાં તો રેંટીઆનું સૂતર વાપરવા લાગી છે, અને લોકોને જો હાથના સૂતરના ફાયદા સમજાવવામાં આવે તો મિલનું સૂતર તદ્દન છોડી દઇને તેઓ રેંટીઆનું સૂતર ફરીથી વાપરવા માંડે એવી આશા રાખી શકાય. પ્રાંતિક સમિતિને આ બાબતની આવશ્યકતા સમજાઇ છે, અને હમણાં જ તેમણે નીમેલા ખાદી મંડળે આ સવાલ હાથમાં પણ લીધેલ છે.

## ખાદીના કામની વ્યવસ્થા

ગયે વર્ષે આસામ પ્રાંતિક સમિતિએ નીમેલી રૂ સમિતિની જગ્યા આ નવા પ્રાંતિક ખાદી મંડળે લઇ લીધી છે. જુની સમિતિ ગયે વર્ષે લોકોને જરૂરી રૂ સસ્તે ભાવે પૂરૂં પાડવાના ઉદ્દેશથી રચવામાં આવેલી. કાર્યકર્તાઓમાં વ્યવહારિક જ્ઞાનની કમીના હોવાથી એ સમિતિને કેટલુંક નુકસાન પણ વેઠવું પડયું, અને દમનનીતિના સખ્ત અમલ સામે પણ તેને બાથ ભીડવી પડી હતી. સપ્લાઇને લીધે સીધું કે આડકતરૂં બધું મળીને એકંદરે રૂ. ૨,૫૦૦ થી ૩,૦૦૦ નું નુકસાન થયાનો અડસટ્ટો કહાડેલો છે. આ બધી મુશ્કેલીઓ નડતાં છતાં પણ એ રૂસમિતિએ સારૂં કામ કર્યું છે, અને ખાદીના પ્રચારને ઘણું ઉત્તેજન આપ્યું છે. તે સિવાય આશરે ૬૦૦ રેંટીઆ પણ તેણે મફત વહેંચેલા છે. ગયે વર્ષે તેનું કામ આટલા ટુંકા પ્રમાણમાં જ ચાલેલું, પણ ગયે વર્ષે જે કાંઇ અનુભવ મેળવ્યો તેથી, અને અખિલ હિંદની કાર્યવાહક સમિતિએ નાણાંની પૂરતી મદદ કરી આપવાનું વચન આપ્યાથી આ કામનો ઉત્સાહ વધ્યો, અને પરિણામે એ જુનું મંડળ ફેરવાઇને નવી પ્રાંતિક ખાદી સમિતિ રચાઇ છે. નવા મંડળનો ઇરાદો કપાસના વાવેતરથી માંડીને ખાદીની બનાવટ અને તેની ખપત સુધીની તમામ ક્રિયાઓ પર્યંત પોતાની પ્રવૃત્તિ વધારવાનો છે. ઘેર ઘેર સ્વદેશીનો સંદેશો પહોંચાડવાની અને લોકોને જરૂર જોઇતું રૂ પકવી લેવાની, તેમજ સાળોમાં હાથનું જ સૂતર વાપરવાની સમજુત આપવાને જરૂરી પગલાં લેવાની તેની ધારણા છે. તેની એ પણ યોજના છે, કે રૂ ઉગાડવાના અખતરા કરવા એક સંસ્થા ઉઘાડવી, તથા કાંતવા વણવાનું આદર્શ શિક્ષણ આપવા બે ત્રણ શાળાઓ સ્થાપવી. તેમ જ યોગ્ય નમૂના પ્રમાણેના રેંટીઆ તેમ જ સાળો તૈયાર કરી લોકોને વાજબી ભાવે પૂરા પાડવા સારૂ એક બે કારખાનાં પણ ખોલવાં. અત્યારે આસામમાં તૈયાર થતી ખાદી ઘણે ભાગે મિશ્ર જ હોય છે, અને પૂરતા જથ્થામાં શુદ્ધ ખાદી તૈયાર કરતાં હજી કેટલોક વખત લાગશે. આસામમાં કેટલાક ભાગોમાં બીજા પ્રાંતોમાંથી લોકો આવીને વસેલા છે. તેઓ આસામીઓની માફક વણવાનું કામ કરતા નથી. આવા માણસોને માટે ખાદી પૂરી પાડવા સારૂ ખાદી ભંડાર ખોલવા જોઇએ, એમ કમિટીનું માનવું છે.

ત્યાંની પ્રાંતિક સમિતિએ સમસ્ત હિંદના મહાસભાના ખાદી ખાતા પાસે એક લાખ રૂપિયાની લોન માટે માગણી કરી છે, ગયે વર્ષે તે પ્રાંતને સ્વદેશીના કામ માટે મળેલી રૂ. ૨૫,૦૦૦) ની ગ્રાંટમાંથી રહેલી શિલીકમાંથી લગભગ રૂ. ૧૫,૦૦૦) પ્રચાર ઇત્યાદિના પાછા ન વળી શકે એવા ખર્ચ માટે, વાપરવાની આસામ પ્રાંતના ખાદી મંડળે